## અનુપમ લાભાર્થી

પ્રસ્તુત પટ્ટાવલિ સમુચ્ચય ભાગ ૨ ના પ્રકાશનનો સંપૂર્ણ
લાભ પ પૂ. સિદ્ધાંતમહોદધિ સ્વ. આચાર્ય દેવ શ્રીમદ્
વિજય **પ્રેમસૂરીશ્વરજી** મ. ના પ્રશિષ્ય પૂજ્ય પંન્યાસજી
**શ્રી મણિરત્ન વિજયજી** મહારાજની શુભ પ્રેરણાથી
**"શ્રી રતનબેન ગુલાબચંદ જૈન ઉપાશ્રય ટ્રસ્ટ,**
**નાગજીભુધરની પોળ, અમદાવાદ"**
તરફથી જ્ઞાનનિધિમાંથી લેવામાં આવેલ છે
લાભ લેનાર ટ્રસ્ટનો અમે ઉમળકા પૂર્વક અમો
આભાર માનીએ છીએ

લી. શ્રી જિનશાસન આરાધના ટ્રસ્ટ વતી

ટ્રસ્ટીઓ



# પ્રકાશકીય

જૈન ઈતિહાસમાં અત્યંત મહત્ત્વને ધારણ કરતા પટ્ટાવલિ સમુચ્ચય ભાગ ૧-૨ નું સર્જન પૂજ્યશ્રી દર્શનવિજય મ. તથા શ્રીજ્ઞાનવિજય મ. (ત્રિપુટી)મહારાજે કરીને વર્ષો પૂર્વે પ્રકાશિત કરેલ છે. આ પટ્ટાવલિ સમુચ્ચયના બંને ભાગોને અમે સહર્ષ પુનઃ પ્રકાશિત કરી રહ્યા છીએ.

પ્રથમ ભાગમાં તેર પટ્ટાવલિઓનો સંગ્રહ હતો. જે પ્રાકૃત સંસ્કૃત ભાષામાં હતી. બીજા ભાગમાં ગુજરાતી ભાષામાં રચાયેલ બાવીશ પટ્ટાવલિઓ આપેલ છે. આમાં મુખ્ય શ્રી સૌધર્મગચ્છ પટ્ટાવલિ રાસ છે, જેના રચયિતા સુપ્રસિદ્ધ કવિરાજ શ્રી દીપવિજયજી મહારાજા છે. (જેમનું રચેલું ભગવાન મહાવીરનું હાલરડું હાલમાં આપણે દરવર્ષે ભાદરવા શુદ ૧ પ્રતિક્રમણમાં બોલીએ છીએ.)

આ પટ્ટાવલિઓના રચયિતા પૂર્વપુરુષોનો મહાન ઉપકાર માનીએ છીએ. સાથે સાથે સંપાદક પૂજ્યોનો પણ ઉપકાર માનીએ છીએ. વર્ષો પૂર્વે આ ગ્રંથને પ્રકાશન કરનાર શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા પ્રત્યે કૃતજ્ઞતાના ભાવને પ્રદર્શિત કરીએ છીએ.

પ્રાન્તે આવા ગ્રંથોના અધ્યયન વાંચન પઠન વગેરે દ્વારા આપણને આપણા પૂર્વપુરુષોની ગૌરવગાથાને યાદ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે. તેથી સકલ ચતુર્વિધ સંઘનો આવા ગ્રંથનું પઠન-વાંચન કરવા અમારી ભાવભરી વિનંતિ છે.

શ્રુતભક્તિનો વધુને વધુ લાભ મળે તેવી ભાવના સાથે શ્રુતાધિષ્ઠાયિકા શ્રી સરસ્વતી દેવીના ચરણે ભાવભર્યાં વંદન.

લી. શ્રી જિનશાસન આરાધના ટ્રસ્ટ વતી

ટ્રસ્ટીઓ

# પ્રાપ્તિસ્થાન

(૧) પ્રકાશક - મુંબઈ

(૨) શ્રી જિનશાસન આરાધના ટ્રસ્ટ
C/o. ચંદ્રકાંત એસ. સંઘવી
કનાસાનો પાડો, પાટણ
(ઉત્તર ગુજરાત)

(૩) મૂળીબેન અંબાલાલ રતનચંદ
જૈન ધર્મશાળા,
સ્ટેશન રોડ, વીરમગામ

(૪) બંસીલાલ અંબાલાલ શાહ
જૈન યાત્રિક ભુવન,
માણેક ચોક, ખંભાત.



મૂલ્ય રૂા. ૭૫/-

વીર સં ૨૫૨૨ વિક્રમ સંવત ૨૦૫૨



। નમો નમઃ શ્રીગુરુપ્રેમસૂરયે ।

## દિવ્ય કૃપા

સિદ્ધાંતમહોદધિ સ્વ. આચાર્ય દેવ શ્રીમદ્
વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજા.

## શુભાશીષ

વર્ધમાન તપોનિધિ ગચ્છાધિપતિ
સ્વ. આચાર્ય દેવ શ્રીમદ્ વિજય
ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજા.

## પુણ્યપ્રભાવ

પરમ પૂજ્ય સમતાસાગર સ્વ. પંન્યાસજીશ્રી
પદ્મવિજયજી ગણિવર્યશ્રી.

## પ્રેરણા-માર્ગદર્શન

પ. પૂ. આચાર્ય દેવ શ્રીમદ્ વિજય
હેમચંદ્રસૂરિ મહારાજ.

# શ્રુતસેવાના કાર્યમાં સદાના સાથીઓ

## શ્રુતસમુદ્ધારક

- ભાણબાઈ નાનજી ગડા ( પ.પૂ. ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્વિજય ભુવનભાનુસૂરિ મ.સા. ના ઉપદેશથી )
- શેઠ આણંદજી કલ્યાણજી, અમદાવાદ.
- શ્રી શાંતિનગર શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, અમદાવાદ. ( પ.પૂ. તપસમ્રાટ આચાર્યદેવ શ્રીમદ્વિજય હિમાંશુસૂરિ મ.ની પ્રેરણાથી )
- શ્રી શ્રીપાળનગર જૈન ઉપાશ્રય ટ્રસ્ટ, વાલકેશ્વર, મુંબઈ. ( પ. પૂ. ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્વિજય રામચંદ્રસૂરિ મ. ની દિવ્યકૃપા તથા પ. પૂ આચાર્યદેવ શ્રીમદ્વિજય મિત્રાનંદ સૂ. મ. ની પ્રેરણાથી )
- શ્રી લાવણ્ય સોસાયટી શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, અમદાવાદ( પં. પૂ. પંન્યાસજી શ્રી કુલચંદ્રવિજયજી ગણિવર્યની પ્રેરણાથી)
- નયનબાળા બાબુભાઈ સી. જરીવાળા હા. ચંદ્રકુમાર, મનીષ, કલ્પનેશ ( પ. પૂ. મુનિરાજશ્રી કલ્યાણબોધિ વિજયજી મ.સા. ની પ્રેરણાથી )
- કેશરબેન રતનચંદ કોઠારી હા. લલિતભાઈ ( પ પૂ. ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય જયઘોષસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી )
- શ્રી શ્વેતાંબર મૂર્તિપૂજક તપગચ્છીય જૈન પૌષધશાળા ટ્રસ્ટ, દાદર, મુંબઈ
- શ્રી મુલુંડ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, મુલુંડ, મુંબઈ. (પૂજ્યપાદ આચાર્યદેવ શ્રી હેમચંદ્રસૂરિ મ.સા. ની પ્રેરણાથી)
- શ્રી શાંતાક્રુઝ શ્વેતાંબર મૂર્તિપૂજક તપાગચ્છ સંઘ, શાંતાક્રુઝ,

મુંબઈ. ( પૂજ્યપાદ આચાર્યદેવ શ્રી હેમચંદ્રસૂરિ મ.સા. ની પ્રેરણાથી )

- શ્રી દેવકરણ મૂળજીભાઈ જૈન દેરાસર પેઢી, મલાડ (વેસ્ટ), મુંબઈ. (પ. પૂ. મુનિરાજશ્રી સંયમબોધિ વિ. મ. ની પ્રેરણાથી)
- સંઘવી અંબાલાલ રતનચંદ જૈન ધાર્મિક ટ્રસ્ટ, ખંભાત. ( પૂ. સા. શ્રી વસંતપ્રભાશ્રીજી મ. તથા પૂ. સા. શ્રી સ્વયંપ્રભાશ્રીજી મ. તથા પૂ. સા. શ્રી દિવ્યયશાશ્રીજી મ. ની પ્રેરણાથી મૂળીબેનની આરાધનાની અનુમોદનાર્થે. )
- બાબુ અમીચંદ પનાલાલ આદીશ્વર જૈન ટેમ્પલ ચેરીટેબલ ટ્રસ્ટ, વાલકેશ્વર, મુંબઈ-૬. ( પૂ. મુનિરાજશ્રી અક્ષયબોધિ વિ. મ. તથા પૂ. મુનિરાજશ્રી મહાબોધિ વિ. મ. તથા પૂ. મુનિરાજશ્રી હિરણ્યબોધિ વિ. મ. ની પ્રેરણાથી )
- શ્રી શ્રેયસ્કર અંધેરી ગુજરાતી જૈન સંઘ, મુંબઈ. ( પૂ. મુનિરાજશ્રી હેમદર્શન વિ. મ. તથા પૂ. મુનિરાજશ્રી રમ્યઘોષ વિ. મ. ની પ્રેરણાથી )
- શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ, મંગળપારેખનો ખાંચો, શાહપુર, અમદાવાદ (પ. પૂ. આચાર્યદેવ શ્રી રુચકચંદ્ર સૂરિ મ. ની પ્રેરણાથી)
- શ્રી પાર્શ્વનાથ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, સંઘાણી એસ્ટેટ, ઘાટકોપર (વેસ્ટ), મુંબઈ. ( પૂ. મુનિરાજશ્રી કલ્યાણબોધિ વિ. મ. ની પ્રેરણાથી )
- શ્રી નવજીવન સોસાયટી જૈન સંઘ, બોમ્બે સેન્ટ્રલ, મુંબઈ. ( પૂ. મુનિરાજશ્રી અક્ષયબોધિ વિ. મ. ની પ્રેરણાથી )
- શ્રી કલ્યાણજી સોભાગચંદ જૈન પેઢી, પીંડવાડા. ( સિદ્ધાંતમહોદધિ સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મ. સા. ના નિર્મળ સંયમની અનુમોદનાર્થે.)
- શ્રી ઘાટકોપર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ, ઘાટકોપર, મુંબઈ.

# શ્રુતોદ્ધારક

- શ્રી લક્ષ્મીવર્ધક જૈન સંઘ, પાલડી, અમદાવાદ. (પ.પૂ. મુનિરાજશ્રી નિપુણચંદ્ર વિજય મ. ની પ્રેરણાથી)
- શ્રી નડીયાદ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, નડીયાદ. ( પ.પૂ. મુનિરાજ શ્રી વરબોધિ વિજયજી મ. ની પ્રેરણાથી )
- શ્રી સાયન શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, સાયન, મુંબઈ.
- શ્રી પાર્શ્વનાથ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, સંઘાણી એસ્ટેટ, ઘાટકોપર (વેસ્ટ), મુંબઈ.

# શ્રુતભક્ત

- શ્રી બાબુભાઈ સી. જરીવાલા ટ્રસ્ટ, નિઝામપુરા, વડોદરા.
- શ્રી બાપુનગર શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, અમદાવાદ. ( મુનિરાજશ્રી અક્ષયબોધિવિજયજી મ તથા મુનિરાજશ્રી મહાબોધિ વિજયજી મ. ની પ્રેરણાથી )
- શ્રી સુમતિનાથ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ, મેમનગર, અમદાવાદ ( પૂ. મુનિરાજશ્રી ધર્મરક્ષિત વિ. મ. તથા પૂ. મુનિરાજશ્રી હેમદર્શન વિ. મ. ની પ્રેરણાથી)
- સ્વ. શ્રી સુંદરલાલ દલપતભાઈ ઝવેરી. હા. જસુદબેન, પુનમચંદભાઈ, જસવંતભાઈ વગેરે
- શ્રી મુનિસુવ્રત સ્વામિ જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક મંદિર ટ્રસ્ટ, કોલ્હાપુર.
- શ્રી અરવિંદકુમાર કેશવલાલ ઝવેરી જૈન રિલિજિયસ ટ્રસ્ટ, ખંભાત

શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા : ૪૪

# શ્રી પટ્ટાવલી-સમુચ્ચય

ભાગ બીજો



પુરવણીકાર :
મુનિ શ્રીદર્શનવિજયજી [ત્રિપુટી]

સંપાદક :
મુનિ શ્રીજ્ઞાનવિજય [ત્રિપુટી]



# પ્રકાશકના બે બોલ

આજે પટ્ટાવલી સમુચ્ચયનો બીજો ભાગ પ્રકાશિત કરતાં અમને ખૂબ આનંદ થાય છે. વિ. સં. ૧૯૮૯માં એટલે કે સત્તર વર્ષ પહેલાં પટ્ટાવલી સમુચ્ચય ભાગ પ્રથમ અમે પ્રગટ કર્યો હતો એમાં નેવ પટ્ટાવલીઓનો સંગ્રહ તેમજ દશ અનુપૂર્તિઓ અને સાત પરિશિષ્ટો આપ્યા હતા. એ પુસ્તકનો જૈન અને જૈનેતર વિદ્વાનોએ અને પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ ખૂબ જ આદર કર્યો હતો. અને તેની પ્રશંસા કરતાં એટલા સુધી કહ્યું હતું કે આ પટ્ટાવલી સમુચ્ચય ભારતીયઇતિહાસ સંશોધનમા એક સાંકળ જેવો ઉપયોગી છે.

બસ, એવી જ રીતે આ દ્વિતીય વિભાગમા પણ બાવીશ પટ્ટાવલીઓ, અને વિસ્તૃત પાદનોંધ આપી છે પ્રથમ ભાગમા બધી પટ્ટાવલીઓ પ્રાકૃત અને સંસ્કૃત હતી જ્યારે આ ભાગમાં બધી ગુજરાતી પટ્ટાવલીઓ છે અને તેની વિસ્તૃત પાદનોંધ આપી તેને વધુ રસિક બનાવેલ છે. કેટલીક પટ્ટાવલીઓમાં તો પ્રાચીન ગુજરાતી રાગોનો ઉપયોગ કરી સુંદર ગેય સ્તુતિઓ આપી છે, જે ગાતા પ્રાચીન માણભટ્ટ પદ્ધતિનુ સ્મરણ થઈ આવે છે.

પૂજ્ય ત્રિપુટી મહારાજે પૂજ્યપાદ ગુરુદેવના સ્મારકની આ ગ્રંથમાળા માટે આવુ સુંદર ઐતિહાસિક પુસ્તક પ્રકાશિત કરવાની અમને તક આપી છે તે માટે અમારા અહોભાગ્ય માનીએ છીએ સુજ્ઞ વાચકો પ્રથમ ભાગની જેમ જ આનો લાભ લઈ જૈનધર્મના ઇતિહાસથી પરિચિત બને એ જ શુભેચ્છા.

—પ્રકાશક.



# આ મુ ખ

पणमामि अरिहंते, सिद्धे आयरियेअ उवज्झाये ।
साहुणो य चरित्तं, णाणं तह दंसणं निच्चं ॥१॥

એ તો સ્પષ્ટ વાત છે કે, દરેક રાષ્ટ્ર ધર્મ કે સમાજના ઉત્થાનમાં તેના પ્રાચીન ઇતિહાસનો મોટો ફાળો હોય છે અને એ જ કારણે અમે વિ. સં. ૧૯૮૯માં ઐતિહાસિક ગ્રંથોનો સંગ્રહ-કરી "પટ્ટાવલી–સમુચ્ચય ભા૦ ૧ લો" સંપાદિત કર્યો છે. હિંદ અને હિંદ બહારના વિદ્વાનોને એમાંથી ઘણું ઘણું જાણવાનુ મળ્યું છે. પ્રાપ્ત થયેલા અભિપ્રાયો તેની સાક્ષી પૂરે છે. આજે અમે તેના જ અનુસંધાનમાં આ "પટ્ટાવલી–સમુચ્ચય ભા૦ રજો" સાદર કરીએ છીએ.

પહેલા ભાગમાં પ્રાકૃત–સંસ્કૃત ૧૩ પટ્ટાવલીઓ આપી છે જ્યારે આ બીજા ભાગમાં ગુજરાતી–હિંદી ૨૨ પટ્ટાવલીઓ આપીએ છીએ, આમાં મુખ્ય તો કવિબહાદુર દીપવિજયકૃત સોહમકુલ પટ્ટાવલી–રાસ છે.

કવિબહાદુર શ્રીદીપવિજયજીના માતા, પિતા, જ્ઞાતિ કે જન્મભૂમિ સંબંધી જાણવાનુ કંઈ જ સાધન મળતું નથી, છુટક સાધનોમાંથી એટલું તારવી શકાય છે કે તેઓ તપાગચ્છની આણંદસૂરશાખાના શ્રીપૂજ્ય વિજયસમુદ્રસૂરિના આજ્ઞાવર્તી યતિ હતા અને પં૦ પ્રેમવિજય ગણિ–શિષ્ય પં૦ રત્નવિજય ગણિના શિષ્ય હતા. તેમને ઉદયપુરના રાણા ભીમસિંહે કવિરાજનુ અને ગાયકવાડનરેશે કવિબહાદુરનુ બિરુદ આપ્યું હતું, તે ઓગણીસમી સદીના લોકપ્રિય કવિ છે, તેમણે બનાવેલા ગ્રંથો પૈકીના કેટલાએક નીચે મુજબ છે.

વડોદરાની ગજલ સં. ૧૮૫૨ ફા૦ શુ૦ ૨, રોહિણી સ્તવન સં. ૧૮૫૯ ભા૦ ખંભાત, સમુદ્રબંધ સચિત્ર આશીર્વાદ કાવ્ય પ્રબંધ સં. ૧૮૭૭ આ૦ શુ૦ ૧૦, જેમાં રાઠોડ રાજા માન-સિંહનુ વર્ણન છે. બીજો–આશીર્વાદ પ્રબંધ, જેમાં નગરશેઠ હેમા-

ભાઈ વખતચંદનું વર્ણન છે. કેશરિયાજીની લાવણી સં ૧૮૭૫, સોહમકુલ પટ્ટાવલી-રાસ સં. ૧૮૭૭ સુરત, પાર્શ્વનાથના પાંચ વધાવા સં. ૧૮૭૯, કાવીતીર્થ વર્ણન ઢા૦ ૩ સં. ૧૮૮૬, અડ-સઠ આગમની અષ્ટપ્રકારી પૂજા સં. ૧૮૮૬ જંબુસર, નંદીશ્વર મહોત્સવ પૂજા સં. ૧૮૮૯ સુરત, અષ્ટાપદની પૂજા સં. ૧૮૯૨ રાંદેર, સુરતકી ગજલ ગા. ૧૦૩, જંબૂસરકી ગજલ ગા૦ ૮૫, ઉદેપુરકી ગજલ ગા૦ ૧૨૭, મહાવીર પાંચકલ્યાણક વધાવા, માણિભદ્રછંદ, ચંદનો ગુણાવલી પર પત્ર કડી ૩૨, પાલનપુર ગજલ, સીનોર ગજલ, ગોડીપાર્શ્વનાથ સ્તવન, વડોદરામંડન જીરાવલા પાર્શ્વનાથ સ્તવન, ભ૦ વિજયલક્ષ્મીસૂરિસ્તુતિમાલા, સ્તવનો, સજઝાયો, ગુહુંલીઓ, મહાનિશીથ સૂત્રના બોલ શ્લો૦ ૩૦૦ સં. ૧૮૯૦ વડોદરા, મૂર્તિપૂજા પ્રશ્નોત્તર, આધ્યાત્મિકચર્ચા (ચિ૦ શં૦ આગરા) પર્વતિથિ અંગે પત્ર સં. ૧૮૭૧ આ૦ શુ૦ ૧ વડોદરા, વગેરે વગેરે.

આ ગ્રંથોમાં કોઈ ગુજરાતી તો કોઇ મારવાડી છે. પરંતુ તે દરેકમાં એકબીજી ભાષાના શબ્દોનું મિશ્રણ તો છે જ. તેમજ શ, ષ અને સમાં તથા ષ અને ખમાં અભિન્નતા જ દર્શાવી છે. ગ્રંથકારની જન્મભૂમિ કદાચ રાજપૂતાના હશે માટે જ આમ બન્યું હોય એમ લાગે છે એટલે એ વાતને ગૌણ કરીએ તો કવિબહા-દુરનો આ ગ્રંથભંડોળ, તેમાંનુ વસ્તુવર્ણન, ઐતિહાસિક વસ્તુ પ્રત્યે પ્રેમ, અને નવું બતાવવાની કળા જોતાં તેઓ સાચા લોક-પ્રિય કવિ હતા એ વાત ચોક્કસ સમજાય તેવી છે.

સૌધર્મગચ્છ પટ્ટાવલી-રાસમાં ઘણી ઐતિહાસિક વસ્તુઓ છે. ભાષા ગુજરાતી છે. આ બીજા ભાગમાં પ્રથમ તે રાસ આપ્યો છે. તેના પછી બીજી ૨૧ પટ્ટાવલીઓ તેના કર્તા, રચનાસાલ અને ઉપયોગી નોંધ સાથે આપી છે. સૌધર્મપટ્ટાવલીરાસમાં ઐતિહાસિક સંગ્રહ મોટો છે. તેમાં કેટલાંએક સ્થાનમાં વિશેષતઃ સ્પષ્ટતા કર-વાની જરૂર રહે છે એટલે એવા દરેક સ્થાનો પર નિશાની મૂકી છે અને તેને અંગે મુનિ શ્રીદર્શનવિજયજીએ વિસ્તૃત વિવેચન

લખી આપ્યું છે તે સળંગ પટ્ટાવલીઓની પછી પુરવણી વિભાગમાં દાખલ કરેલ છે, જેમાં પ્રાચીન ગણો, શાખાઓ, દિગમ્બરના ભેદો, ૮૪ ગચ્છો, સાંડેરક અભયદેવસૂરિ-વાદીદેવસૂરિ-થારાપદ્ર-પૂર્ણતલ્લ-અંચલ-ખરતર-નાગેંદ્ર-વડીપોષાળ-લોંકા-કમળકલશા-કુતબપુરા-નિગમ-તપા-લઘુશાલા કડુઆમત-વીજામત-પાયચદ-સુધર્મ તપા-રત્ન-દેવસૂરસંઘ-સંવેગીશાખા-વિજય-સાગર અને વિમલ વગેરેની પટ્ટાવલીઓ, શીસોદિયા, નગરશેઠ, વસ્તુપાળ અને દંડપતિ આભૂ વગેરેની વંશાવલીઓ, જૈનગોત્રો, નગરવસ્થાની સાલવારી, ઉપનિષદો, એમ અનેક ઐતિહાસિક ઘટનાઓ અને વસ્તુપરિચયનું સ્ફુટ દર્શન કરાવવામાં આવ્યું છે.

અમારો "જૈન પરંપરાનો ઇતિહાસ" તરતમાં જ પ્રકાશિત થવાનો છે તેમાં આ ઘટનાઓનો વિસ્તૃત ઇતિહાસ છે; માટે અહીં તેનો ટૂંકમાં સારસમુચ્ચય આપવામાં આવ્યો છે.

આવી રીતે આ બીજો ભાગ વિવિધ સામગ્રીથી સમૃદ્ધ બન્યો છે; જેનું ઐતિહાસિક મૂલ્યાંકન વાંચકો કરી શકે તેમ છે.

આ ગ્રંથના પ્રકાશનમાં મુનિ મહારાજ શ્રીદર્શનવિજયજી મ૦ તથા મુનિરાજ શ્રીન્યાયવિજયજીની અમૂલ્ય મદદ મળી છે એટલે હું તેઓનો ઋણી છું. પ્રુફ જોવામાં પં૦ રતિલાલ દીપચંદ દેસાઈ તથા પં૦ અંબાલાલ પ્રેમચંદ શાહે ઘણો સહયોગ આપ્યો છે, જેની સપ્રેમ નોંધ લઉં છું.

આ બીજો ભાગ કદાચ વિલંબે પ્રકાશિત થાત, કિન્તુ અમદાવાદના ધર્માત્મા શેઠ વાડીલાલ છગનલાલે આના પ્રકાશનમાં પૂરી આર્થિક મદદ આપી અને જલદી પ્રકાશિત કરવા ફરી ફરી આગ્રહ કર્યો તેથી આ ભાગનું સમયસર પ્રકાશન થયેલ છે.

આ ગ્રંથ ઇતિહાસપ્રેમીઓને સહાયક બને અને તે દ્વારા વિશ્વમાં સત્યનો વધુ પ્રચાર થાય એ ઇચ્છા રાખી આ આમુખને સમાપ્ત કરું છું.

સં. ૨૦૦૬ વસંતપંચમી
તા. ૨૩. ૧. ૫૦ સોમવાર
જૈન સોસાયટી, એલીસબ્રીજ
અમદાવાદ

મુનિ જ્ઞાનવિજય.

# જૈન સાહિત્યમાં પ્રાચીન ઐતિહાસિક સામગ્રી

# 'પટ્ટાવલી'

જૈન સંઘ એક જીવિત સંસ્થા છે. એનુ સંગઠન પ્રાચીન કાળથી આજસુધી અબાધિત ચાલ્યુ આવે છે. જૈન ગુરુઓ આ સંગઠનના મેરુદંડ છે. એટલા જ માટે જૈન આચાર્ય પરંપરાનું અનુસંધાન જૈન સંઘના ક્રમબદ્ધ ઇતિહાસ માટે અત્યંત આવશ્યક છે. જૈન સંઘના વિકાસનો એક વિસ્તૃત ઇતિહાસ હજી લખાવાનો છે. આમાં આ ગુરુપરંપરાની વિશેષ જરૂર પડશે.

આમ તો જૈન સંઘના સંગઠનની મૂળ રૂપરેખા 'કલ્પસૂત્ર'મા મળે છે. આમા પૃથક્ પૃથક્ ગણોની શાખાઓ અને કુળોનાં નામ આપવામાં આવ્યા છે. પુરાતત્ત્વની આ એક અદ્દ્ભુત સાક્ષી છે કે તે ગણ, શાખા, કુળોના સંગઠનનો યથાર્થ પરિચય મથુરાના કંકાલી ટીલાથી મળેલા પહેલી–બીજી સદીના પ્રતિમા લેખોમાંથી પ્રાપ્ત થાય છે. મથુરા તે વખતે ઉત્તરી ભારતમાં જૈનધર્મ અને જૈનસંઘનુ પ્રમુખ કેંદ્ર હતુ. ત્યાનો શક્તિશાળી સંઘ સમસ્ત ઉત્તરાપથમા પ્રખ્યાત હતો. 'કલ્પસૂત્ર' મા આપેલાં અધિકાશ નામો જેમનાં તેમ કંકાલી ટીલાના ગણ, શાખા, કુળોમા મળે છે. ડો. બુહ્લરે 'ઇંડિયન સેક્ટસ્ ઑફ ધી જૈન્સ' પુસ્તકમા આનુ તુલનાત્મક વિવેચન કર્યું છે સંઘનુ તે પ્રાંતીય સગઠન કાલાન્તરમા તેથી યે વધુ વૃદ્ધિને પ્રાપ્ત થયું હશે એના પ્રમાણો મધ્યકાલીન જૈન આચાર્યોની ગુરુપરંપરા તથા ગચ્છોની વિવિધ પટ્ટાવલીઓ જોવાથી મળે છે. શ્રીદર્શનવિજયજીએ "પટ્ટાવલી સમુચ્ચય" નામક સંગ્રહમા આ પ્રકારની કેટલીયે સૂચીઓનુ બહુ ઉપયોગી સંકલન કર્યું છે શ્રીકલ્યાણવિજયજીએ 'તપાગચ્છ–પટ્ટાવલી' નું પ્રકાશન કર્યું છે.

જે રીતે બ્રાહ્મણ અને ઉપનિષદોના સમયમાં અધ્યેતા લોકો બ્રહ્માથી લઇને **अस्माभिरधीतम्** સુધીના વિદ્યાવંશનુ સ્મરણ કરતા હતા (જેમાંથી કેટલીયે સૂચીઓ હજી સુધી ઉપલબ્ધ છે) એ જ પ્રકારે જૈન લોકો પણ શ્રમણ ભગવાન મહાવીરથી શરૂ કરીને તેમના ગણ અને ગણધરોની પરંપરાનુ સ્મરણ કરતાં કાલાન્તરના આચાર્યોની ગુરુ–શિષ્યશૃંખલા દ્વારા પોતાના વિદ્યાવંશનો પૂરો હેવાલ રાખતા હતા. મધ્યકાલીન જૈન સંઘમાં જે અનેક વિદ્વાનો થયા તેનુ પૂરું વિવરણ જો આ પટ્ટાવલીઓમા સંમિલિત કરવામા આવે તો સંઘનો સુંદર ઇતિહાસ નિર્માણ થઇ શકે.

'અનેકાંત' વર્ષ ૫, અંક ૧૨

શ્રીવાસુદેવશરણ અગ્રવાલ.

# અનુક્રમણિકા





કવિબહાદુર શ્રીદીપવિજયજીવિરચિત

# શ્રીસોહમકુલરત્ન-પટ્ટાવલી-રાસ

## પ્રથમ ઉલ્લાસ

### શ્રીવરદાઈ દુહા

**મંગલાચરણ : ભગવાન શ્રી મહાવીરસ્વામીવર્ણન**

સ્વસ્તિ શ્રી ત્રિસલાસુતન, વરધમાન જિનરાજ;
મહાવીર વલી વીરજી, તીર્થંકર સામ્રાજ. ૧
ચોથો આરો થાકતેં, વરસ પંચોતેર માંન;
માસ તીન ઉપર તહા, થયા વીર ભગવાન. ૨
કલિયુગ સંવત જાંણિઈ, નૃપતિ યુધિષ્ઠિર ભાંન;
સંવત છવિસેંહેં સમેં, થયા વીર ભગવાન. ૩
ત્રીસ વરસ ગૃહવાસમેં, બાર વરસ મુનિધ્યાન;
છદ્મસ્થાવસ્થા રહી, પાયો કેવલજ્ઞાન. ૪
ગૌતમ આદિ ગણધરા, પ્રતિબોધ્યા અગિયાર;
અંતર મુહૂરતમાં રચી, દ્વાદશાંગી સુવિચાર. ૫
રાજગૃહી ગુણશીલ વન, નવ ગણધર ભગવાન;
ગચ્છ ભલાવી સોહમને, પોહોંતા મુક્તિ સુથાન. ૬
શ્રી સોહમસ્વામી તણેં, પાટ પટોધર સૂર;
આપ આપણા ગચ્છમેં, વરતેં છે નિજ નૂર. ૭
આગે ગચ્છ ઘણા હુઆ, સમયે વરતે જેહ;
જે જે સમયે નિકલ્યા, વરણવ કરસ્યું તેહ. ૮
વિસ્તારી વરણવ કરું, પટ્ટાવલી પ્રમાણ;
ચરિત્ર પ્રભાવક ગ્રંથ થકી, દુપ્પસહ યંત્ર પ્રમાણ. ૯
શ્રોતા જો સમજુ હસ્યે, તો કરશે કવિ વખાણ;
મૂરખ મતિ કદાગ્રહી, કરસ્યે ક્રોધ અજાણ. ૧૦
મહાપુરુષ ગુણ ગાવતાં, કરસ્યુ જીભ પવિત્ર;
શ્રી સોહમસ્વામી થકી, ભાંખું સકલ ચરિત્ર. ૧૧

## ઢાળ—૧

( ઝીણો ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુનડલી—એ દેશી. )

( મારે દીવાલી થઈ આજ, જિનમુખ જોવાને—એ દેશી. )

૧—ગણધર શ્રી સુધર્માસ્વામીવર્ણન

સોહમસ્વામિ પંચમ ગણધર, વીરતણા પટધારી રે;
શાસન જેહનું પાંચમે આરે, વરતે છે સુખકારી; ગુણી જન વંદોરે.
વંદો વંદો રે પટોધર ધીર, ગુણી જન વંદો રે.
પ્રભુ સોહમસ્વામી વજીર, ગુણી જન વંદો રે,
ગુરુ જગબંધવ જગવીર, ગુણી જન વંદો રે. (એ આંકણી) ૧
એક સો વરસનો આયુ પાળ્યો, સોહમ ગણધર સ્વામિ રે;
વીરથી વીશ(૨૦) વરસે શિવપુર, પહોતા જગવિસરામિ. ગુ૦ વં૦ ૨
વરસ સહસ એકવીસ પ્રમાણે, વરતસ્યે શાસન જેહનું રે;
તેહમાં ત્રેવિસ ઉદય પ્રકાસ્યા, નામ ઉદય સહુ એહનું. ગુ૦ વં૦ ૩
દોય હજાર ને ચાર સૂરીશ્વર, જુગપ્રધાન સબ જાણો રે;
એકાવતારી સહુ એ દાખ્યા, દુપ્પસ્સહ યંત્ર પ્રમાણો. ગુ૦ વં૦ ૪

૨—કેવલજ્ઞાની શ્રી જંબુસ્વામીવર્ણન

સોહમસ્વામિના જંબુ પટધર, એ ગુરુ બાલબ્રહ્મચારી રે;
આગમ સહુએ જંબુઈ પૂછ્યાં, સોહમ કહ્યાં સુવિચારી. ગુ૦ વં૦ ૫
પરણી આઠે પ્રભવાદિક સહુ, પાંચ સેં સત્તાવીસ રે;
સંજમ લીધા એક સમુદાઇ, પ્રણમે સુરનર ઈશ. ગુ૦ વં૦ ૬
[1]મનઃપર્યવ [2]પરમાવધિ [3]આહારક, [4]પુલાક [5]ઉપશમ [6]ક્ષાયક રે;
જિનકલ્પ ને તીને [8]સંજમ, [9]કેવલ [10]શિવસુખદાયક. ગુ૦ વં૦ ૭
દસ વસ્તુ વિચ્છેદ ગઈ રે, જંબુકુમરેથી ભાવી રે;
ચોસઠ(૬૪) વરસે વીર પ્રભુથી, શિવવધુ વરવા આવી. ગુ૦ વં૦ ૮

૩—આ. શ્રી પ્રભવસ્વામીવર્ણન

તાસ પટોધર પ્રભવાસ્વામિ, ધનધન શ્રીસૂરિરાયા રે;
રતન ચોરતાં રતન ચિંતામણિ, સંજમગ્રંથિ સોહાયા. ગુ૦ વં૦ ૯
વીર પ્રભુ નિરવાંણથી વરસે, પંચોતેર(૭૫) જબ જાવે રે;
પ્રભવ પટોધર સરગ પધાર્યો, જગ જસ મંગલ ગાવે ગુ૦ વં૦ ૧૦

૪—આ. શ્રી શય્યંભવસૂરિવર્ણન

ચોથા પાટવી સૂરિ સિજ્જંભવ, જજ્ઞકરમ બિઘ પાયા રે;
શાંતિનાથની પ્રતિમા લાધી, સંજમલચ્છી સોહાયા. ગુ૦ વં૦ ૧૧
લઘુ શિષ્ય સૂત મનકને કાજે, દશવૈકાલિક કીધો રે;
દુપ્પસ્સહસૂરિ લગે તે રેહેસે, આગમવચન પ્રસિદ્ધો. ગુ૦ વં૦ ૧૨
અજરામર પદવી પ્રભુજીથી, જાવે વરસ અઠાણું (૯૮) રે;
સિજ્જંભવસૂરિ પટધરને, પદવી દેવ વખાણું. ગુ૦ વં૦ ૧૩

૫—આ. શ્રી યશોભદ્રસૂરિવર્ણન

જસોભદ્રસૂરિ તસ પટધર, પંચમ પાટ સોહાયા રે;
વરસ એકશત અડતાલીસે(૧૪૮), વીરથી દેવ કહાયા. ગુ૦ વં૦ ૧૪

૬—આ. શ્રી સંભૂતિવિજય અને ભદ્રબાહુસ્વામી.

તસ પટધર સંભૂતિવિજયજી, છઠ્ઠે પાટ સવાઈ રે;
સંભૂતિવિજય ને ભદ્રબાહુજી, એ છે દો ગુરુભાઈ. ગુ૦ વં૦ ૧૫
ભદ્રબાહુસ્વામી સૂરીશ્વર, દસ નિર્યુક્તિ બનાઈ રે;
આવશ્યકનિર્યુક્તિ પણ કીધી, જેહની જગત વડાઈ. ગુ૦ વં૦ ૧૬
મરકી રોગ નિવારણ કારણ, ઉવસગ્ગહર સ્તવ છાજે રે;
વીરથી એકસો સિત્તર (૧૭૦) વરસે, ભદ્રબાહુસૂરિ રાજે. ગુ૦ વં૦ ૧૭

૭—આ. શ્રી સ્થૂલિભદ્રસ્વામી વર્ણન

સંભૂતિવિજયને પાટ સાતમેં, થૂલિભદ્રસૂરિરાયા રે;
ચોરાસી ચોવીસી લગે એ, રેંહેસ્યૈ નામ સવાયા. ગુ૦ વં૦ ૧૮
કોસ્યા પ્રતિબોધી ગુરુરાજે, દુક્કરદુક્કરકારક રે;
પ્રણમો ત્રીજે મંગલ* એ ગુરુ, ચઉદ પૂરવ શ્રુતધારક. ગુ૦ વં૦ ૧૯
જકખા જકખદિન્નાદિક આદે, બેહેન સાત દો ભાઈ રે;
સિરીઓ ને વલી થૂલિભદ્રજી, નાગર નાત વડાઈ. ગુ૦ વં૦ ૨૦

* અહીં તેમ જ આગળ આખા રાસમા જ્યાં જ્યાં આવું ( * ફૂદડીનું ) નિશાન છે, તે નિશાનવાળા લખાણ અંગે કેટલુંક વિશેષ જ્ઞાતવ્ય હોવાથી એ સંબંધી જુદી જુદી નોંધો આ રાસના અંતમા આપવામાં આવી છે.

વીરપ્રભુ નિરવાણુ સમેથી, દોસે પન્નર(૨૧૫) વરસેં રે;
થૂલિભદ્ર ગુરુ સરગ સધાર્યા, ગુણ ગાવા મન હરસેં. ગુ૦ વં૦ ૨૧
ઇહાં લગે ષટ સૂરિ શ્રુતકેવલી, ચઉદ પૂરવધર ધારી રે;
દીપવિજય કવિરાજ બહાદર, એ ગુરુની બલિહારી. ગુ૦ વં૦ ૨૨

દુહા

ભદ્રબાહુને શિષ્ય ચઉ*, સંભૂતિવિજયને બાર;*
સાત શિષ્યણી જાંણીઇ, સંભૂતિવિજય પરિવાર. ૧
ભદ્રબાહુ થૂલિભદ્રજી, દોયે મલી પટ એક;
સ્થૂલિભદ્ર પાટેં વલી, દોય પાટવી નેક. ૨

૯—આ. શ્રી મહાગિરિ, આ. શ્રી સુહસ્તિસૂરિવર્ણન

વડા આર્ય મહાગિરિ, આર્ય સુહસ્તિસૂરિંદ;
દો ગુરુભાઈ દો ધૂરે, ધરેં શીલરથ વૃંદ. ૩
જિનકલ્પ તુલના કરી, મહાગિરિ મુનિરાજ;
સંજમ તપ સાધી કરી, સ્વરગ ગયા ગચ્છરાજ. ૪
આર્ય મહાગિરિ સૂરિને, આઠ શિષ્ય સમુદાય;*
તેહનો પરિકર બહુ હુઓ, થેરાવલી કહાય. ૫

આર્ય મહાગિરિની પરંપરા

આર્ય મહાગિરિ સૂરિના, શિષ્ય બલિસહ હોય;*
તાસ શિષ્ય સ્વાતિઉમા,+ તત્ત્વારથકૃત સોય. ૬
તાસ શિષ્ય પૂરવધરા, શ્યામાચારજ સ્વાંમ;
પન્નવણા રચના કરી, ઉપગારી ગુણધામ. ૭
હાથ દેખાયો સુરપતિ, શ્રી સૌધર્મેંદ્રે આય;
સાગર દો આયુ કહ્યો, ઉલખિયું સુરરાય. ૮
ઈંદ્રાગમન જણાવવા, ઉપાસરાનું દ્વાર;
ફેરવીઉ બીજી દિશા, સોહેં નાંણી નિરધાર. ૯
તે પ્રભુ શ્યાંમાચાર્યજી, કાલિકસૂરિ નામ;
કર્તા પન્નવણા તણા, પરિકર જસ ગુણધાંમ. ૧૦
શ્યામાચારજ શિષ્યજી, સંડિલજી મુનિરાજ;-
જીતકલ્પ બાંધ્યો તેણે, પૂરવધર ગચ્છરાજ. ૧૧

જસોભદ્રસૂરિ થકી, ફલ્ગુમિત્ર સૂરીશ.*
થિવિરા ચોરાસી હુઆ, સાખા પેંતાલીસ. ૧૨
એટલામેં અઠગણ હુઆ, કુલ સત્તાવીસ જાંણું;*
મહાગિરિકુલ રયણસમ, થેરાવલિ પ્રમાંણ. ૧૩

## ઢાળ—૨

( ભવિ તુમે વંદો રે, શંખેસર જિનરાયા–એ દેશી. )

### ૯—આ. શ્રી સુહસ્તિસૂરિવર્ણન.

ભવિ તુમે વંદો રે, પટધારી ગચ્છરાયા;
આઠમા પટધર રે, ભવિજનને સુખદાયા. ભવિ૦ (એ. આંકણી).
આર્ય સુહસ્તિસૂરિ વિચરંતા, આતમકાજ સુધાર્યાં;
બહુમુનિ પરિવારે પરવરિયા, નયરિ ઉજેણી પધાર્યા. ભવિ૦ ૧
કુંમર અવંતિસુકુમાલે તિહાં, વંદ્યા ગુરુ મનભાવે;
દીક્ષા લઇ સંજમ તપ સાધી, નલિનીગુલમસુર થાવે. ભવિ૦ ૨
મુનિ કાઉસગ્ગ નિરવાંણ ઠેકાંણે, પાસ અવંતિ કેરો;
ભદ્રામાત કરાયો દેવલ, નાહેં ગાજે ગુહિરો. ભવિ૦ ૩
એક દિન રથયાત્રા વરઘોડેં, સંઘ સહિત ગુરુ આવે;
સનમુખ સંપ્રતિરાય સવારી, ગુરુ દેખી મન ધ્યાવે. ભવિ૦ ૪
ચિંતવતાં હૂઓ જાતિસમરણ, પૂરવ ભવ નૃપ દેખે;
ઉતરી ગયંબરથી ગુરુ પ્રણમેં, ધન દિન આજ વિસેખેં. ભવિ૦ ૫
દ્રુમક ભવેં ગુરુરાજ પસાઈ, એક દિન સંજમ પાલ્યો;
તેથી સંપ્રતિ નૃપતિ થયો હું, ગુરુ ઉપગાર સંભાલ્યો. ભવિ૦ ૬
ગુરુ કહેં સંપ્રતિ સંજમ સાધન, પંચમ પદને નમિઇં;
બાર માસ પર્યાઈ જેહનેં, અનુત્તર સુખ વ્યતિક્રમિઇં. ભવિ૦ ૭
એક દિવસનું સંજમ પાલે, દેવગતિ તસ થાવેં;
તું નૃપતિ થયો શી અધિકાઈ? અમર મોક્ષપદ પાવેં. ભવિ૦ ૮
વીર જગતગુરુ નવમ પટોધર, હું છું સંપ્રતિ! સુંણિઇં;
શ્રેણિક કોણિક નવમો પટધર, સંપ્રતિ! તુંહી જ ગણિઇં. ભવિ૦ ૯

ગુરુઉપદેશ સૂણી નૃપ સંપ્રતિ, વિકટ અનારજ દેશે;*
સુલભ વિહાર કિયા મુનિવરના, ભવિજન લાભ વિશેસેં. ભવિ૦ ૧૦
લાખ સવા પ્રાસાદ કરાયા, છત્રિસ સહસ ઉદ્ધાર;
કોડિ સવા જિનબિંબ ભરાવ્યાં, ધાતુ પંચાણું હજાર. ભવિ૦ ૧૧
ઉપાસરા દોય સહસ્સ કરાયા, દાનશાલ શત સાત;
ઇણીપરે જિનશાસન અજુઆલ્યા, રાખ્યા નાંમ વિખ્યાત. ભવિ૦ ૧૨
વીર પ્રભુ નિરવાંણુ સંવચ્છર, વરસ દોયસેં જાંણો;
અધિક વરસ ઉપર એકાણું(૨૯૧), તે સમેં સંપ્રતિ ભાંણુ ભવિ૦ ૧૩
અષ્ટમ પટધર આર્ય સુહસ્તિ, સોહમ પટધર છાજેં;
ઇહાં લગે નિર્ગ્રંથ બિરદ એ પહેલું, દીપવિજય કવિરાજેં. ભવિ૦ ૧૪

"ઇતિ નિર્ગ્રંથ બિરદ પ્રથમ" ॥ ૧ ॥

દુહા

૯—આ. શ્રી સુસ્થિતસૂરિ, શ્રી સુપ્રતિબદ્ધસૂરિવર્ણન

આર્ય સુહસ્તિસૂરિતણા, સુસ્થિત સુપ્રતિબદ્ધ;
સંજમ તપ રંગે કરી, બાર શિષ્ય ગુણરિદ્ધ. ૧
સૂરિમંત્ર કોટિ જપ્યો, પંચ પીઠ પ્રસ્થાન;
કોટિક ગચ્છ તેહથી થયો, બીજો બિરદ સયાંન. ૨
સુસ્થિતશ્રી સૂરિરાજજી, નોંમે પાટ રસાલ;

૧૦—આ. શ્રી ઇંદ્રદિન્નસૂરિ તથા તત્કાલીનસૂરિવર્ણન

ઇંદ્રદિન્નસૂરીસરુ, દસમેં પાટ વિશાલ. ૩
હવે પાટ વિના બીજા થયા, તિણેં સમેં સૂરિરાજ;
પ્રસ્થાવેં વરણવ કરું, જ્ઞાનપોત વચ્છરાજ. ૪

ઢાળ—૩

( આધા આમ પધારો પૂજ્ય, અમ ઘર વોરોરણ વેલા-એ દેશી )

વંદો ચરણ ધુરંધર ધીર, સૂરીસર ગચ્છરાજા. (એ આંકણી)
વીરથી ચ્યાર સૈંહે ત્રેપન (૪૫૩) વરસે, કાલિકસૂરિ બીજા;
ગર્દંભિલ્લ શિર છેદ્યાં કાજેં, સતી સાધ્વી અજા.* વંદો૦ ૧
ખપુટાચારજ આરજ મંગૂ, પાદલિપ્ત વૃદ્ધવાદી;
નાગાર્જુન સહુ તેહી જ સમયેં, જૈનમતી દૃઢવાદી. વંદો૦ ૨

આ. શ્રી સિદ્ધસેન દિવાકરવર્ણન

ચરિત્ર પ્રભાવક માંહિ વખાંણ્યા, આઠ પ્રભાવક સૂરિ;
તેહમાં સિદ્ધસેન દિવાકર, વરણું છું ગુણ નૂરી. વંદો૦ ૩
કુમુદચંદ્રજી નામ જેહનું, વિદ્યાવેદ અભ્યાસી;
વચન વિવાદેં પૂરવ લેખથી, સંજમ લીધ ઉલ્લાસી. વંદો૦ ૪
'નમોઽર્હતસિદ્ધાચારજ' સંસ્કૃત,* એ છે પૂરવ માંહિ;
ઈમ સંસ્કૃત પડિકમણું કરવા, સૂરીસર દિલ ચાહે. વંદો૦ ૫
ગુરુઈ તિરસ્કાર તિહાં કીધો, બાર વરસ રહો દૂરા;
ગણધરને પૂરવધર કરતાં, તમે કોણ અધિકેરા ? વંદો૦ ૬
મોટા રાજા પ્રતિબોધસ્યો, તો લેસ્યું ગચ્છમાંહે;
નિસુણી કુમુદચંદ્ર ગુરુવાણી, વળ્યા ઉજેણી રાહે. વંદો૦ ૭
મહાકાલ મહાદેવ દેહરે, સૂતા લિંગની પાસે;
પૂજારી પગ જિમ જિમ તાંણે, તિમ તિમ લંબ પ્રકાસે. વંદો૦ ૮
રાય હુકમથી જેર બંધના, કિયા પ્રહાર જિવારેં;
તે સહુ અંતેઉરમેં લાગે, પડ્યો પુકાર તિવારે. વંદો૦ ૯
નૃપતિ આય ગુરુચરણે પ્રણમેં, હાજર હુકમ પ્રમાણે;
ગુરુ કહે જૈનધર્મ અંગીકર, દયાધરમ જગ જાંણે. વંદો૦ ૧૦
નૃપ કહે સુન મહારાજ મુનિસર, જબરજસ્ત નહિ ધર્મ;
ધર્મ પાલવો મનરાજીથી, એ કેહેવત જગમર્મ. વંદો૦ ૧૧
જૈનધરમ કાંને નિસુંણું છું, દયાધરમ શિવશર્મ;
ચમત્કાર શિવલિંગથી પ્રગટે, તો માંનું તુમ ધર્મ. વંદો૦ ૧૨
ચમત્કાર દાખવવા ગુરુઈ, વીર બત્રીસી કીધી;
અધિષ્ઠાયક પ્રગટ્યો નહિ કોઈ, ફરિ ચિંતવના કીધી. વંદો૦ ૧૩
કલિજુગે પારસનાથ દેવના, અધિષ્ઠાયક છેં બલિયા;
કલ્યાણમંદિર સ્તવના કરતેં, તુરત મનોરથ ફલિયા. વંદો૦ ૧૪
'યસ્મિન્ હર૦'* એ કાવ્ય ભણંતાં, રુદ્રલિંગ થઈ જ્વાલા;
પ્રગટી પાસ અવંતિ પ્રતિમા, જે અવંતિ સુકુમાલા. વંદો૦ ૧૫
શ્રી વિક્રમનૃપતિ પ્રતિબોધ્યો, જૈનધરમ ચિત્ત સ્થાપ્યો;
સિદ્ધસેનસૂરિ ગુરુઉપદેસેં, સિદ્ધગિરિ સંઘ ચલાયો. વંદો૦ ૧૬

વીરથી ચ્યારસેંહેં સિત્તર(૪૭૦) વરસેં, વિક્રમનૃપતિ દિવાજે;
'કલ્યાણમંદિર' સ્તવના કીધી, પાસ તણી ગચ્છરાજેં. વંદો૦ ૧૭
નૃપતિ જુધિષ્ઠિર સંવત ભાંજી, સંવત આપ લિખાયો;-
પરનારીબંધવ નૃપ વિક્રમ, પરઉપગારી કહાયો. વંદો૦ ૧૮
વીર વેતાલ કર્યો જિણે હાજર, વલી હરસિદ્ધિ ભવાની;
દેવ સહાઈ સકલ મનોરથ, સિદ્ધિ થયા જગદાંની. વંદો૦ ૧૯
વિક્રમચરિત્રથી જાણી લેજ્યો, વિક્રમ નૃપ અધિકાર;
વરણવ કિધા છેં બહુ તેહમાં, એહનો વંશ પુંઆર. વંદો૦ ૨૦
સિદ્ધસેન ગુરુ શ્રાવક વિક્રમ, દોઉ જોડ જગ રાજેં;
દીપવિજય કવિરાજ બહાદર, જગ જશ નોબત બાજે. વંદો૦ ૨૧

દુહા

૧૧—આ. શ્રી દિન્નસૂરિ તથા ૧૨—આ. શ્રી સિંહગિરિવર્ણન

એકાદશમો પટધરું, દિન્નસૂરિ ગણધાર;
દ્વાદસમેં પટ સિંહગિરિ, તપ સંજમ વ્રતધાર. ૧

૧૩—આ. શ્રી વજસ્વામીવર્ણન

ગૌતમગોત્રી ધનગિરિ, લઘુ વય દીક્ષાભાવ;
પરણ્યા વિણ અનુમત નહીં, માતપિતા કહેં તાવ. ૨
પિતુ આગ્રહથી પરણિયા, ફુરિ માંગ્યો આદેશ;
પિતુ કહેં જાંણે તુઝ વહુ, માંગો તસ નિર્દેશ. ૩
માગી અનુમત સ્રી કનેં, સા કહેં કટુક વએણ;
દીક્ષા લેવીથી તદા, પરણી કેણ સયેણ. ૪
બહુ આગ્રહ સ્રીથી કિઓ, કહે સુનંદા તામ;
"એક પુત્ર હુઆ પછેં, સંજમ લેજ્યો સ્વામ." ૫
અનુક્રમેં ગરભ ધર્યો તદા, ફુરિં માગેં અનુમત્ત;
પુત્રરતન હોસ્યેં સહી, એ માને તું સત્ત. ૬
ગરભવતી ઘર છોડીનેં, ધનગિરિ થઇ ઉજમાલ;
વ્રત લીનો સિંહગિરિ કનેં, ચરણ કરણ સુવિશાલ. ૭
પૂરણ માસે પ્રસવીઓ, પુત્રરતન રવિ તેજ;
સ્તન પાંને પોષે સદા, માતા પૂરણ હેજ. ૮

લઘુ પુત્ર માતા પ્રતેં, રુદન કરે હેરાન;
રાખ્યો ન રૈહે બાલ તવ, હુલરાવે કરી ગાંન. ૯

ઢાળ—૪

( આદિ જિનેસર વિનતી હમારી—એ દેશી. )

શ્રી ધનગિરિ મુનિ ગોચરી જાતાં, ગુરુ ઉપયોગે જોય રે;
સચિત્ત અચિત્ત દ્રવ્ય વોહોરજ્યો હોઉ, જો વોહોરાવે કોય રે.
વંદો શ્રુતધર વયરકુમરજી. (એ આંકણી) ૧

ધનગિરિ ગોચરી ફરતા ફરતા, આયા આપણે ઘેર રે;
બાલક છાંનો ન રહે રાખ્યો, રુદન કરે બહુ પેર રે. વંદો૦ ૨
તવ સુનંદા રીસ કરીને, બોલે એમ વચન રે;
રાત દિવસ સંતાપે છે બહુ, લ્યો એ તમારો તન્ન રે. વંદો૦ ૩
બાપે ઝોલીમેં વોહરીને લીધો, ધરમલાભ કહી સોય રે;
આવ્યા ઉપાસરેં ધનગિરિ મુનિવર, ભારે તે વજ્ર સો હોય રે. વંદો૦ ૪
પાલણેં પોઢયાં વયરકુમરને, હાલરૂઆં ગવાય રે;
મહાસતી સાધવી સૂત્ર ભણંતાં, ધારે કુમર સુખદાય રે. વંદો૦ ૫
શ્રી આચરાંગ સુયગડંગ ઠાણંગ, સમવાય-અંગ સોહાય રે;
ભગવતી જ્ઞાતાઅંગ ઉપાસક, અંતગડ અનુત્તરવાય રે. વંદો૦ ૬
પ્રશ્નવ્યાકરણ વિપાકસૂત્ર એ, અંગ અગ્યાર કેંહેવાય રે;
પાલણે સૂતાં સહુ એ ભણીયા, પૂરવ પુન્ય સહાય રે. વંદો૦ ૭
મોટા થયા જબ વયરકુંમરજી, તીન વરસ જબ થાવે રે;
લઘુ બાલકમેં રમતો દેખી, માતાજી લેવાને આવે રે. વંદો૦ ૮
સાવોનેં સ્વામિજી પુત્ર અમારો, ધનગિરિ કહે તવ વાંણુ રે;
આવે તો લેઈ જાઓ કુંમરને, એવડી સી ખેંચાતાણુ રે. વંદો૦ ૯
પુત્ર તમારો નેં નહિ કયોં અમારો ? નિશ્ચેં તમારો જો હોય રે;
તો લેઈ જાઓ હાથ ગ્રહીને, સાચી કહેંવત સોય રે. વંદો૦ ૧૦
માતા પુત્ર કનેં જબ આવી, પુત્ર ગયો તવ નાસી રે;
આયો ધનગિરિ તાત સમીપેં, રહી તવ માત વિમાસી રે. વંદો૦ ૧૧
સુનંદા ગઇ રાજદુવારે, જઈ ફરિયાદી પુકારે રે;

મુનિવર તેડયા નૃપતિ હજુરેં, પૂછેં સહુ એ વિચારે રે. વંદો૦ ૧૨
નૃપ. કહે એહનો ન્યાય સ્યો કરીઇં ? અમથી ન્યાય ન હોવે રે;
માતપિતાનેં પુત્રનો કજીઓ, સમઝણ સમઝે દોય રે. વંદો૦ ૧૩
તે કરતાં સૂત રાજી થઇનેં, જાવે જેહની પાસ રે;
તેહનો પુત્ર એ ન્યાય અમારો, જોવો હિયડે વિમાસ રે. વંદો૦ ૧૪
ફૂલ રમકડાં મીઠાઈ ને મેવા, પુત્રનેં માત દેખાવે રે;
દેખાવેં ગુરુ ઓઘો મુહપત્તી, તુરત ગુરુ કનેં આવે રે. વંદો૦ ૧૫
ઓઘો મુહપત્તિ મસ્તક ઠવીને, નૃત્ય કરે તવ બાલ રે;
દીપવિજય કવિરાજ બહાદર, વયરકુમર સુકુમાલ રે. વંદો૦ ૧૬

દુહા

નવ વરસ વયમેં કુમર, લીનો સંજમ ભાર;
સુનંદા તવ ચીંતવે, હવૈ કોંણ આધાર. ૧
ઈંમ મન ચિંતવતી થકી, લાવેં મન વૈરાગ્ય;
સુનંદા સંજમ લિઓ, ચઢવા શિવગિરિપાગ. ૨
ધન શ્રી ગૌતમ ગોત્રનેં, રત્નખાણ ઇહ સાંચ;
શ્રીગૌતમ ગણધર પ્રમુખ, પુરુષ રતન ગુંણ જાચ. ૩
હવેં મુનિવર શ્રી વયરજી, દિનદિન શ્રુત અભ્યાસ;
કરતેં દસ પૂરવ ભણ્યા, પટધર લાયક ખાસ. ૪
લાયક દેખી વયરનેં, થાપેં સિંહગિરિ પાટ;
ભૂમંડલ વિચરેં સૂરિ, કુમતિ કરેં નિઘોટ. ૫

ઢાળ—૫

(અવિનાસીની સેજડીએ રંગ લાગ્યો માહરી સજની—એ દેશી.)

એક દિન ઉજેણીને મારગ, સૂરિ વિચરંતા જાવેજી;
પૂરવ ભવનો મિત્ર દેવતા, ઘેબર તિહાં વહોરાવે. શ્રુતધર નમીઇંજી. ૧
"અણુમિસનયણા મણકજ્જસાહણા૦"* એ ગાથા સંભારીજી;
દેવપિંડ જાણીનેં ન લીઓ, આહાર તિહાં વ્રતધારી. શ્રુત૦ ૨
પ્રગટ થઇ વંદે ગુરુચરણે, ગુણસ્તુતિમાલા ગાવેંજી;
આકાશગામિની વિદ્યા દેઇને, સુર નિજ સ્થાનક આવે. શ્રુત૦ ૩

વલી એક દિવસ પરીક્ષા જોવા, તેહિ જ સુર ફિરિ આવેંજી;
શ્રાવક રૂપ કરી અતિ આદર, કોહલાપાક વહોરાવે. શ્રુત૦ ૪
અણુમિસ નયણે સુર ઓલખીયો, દેવપિંડ તેહ જાંણીજી;
ન લિઓ આહાર તેહ ગુરુરાજે, ધન્ય ઉપયોગી નાંણી. શ્રુત૦ ૫
પ્રગટ થઈ સુર વૈક્રિયલબ્ધિ, દેઈ નિજ થાનક જાવેજી;
ભૂમંડલ પર સૂરિ વિહરંતા, ભવિજન ધરમ સુણાવેં. શ્રુત૦ ૬
કાલ સભાવે કાલ પડચો તવ, કપડે સંઘ બેસારીજી;
બૌદ્ધશાયને દેસ સુભિક્ષે, લેઈ ગયા ગણધારી. શ્રુત૦ ૭
અઠાઈ મહોત્સવ જિનપૂજનમાં, ફૂલ ન દેવે રાયજી;
ફૂલ વીસ લખ લખમી પાસે, મંગાવે સૂરિરાજ. શ્રુત૦ ૮
જૈનધરમ દીપાવી શાસન, સહૂ આવ્યા નિજ દેસેંજી,
બોધમતી નિર્ઘાટ કરીને, જૈનધરમ ઉવએસેં. શ્રુત૦ ૯
સંવત એકસો આઠે (૧૦૮) વરસે*, વયરસ્વામિ ઉપદેશેજી;
ઉદ્ધાર કીધો જાવડ ભાવડ, સિદ્ધગિરિ લાભ વિસેસેં. શ્રુત૦ ૧૦
વૈક્રિયલબ્ધિ વિકુર્વિ સુંદર, રૂપ ધરી સૂરિરાયજી;
દિઇ દેસના ભવ્ય જીવને, મોહન રૂપ સુહાય. શ્રુત૦ ૧૧
પાડલીપુર કોટિધ્વજ નિવસે, વ્યવહારી ગુણવંતજી;
તાસ સુતા છે નામ રુક્મિણી, બાલકુમારી સંત. શ્રુત૦ ૧૨
અદ્‌ભુત રૂપ સુણિ સ્વામિનું, કરે પ્રતિજ્ઞા એહજી;
"વરવો માહરેં વયરસ્વામને," સાચેં પૂરણ નેહ. શ્રુત૦ ૧૩
ગામ નગર પુર પટ્ટણ ફરતે, પાડલીપુર ગુરુ આયાજી;
નિસુણી રુક્મિણી કહે તાતને, "જામાતા તુમ આયા." શ્રુત૦ ૧૪
વિહવા સામગ્રી સહુ કરીઇ, મંડપ સખર બનાઈજી;
દીપવિજય કવિરાજ બહાદર, મંગલ ગીત વધાઈ. શ્રુત૦ ૧૫

દુહા

અતિ હરખે વ્યવહારીઈ, પુત્રિ પ્રતિજ્ઞા કાજ;
મંડપ તોરણ સજ કિઓ, ભાંત ભાંતકે સાજ. ૧
કરી વરઘોડો અભિનવો, હય ગય રથ સુખપાલ;
બહુ વિધ વાજાં વાગતે, સુંદર રુક્મિણી બાલ. ૨

કોડિ નવાણું સોનિયા, વર પેહેરામણી કાજ;
હીર ચીર પટકુલ સહિત, વિવિધ વિવિધ કે સાજ. ૩
વરમાલા કરમાં ધરી, ચાલી વરવા સ્વાંમ;
ગુરુ ઉપદેશે છે તિહાં, આવી રુકિમણી તામ. ૪
માતપિતા કહે સ્વામને, પરણો એ મુજ બાલ;
કોડિ નવાણું સોનિયા, વિલસો સુખ વડ ભાલ. ૫
ઠવવા વરમાલા જલે, ગઈ સ્વામને પાસ;
સૂરીશ્વર બોલે તિહાં, મધુરે વેણ વિલાસ. ૬

## ઢાળ—૬

( નાંજી નાંજી નાંજી નાંજી, છોડો નાંજી—એ દેશી ).

માંજ્યો માંજ્યો માંજ્યો માંજ્યો, અડસ્યો માંજ્યો;
સંજમ વ્રત ભાજે છે અડ૦ વ્રતને દૂષણ લાગે છે. અડ૦ (એ આંકણી.)
સાંભળ રે તું રુકિમણી બાલા, ગૌતમ ગોત્ર છે માહરું;
તેહમાં મોટા મોટા ગણધર, હૂઆ છે જગતારું. અડ૦ ૧
શ્રી ઇંદ્રભૂતિ ને અગનિભૂતજી, વાયુભૂતજી કહીઇં;
વલી મોટા પૂરવધર પ્રગટ્યા, એણે ગોત્રે જસ લહીઇં. અડ૦ ૨
ગૌતમ ગોત્રને દૂષણ લાગે, વલી સંજમ વ્રત ભાજે;
ધનગિરિથી શ્રીસોહમકુલના, મહારાં પરીયાં લાજે. અડ૦ ૩
માહરા કુલમેં જંબુસ્વામી, હૂઆ બાલ બ્રહ્મચારી;
દઇતા આઠેંને પ્રતિબોધી, સરવ હૂઆ વ્રતધારી. અડ૦ ૪
માહરા કુલમેં સાતમેં પાટે, થૂલિભદ્ર સૂરિરાયા;
કોસ્યા વયણે તે નવ ચલિયા, જગ જસ ઘોષ બજાયા. અડ૦ ૫
સોહમકુલને ગૌતમ ગોત્ર ધનધન જોડ સવાઈ;
તેહમાં હું છું તેરમો પટધર, જુગપ્રધાન વડાઇ. અડ૦ ૬
પાંચે કરતાં ચોથા વ્રતનો, પાપ કહ્યો વીતરાગે;
બ્રહ્મચર્યસમ નહીં વ્રત બીજો, ધન્ય જે વિષયને ત્યાગે. અડ૦ ૭
સ્ત્રી સંગે નવલાખ છે ગર્ભજ, વલી અસંખ્યાત કહીયા;
ઈમ જાણી સંતોષ કરીને, મુનિવર ન્યારા રહીયા. અડ૦ ૮

શીલથી દેવ રહેં જસ હાજર, શૂલી સિંહાસન થાવેં;
શીલથી શીતલ પાવક પાંણી, અહિ ફૂલમાલ થઈ આવે. અડ૦ ૯
શીલથી દૂરજન સજ્જન હોંવે, શીલે જસ સોભાગ;
શીલથી સકલ મનોરથ સફલા, શીલથી ભવજલ તાગ. અડ૦ ૧૦
સતી સુભદ્રા સીતા માતા, ચંદનબાલા માડી;
મૃગાવતી ને શીલવતીને, શિવપુર લગ પહોંચાડી. અડ૦ ૧૧
રાજીમતી ને બ્રાંહ્મી સુંદરી, કુંતા ને દમયંતી;
દ્રુપદી કૌશલ્યા વલી સુલસા, પ્રભાવતી કુલવંતી. અડ૦ ૧૨
જેહના જગમેં જસના પડહા, આજ લગેં બાજે છેં;
જેહને નાંમે સંકટ ભાંજે, ગણધર વચને ગાજે છે. અડ૦ ૧૩
ધનધન શ્રી નેમીસર પ્રભુને, રાજેમતિ ધનધન્ન;
અણપરણ્યા જેણે સંજમ લીધાં, બલિહારી કૃતપુન્ન અડ૦ ૧૪
તે માટે સાંભળ રે રુકિમણી, આઠ વરસે વ્રત લીનો;
હું પરણ્યો છું સંજમ દયિતા, હવેં નહીં તુઝ આધીનો। અડ૦ ૧૫
ઉઠ હાથ* તું અલગ રહીને, સાંભલ મુંજ મુખ વાંણી;
વરમાલા નિજ કંઠે ઠવીને, પરણસ્યું શિવ પટરાણી. અડ૦ ૧૬
પાંચેં ઇંદ્રિય હાથ કરીને, વાલ્યો વજ્ર કછોટો;
સંજમ શીલ રતન મન ધરીયાં, હવેં નહીં કાંઇ તોટો. અડ૦ ૧૭
મેરુ મહીધર ઠામ તજેં જો, ઉદધિ મરજાદા મૂકે;
ચંદ્રમંડલથી પાવક પ્રગટે, તોહિ વયરસૂરિ નવિ ચૂકે. અડ૦ ૧૮
વયરસ્વામીસૂરિ ઉપદેશે, રુકિમણી મન વૈરાગ;
રાજીમતી પરેં મુઝનેં તારો, એ મોટો સોભાગ. અડ૦ ૧૯
બાલકુંમારીઈ સંજમ લીનો, ધનધન રુકિમણી બાલા;
ધનધન દંપતી શીલ સુગંધી, શીલથી મંગલમાલા. અડ૦ ૨૦
એહવેં બાર વરસનેં દુકાલે, સુઝતા આહાર ન મલીયા;
બહુ મુનિ સાથે અણસણ કીધાં, વયરસ્વામ શ્રુતબલીયા. અડ૦ ૨૧
વીરથી પાંચસેં વરસે ચોરાસી (૫૮૪),*
સંવત એકસો ચઉદા વરસે (૧૧૪), દંપતી સુરપદ પાવે;
દીપવિજય કવિરાજ જગતમેં, મહામંગલ પદ પાવેં. અડ૦ ૨૨

## દુહા

૧૪—આ૦ શ્રી વજ્રસેનસૂરિવર્ણન

વયર સ્વાંમ પાટેં પ્રગટે, ચઉદમેં પાટ વિશાલ;
વજ્રસેનસૂરીસરુ, જીવદયા પ્રતિપાલ. ૧
જગત માહિ રૌરવ પડ્યો, મહાકાલ સબ દેસ;
ધાંન સર્વે મુંહગાં થયાં, ઉધ્વસ હુઆ દેસ. ૨

## ઢાળ—૭

( ધન ધન સંપ્રતિ સાચો રાજા—એ દેશી. )

શ્રી સોપરિક નયર અનોપમ, પાઉં ધાર્યાં ગચ્છરાજ રે;
તિહાં નામે છે શ્રાવક જિનદત્ત, કોટિધ્વજ સાથ્રાજ રે.
વજ્રસેન સૂરીસર વંદો. (એ આંકણી) ૧
અન્ન વિના પરિવાર કુંટુંબ મલી, લક્ષ દ્રવ્ય એક ટંક રે;
વિષ ભેલી અન્ન પાચન કીધો, મરવા હેત નિઃશંક રે. વ૦ ૨
તિણે સમે શ્રીગચ્છરાજ સૂરીસર, ગયા ગોચરી ઘેર રે;
સકલ કુટુંબ પરિવાર મલીને, બેઠા છેં ભોજન હેર રે. વ૦ ૩
દેખી કહેં ગુરુરાજજી તેહનેં, મ કરો એહ અકાજ રે;
કાલે પ્રભાતે આવશે બહુલાં, પ્રચુર તે અન્નનાં જહાજ રે. વ૦ ૪
ગુરુનાં વચન સુણી સહુ હરખ્યા, ભૂમિ ભંડાર્યાં અન્ન રે;
સકલ કુટુંબ ઉપવાસ કરીનેં, ધ્યાન ધરે એક મન્ન રે. વ૦ ૫
હૂઓ પ્રભાત ને પ્રવહણ આયા, અન્ન પ્રચુર હુઓ તાંમ રે;
સકલ કુટુંબ મન એમ વિમાસે, ઉપગારી ગુરુ સ્વાંમ. વ૦ ૬
વિષ ભક્ષણથી આરત ધ્યાને, જીવ દુરગતિમેં પડતો રે;
ધરમની વાસના કાંઈ ન રહેતી, ચોરાસી રડવડતો રે. વ૦ ૭
ઇણ ચેતનજી વાર અનંતે, ભોગવિયા સુરભોગ રે;
નરસુખ સુરસુખ વાર અનતે, મેલવીયા કેઇ યોગ રે. વ૦ ૮
તોહી ચેતન તૃપત ન પામ્યો, પુદ્ગલમેં રહ્યો માચી રે;
ધરમ વિના રડવડિયો ચઉ ગતિ, મોહવસેં રહ્યો રાચી રે. વ૦ ૯

અવ્રતીપણુમેં મરણુ હોતો તો, દુરગતિ હોત અજાંણુ રે;
ગુરુ ઉપગાર થકી ઉગરીયા, ઉગરીયા દસ પ્રાંણુ રે. વ૦ ૧૦
માટે સંજમ વ્રત આદરીઇં, કરવા આતમ કાજ રે;
એમ વિમાસી કુટુંબ તિહાં સઘલે, આદરે સંજમરાજ રે. વ૦ ૧૧
જિનદત્ત શેઠને નારી નિરુપમ, ઈશ્વરી નામ છે તાસ રે;
[1]નાગેંદ્ર [2]ચંદ્ર [3]નિવૃત્તિ[4] વિદ્યાધર,
પુત્ર એ ચ્યાર છે ખાસ રે. વ૦ ૧૨
સકલ કુટુંબ મલી ગુરુજી પાસે, ઉલસિત સંજમવંત રે;
લીધાં વ્રત ગુરુરાજ સમીપે, ધનધન મુનિજન સંત રે. વ૦ ૧૩
એકસો અઠાવીસ વર્ષ આઉખું, ભોગવી વજ્ર[સેનો]સૂરિરાય રે;
વીરથી છસે વીસે (૬૨૦) વરસે,*
સંવત એક પંચાસા (૧૫૦) વરસે, સૂરિ અમરપદ પાય રે. વ૦ ૧૪
નવથી તે ચઉદ લગી ષટ પાટે, કોટિક બિરદ ગવાય રે;
એહની શાખા પડગચ્છ બહુ, થેરાવલીમેં કહાય રે. વ૦ ૧૫
ચઉદમેં પાટ નેં સાતમી ઢાલે, સૂરીશ્વર ગુણુ ગાયા રે;
દીપવિજય કહે વજ્રસૂરિ લગ, કોટિક બિરદ કહાયા રે. વ. ૧૬
"ઇતિ શ્રી કોટિકગચ્છ બિરદ દ્વિતીય."

દુહા

ચ્યાર શિષ્યનાં નામની, પ્રગટી શાખા ચ્યાર;
નાગેંદ્રી સાખા પ્રથમ, બીજી ચંદ્ર ઉદાર. ૧
ત્રીજી નિવૃત્તિ કરી, ચોથી વિદ્યાધરી નાંમ;
સાખા પડસાખા હુંતે, ચોરાસી ગચ્છ* તાંમ. ૨

૧૫—આ૦ શ્રી. ચંદ્રસૂરિવર્ણન

ચ્યાર શિષ્યમાંહે ચતુર, ચંદ્રસૂરિ ગચ્છરાજ;
વજ્રસેનના પાટવી, ભવોદધિ તરન જહાજ. ૩

ઢાળ—૮

(હરિ હું તો ભરવા ગઈતી તટ યમુનાનું નીરજો—એ દેશી.)
હાંરે વારી ચંદ્રસૂરિ ગુણુનૂરી શ્રી મહારાજ જો,
પનરમેં પાટેં રે જ્ઞાન દિવાકરું રે લોલ.

હાંરે વારી ચંદ્ર જિસ્યા છે ઉજ્જવલ જેહના ભાવ જો,
ચઢતે રે પરિણામેં ગુણના સાગરુ રે લોલ. ૧
હાંરે વારી ચંદ્ર જીસ્યો છે ઉજ્જવલ જસનો પુંજ જો,
ચંદ્ર જિસી છે કીરત ગુરુની ઊજલી રે લોલ;
હાંરે વારી વ્રત જેહનાં છે ઉજ્જવલચંદ્ર સમાન જો,
ગુરુકુલ ઉજ્જવલ ઉજ્જવલ મતિં છે નિરમલી રે લોલ. ૨
હાંરે વારી ચંદ્ર જિસ્યાં છે ઉજ્જવલ જેહનાં જ્ઞાન જો,
ચંદ્ર જિસ્યો છે સમકિત દરસન ઊજલો રે લોલ;
હાંરે વારી ચંદ્ર જિસ્યો છે ચારિત્ર ચઢતેં રંગ જો,
ચંદ્ર જિસ્યો મન ઉજ્જવલ પરિણામે ભલો રે લોલ. ૩
હાંરે વારી તપસ્યા ઉજ્જવલ ચંદ્ર જીસી સુખકાર જો,
ચંદ્ર જીસ્યો કુલ ઉજ્જવલ માતપિતા તણો રે લોલ;
હાંરે વારી-ચંદ્ર જિસ્યો છે ઉજ્જવલ વ્રત પચ્ચખાંણુ જો,
ચંદ્ર જિસી જસ કિરીયા મન દૃઢ આપણો રે લોલ. ૪
હાંરે વારી ચંદ્ર જિસ્યો છે ઉજ્જવલ ગુરુ ઉપદેશ જો,
ઉજ્જવલ સિક્ષા ને વલી ઉજ્જવલ વાયણા રે લોલ;
હાંરે વારી ચંદ્ર જિસી છે ઉજ્જવલ પૃચ્છા સ્વામ જો,
ચંદ્ર જીસી છે ઉજ્જવલ શ્રુતની ધારણા રે લોલ. ૫
હાંરે વારી ચંદ્ર જીસ્યા છે સાધન ચઢતે રંગ જો,
ધરમ ધ્યાન છે ઉજ્જવલ ચંદ્ર જીસ્યો સદા રે લોલ;
હાંરે વારી ચંદ્ર જીસ્યો છે ઉજ્જવલ શાસન માંહે જો,
ઉજ્જવલ કરુણા જયણા આચરણા સદા રે લોલ. ૬
હાંરે વારી ચંદ્ર પરેં ઈમ ઉજ્જવલ ગુણથી સ્વામ જો,
ગુણ પરિણામેં નાંમ તે ચંદ્રસૂરિ થયા રે લોલ;
હાંરે વારી ભૂમંડલપર વિચરંતા સૂરિરાજ જો,
કુમતિતિમિરહર શ્રી જિનશાસનમાં કહ્યો રે લોલ. ૭
હાંરે વારી વીરથી ષટસત ત્રીસે વરસે (૬૩૦) હોય જો;*
હાંરે વારી સંવત એકસો સાઠા (૧૬૦) વરસે હોય જો,
ચંદ્ર બિરદ ગચ્છ ત્રીજો નામ મનોહરૂ રે લોલ;

હાંરે વારી ગુરુ ગુણ માલા સ્તુતિ ગાવે ગુણવંત જો,
ધ્યાવે રે મન પાવે સકલ સુહંકરુ રે લોલ. ૮

"ઇતિ ચંદ્ર બિરદ ત્રીજો."

હાંરે વારી ચંદ્ર બિરદમેં ગચ્છ ઘણા સમુદાય જો,
હુઆ રે બહુ સૂરિ પાટપરંપરા રે લોલ;
હાંરે વારી સૂરિ ધનેસર ચંદ્રગચ્છમેં હોય જો,
શેત્રુંજમહાતમ કીધો ગુણસાગરે રે લોલ. ૯
હાંરે વારી ધનધન જિનદત્ત શેઠકુલે પ્રભુ ચંદ જો,
ધનધન ઈશ્વરીમાતા કુખ સમુદ્રને રે લોલ;
હાંરે વારી ધનધન સોહમપાટપટોધર નંદ જો,
દીપવિજય કવિ પ્રણમેં ચંદ્રસૂરીંદ્રને રે લોલ. ૧૦

દુહા

૧૬—આ૦ શ્રી સામંતભદ્રસૂરિવર્ણન

ચંદ્રસૂરિ પટ્ટેશ વિભુ, સવે સૂરિ શિરતાજ;
સોલમા પટધર જાણીઈ, સામંતભદ્ર મહારાજ. ૧
સોલ કલા શશિ સમ વદન, જિંપક સોલ કષાય;
રાગ દ્વેષ અરિયેં હડયા, ગુણ નિષ્પન્ન કહાય. ૨
કરમ શત્રુયેં જીતવા, ધર્યો સામંત સભાય;
તિણે શ્રીસામંતભદ્રજી, નામ પ્રમાણ ધરાય. ૩

ઢાળ—૯

(શ્રી સંભવજિનશું પ્રીત, અવિહડ લાગી રે—એ દેશી)

સામંતભદ્રસૂરિરાજ, સોલમેં પાટે રે;
પ્રભુ વિચરે દેશ વિદેશ, બહુ મુનિ સાથે રે. ૧
અપ્રતિબંધ વિહાર, જયણા કરતા રે;
નિત જિનવાણી ઉપદેશ, ભવિ અનુસરતા રે. ૨
બહુ વિધ તપસ્યા રંગ, સંજમ ભાવે રે,
પ્રભુ ષટ જંતુ પ્રતિપાલ, ધર્મ બતાવે રે. ૩

ધર્યો શીલ સંન્નાહ, ભય નવિ ધારે રે;
ગુરુ ચરણ કરણ ગુણધીર, મોહ મદ વારે રે. ૪
કરે તપસ્યા પૂર, વનમાં રહેવા રે;
દુઃકૃત પૂરવ કરમ, પરિસહ સેહેવા રે. ૫
પલ્લિપતિ બહુ ભીલ, વનના વાસી રે;
ગુરુ તેહને દેઇ ઉપદેશ, કિયા ગુણરાસી રે. ૬
કેઈ કરે પચ્ચકખાણ, હિંસા કેરાં રે;
વલી અલિક વચણ વ્રત નીમ, લિઈ ઘણેરા રે. ૭
ચોરી કરવા નીમ, ભોજન રાતે રે;
કેઈ શીલતણા સંતોષ, લેઈ બહુ ભાંતે રે. ૮
વલી ચાડી થાપણમોસ, કેઇ પચ્ચકખાણ કરે;
કેઈ પરદારા સંતોષ, કેઇ વ્રત નિયમ ધરે. ૯
ઇમ ભીલ નેં તસ્કર લોક, બહુ ઉપદેશીયા રે;
પ્રભુ જૈનધરમ કુલ રીત, બહુ ઉપકાર કીયા રે. ૧૦
વલી સાંબર મૃગ ને સિંહ, જીવ જે વનના રે;
સહુ તે પામ્યાં પ્રતિબોધ, ભદ્રક મનના રે. ૧૧
વેર નહિ મનમાંહિ, વિચરે રંગે રે;
અતિસય એ સૂરિરાજ, બેસે સંગે રે. ૧૨
વૃક્ષ સવે હોય નમ્ર, અતિસય ભાવે રે;
હોય ઇતિ ઉપદ્રવ દૂર, જિહાં ગુરુ ઠાવે રે. ૧૩
ઈન વનમેં વસતેં વાસ, લોક કહે સઘલા રે;
એ તો વનવાસી સૂરિરાજ, તપસાધન સબલા રે. ૧૪
વીરથી ષટ સત ને, પેંતાલીસ (૬૪૫) વરસે રે*;
વલી સંવત જાણો રે, એકસોસિત્તરમેં (૧૭૦) રે;
વનવાસી ચોથો રે, બિરદ થયો હરસે રે. ૧૫
હું તો પ્રણમું એહના રે, ચરણકમલ ભાવે;
ધન જગ ઉત્તમ રે, ગુરુના ગુણ ગાવે. ૧૬
પ્રહ ઊઠી સમરો રે, સોહમ પટધરને;
હોય વાંછિત સઘલા રે, સ્તવતાં સૂરિવરને. ૧૭

વનવાસી બિરૂદમેં રે, વીસ સૂરિ કહું છું;
કવિ દીપવિજય કહે રે, ગ્રંથ થકી લહું છું. ૧૮

ઇતિ સંવત ૧૬૦ વનવાસી બિરૂદ ચતુર્થં (૪)

ઇતિ શ્રી પ્રાગવાટ્ જ્ઞાતીય શાહ કલાશ્રીપત કુલોત્પન્ન અનોપચંદ વ્રજલાલ આગ્રહાત્ સકલપંડિતપ્રવર પં. પ્રેમવિજયગણિ, પં. રત્નવિજયગણિના શિષ્ય પં. દીપવિજય કવિરાજ બહાદરેણ વિરચિતે શ્રી સોહમકુલરત્ન પટ્ટાવલી પ્રાકૃત પ્રબંધે નિર્ગ્રંથ બિરૂદ ૧ કોટિક બિરૂદ ૨ ચંદ્ર બિરૂદ ૩ વનવાસી બિરૂદ ૪ એવં ચત્વારિ બિરૂદ ષોડશ પટોધર સૂરિવર્ણન નામ પ્રથમોલ્લાસઃ ॥૧॥

## દ્વિતીય ઉલ્લાસ

### અથ દ્વિતીયોલ્લાસઃ પ્રારભ્યતે

### દુહા

૧૭—આ. શ્રી વૃદ્ધદેવસૂરિ અને ૧૮—આ. શ્રી પ્રદ્યોતનસૂરિવર્ણન—

ગૌતમ ગણધર પદ નમી, સારદ માત પ્રકાશ;
પ્રેમ ગુરુ સુપસાયથી, વરણું દ્વિતીય પ્રકાશ. ૧
સામંતભદ્રનો પાટવી, સત્તરમો સૂરિરાજ;
વૃદ્ધદેવસૂરીસરુ, સવે સૂરિ શિરતાજ. ૨
ષટસત સિત્તર(૬૭૦)વીરથી, વરસ ગયાં જબ હોય;
નાહડદે મંત્રી કીયો, વીરદેહરો સોય. ૩
વૃદ્ધદેવસૂરીસરે, તેહ પ્રતિષ્ઠા કીધ;
નગર નામ સાચોર હેં, સકલ મનોરથ સિદ્ધ. ૪
વૃદ્ધદેવ પટધર વિભુ, શ્રી પ્રદ્યોતન સૂર;
અષ્ટાદસમો પાટવી, દિનદિન ચઢતે નૂર. ૫

૧૯—આ. શ્રી માનદેવસૂરિવર્ણન—

પ્રદ્યોતનસૂરિ પટે, માનદેવ ગચ્છરાજ;
ઓગણીસમો પટ્ટધર પ્રભુ, વરનું તસ સામ્રાજ. ૬

### ઢાળ—૧૦

( જગતગુરુ તારજો રે, તારજો દીનદયાલ; પરમ ગુરુ તારજો રે—એ દેશી )

પાટ મહોત્સવને સમેં રે, લક્ષ્મી સરસ્વતી દોય;
દીઠી દોય ખભા પરે રે, ગુરુ ચિંતવના હોય.
પટોધર તારજો રે, તારજો દીન દયાલ;
પટોધર ઓગણીસમો ગચ્છરાજ (એ આંકણી) ૧
ગુરુને મન ચિંતા હૂઈ રે, હુઓ અઘટિત કામ;
આગળ એ મત ભાંઅસે રે, રહેંસ્યેં નહિ થિર ઠામ. પ૦ ૨
ગુરુનું મન તિહાં ઓલખી રે, સૂરિ વિમાસે વિચાર;
"આજ થકી લેવો નહિ રે, ભક્ત શ્રાવકનો આહાર. પ૦ ૩

વિગય વાવરવી નહિ રે, આજ થકી મત નીમ;"
જાણી ગુરુ રાજી હૂઆ રે, રહેશે એ થીર ખીમ. ૫૦ ૪
વિગય ત્યાગે આહારથી રે, બહુ દુરબલ થઈ દેહ;
ફરી ચ્યાર દેવી હાજર હૂઈ રે, નામ કહું હવે તેહ. ૫૦ ૫
જયા વિજયા પદ્માવતી રે, અપરાજિતા એ ચ્યાર;
અહનિશ સૂરિ હાજર રહે રે, નડુલાઇ શહેર મઝાર. ૫૦ ૬
એહવે સાકુંભરી નયરમાં રે, સાકિની ડાકિની શોર;
ઉપદ્રવ સઘલા શહેરમાં રે, મારી મરકીનું જોર. ૫૦ ૭
ગુરુજી નાડુલાઈ જાણીને રે, સંઘે લખિયો લેખ;
મહા ઉપદ્રવ વારવા રે, ઉપગાર કરજો વિશેષ. ૫૦ ૮
લેખ જોઇ ગુરુરાજજી રે, કરવા પર ઉપગાર;
મંત્રગર્ભિત સ્તવના કરી રે, લઘુશાંતિ સુખકાર. ૫૦ ૯
પત્ર લિખિ તિહાં મોકલ્યો રે, લઘુશાંતિ વિધિ એહ;
પવિત્રપણે ભણજ્યો સહુ રે, છાંટજો નમણુ કરેય. ૫૦ ૧૦
હરખિત સંઘે તે કીયો રે, વિઘન થયા વિસરાલ;
જે કોઈ વિધિ સહિત ભણે રે, તેહને મંગલ માલ. ૫૦ ૧૧

૨૦—આ. શ્રી માનતુંગસૂરિવર્ણન—

માનદેવના પાટવી રે, માનતુંગ ગચ્છરાજ;
સોહમથી પટ વીસમેં રે, હૂઆ શ્રી મહારાજ. ૫૦ ૧૨
તાસ ચરિત્ર કહું લેશથી રે, સુણીઈ ભવિક ઇક મન્ન;
ધારાપુરી ઉજેણમાં રે, મોટો ભોજ રાજન્ન. ૫૦ ૧૩
તેહ નયરમેં વિપ્ર છેં રે, બાંણુ મયૂર તસ નામ;
સગપણ સસરો જમાઈ છે રે, વિદ્યા કુંભ સુધામ. ૫૦ ૧૪
ચઉદ વિદ્યા ચ્યાર વેદના રે, શાસ્ત્ર સર્વે પ્રવીણ;
દીપવિજય કવિરાજના રે, નૃપતિ સદા ગુણલીન. ૫૦ ૧૫

દુહા

સસરો જમાતા બેહુ, કરતા શાસ્ત્ર વિવાદ;
હાર જીત સાખી નૃપતિ, ન દીઈ એ કોઈ દાદ.

ચ્યાર લાખ રઘુવેદ હૈ, યજુર્વેદકો માંન;
લાખ પાંચ નેવું સહસ, બીજો વેદ પ્રમાંન. ૨
તીન લાખ એંસી સહસ, સામ વેદકો ગાન;
લાખ તીન ને સઠ સહસ, વેદ અથર્વણ જાંન; ૩
અંગ ગ્રંથ અડસઠ સહસ, ઉપનિષદ પુનિ હોય;
એક લાખ બ્યાસી સહસ, ગ્રંથ માન હેં સોય. ૪
પરિશિષ્ટ સંખ્યા કહું, સહસ અઢાર સુજાન;
એ સાતે વસ્તુ તણા, પાઠી હોય પ્રમાણ. ૫
ચ્યાર વેદ ષટ્ અંગ હે, ઉપનિષદ છત્તીસ;
પરિશિષ્ટ બહોંત્તર મલી, સહુ ગ્રંથ લખ વીસ. ૬
વીસ લાખ એ ગ્રંથના, પાઠ કહેં ભટ હોય;
અષ્ટાદશ પોરાણ પુનિ, ષટ્ ભાષામય સોય. ૭

## ઢાલ—૧૧

( પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત—એ દેશી )

જામાતા સસરો હો અહનિશ, કરતા શાસ્ત્રનો વાદ;
એ કોઈ ન્યૂનાધિક નહી જી, જામાતા વિષવાદ.
સહુ શ્રોતા સુંણુઈ આગલ એ અધિકાર (એ આંકણી) ૧
જામાતાઈ ચંડી દેવી, સમરન કીધ ઉદાર;
કાંઈક હુઈ ચઢતી કલાજી, સસરોજી કરે રે વિચાર. સ૦ ૨
ગુપતપણે સસરાજી રાતેં, આયા જમાઈનેં ઘેર;
ઊભો વાત સુણેં છે ઘરની, કાંન દેઈ બહુ પેંર. સ૦ ૩
તેહ સમેં ઘરમાંહે લડે છે, ધણીધણીયાણી રે દોય;
તાતને દીઠો ઊભો હેઠલ, પુત્રી ચિંતવણા હોય. સ૦ ૪
બાપ થઈને ચરિત્ર સુતાનું, જોવું ન ઘટે એહ;
પતિવ્રતાઈ શ્રાપ દીઓ તબ, કુષ્ઠિ થયો તવ દેહ. સ૦ ૫
સસરે સૂરજદેવ આરાધ્યો, પ્રસન્ન હુઓ રવિ દેવ;
દ્રોહથી કોઢ ન દેખેં કોઈ, વાદ કરે નિતમેવ. સ૦ ૬

ભોજ કહે એ ન્યાય ન હોવે, જાઓ સરસ્વતી પાસ;
કાશ્મિર દેશે બેહુ જણ ચલિયા, જીહાં છે માત નિવાસ. સ૦ ૭
માતાજી મનમાંહી વિમાસી, આઈ સમઝાવા હોય;
અધવિચ ટીકા ઝકારની, પોઠી પાંચસે હોય. સ૦ ૮
પૂછે સસરો જામ.તા તિહાં, "સ્યું છે પોઠીયા માંહિ;"
તે કહે "ઝકારની ટીકા", વિસ્મય લોક મનમાંહે. સ૦ ૯
બીજી વાર હજાર દેખાડયા, ત્રીજીઈ હોય હજાર;
માની ગલાન થયા તે બે જણ, ચિત્ત વિમાસણ ધાર. સ૦ ૧૦
એક અક્ષર ઝકારની ટીકા, સાંભલી નહિ શ્રવણેણ;
તો શાસ્ત્રપાર કિણવિધ પાંમીજે, ગર્વ કરીજે કેણ. સ૦ ૧૧
ચોથું પદ એકેકું બેહુને, દીધું છે સારદ માય;
ત્રણ પદ પૂરી બેહુ જણેજી, શ્લોક કીયા મન ભાય. સ૦ ૧૨
પ્રગટ થઈ બોલી તવ જનની, હું છું સારદ દેવ;
દોય બરોબર પંડિત છો તુમ, પ્રસન્ન હુઆ છેં ભૂદેવ. સ૦ ૧૩
ધારા નયરીઈ બેહુ આવ્યા, ભોજને કહ્યો રે વૃત્તાંત;
નૃપતે બહુ સનમાનીયાજી, માલવદેસ શ્રીમંત. સ૦ ૧૪
અહનિશ રાજસભામાંહેજી, શાસ્ત્રતણો રે અભ્યાસ;
દીપવિજય કવિરાજ સહાઈ, સરસ્વતી માત પ્રકાશ. સ૦ ૧૫

દુહા

એક દિન નૃપતિ સભા વિચેં, બોલે વચણ વિલાસ;
જૈનમાંહે કોઈ હસ્યેં, એહવો જ્ઞાન પ્રકાશ. ૧
પ્રધાન શ્રાવક તિણેં સમે, કહે સુણો મહારાજ;
માનતુંગસૂરિસરુ, મુજ ગુરુ છેં ગચ્છરાજ. ૨
સુણી નૃપત તેડયા ગુરુ, કહે સુણો સૂરિરાજ;
ચમત્કાર મુઝ દાખવો, તુમ વિદ્યા સામ્રાજ. ૩
ઈમ કહી ઓરડા ભીતરે, બેસાર્યા તિહાં સ્વાંમ;
તાલાં અડતાલીસ દેઈ,* સૂતો નૃપ નિજ ધામ. ૪
ગુરુઈ તિહાં સમરન કિયો, સાસન દેવી માત;
ચક્રેસરી પ્રગટ હૂઈ, રવિ તેજ સાક્ષાત. ૫

## ઢાળ—૧૨

(ભરતનૃપ ભાવશું—એ દેશી)

ઋષભ પ્રભુ સ્તવના કરે એ, ભક્તામર સ્તવરાજ;
નમો સૂરિરાજને એ.
શ્લોક તણી ઉદ્‌ઘોષણા એ, માંનું જલધર ગાજ. ન૦ ૧
જીમજીમ કાવ્ય ભણે સૂરિ એ, તિમતિમ દેવ પ્રભાવ; ન૦
તડ તડ તાલાં ઊઘડે એ, જુઓ જુઓ પુન્ય સભાવ. ન૦ ૨
કાવ્ય અડતાલીસથી થયાં એ, તાલાં અડતાલીસ* દૂર. ન૦
સૂરિ ઉપાસરે આવિયા રે, ધન શાસન વડ નૂર. ન૦ ૩
નૃપતિ પ્રભાતે દેખીને એ, ચમક્યો હૃદય મઝાર; ન૦
ધનધન એ સૂરિરાજને એ, જૈનધરમ જગ સાર. ન૦ ૪
ભક્તામરનાં કાવ્ય છે એ, ગર્ભિત મંત્ર પ્રયોગ; ન૦
સદ્‌ગુરુ જાણ કૃપાથકી એ, પાંમે સુખ સંયોગ. ન૦ ૫
વીસમે પાટ પ્રભાકરું એ, શ્રી માનતુંગ ગચ્છરાજ; ન૦
શાસન જૈન દીપાવીઆ એ, સોહમ કુલની લાજ. ન૦ ૬
સંવત દોય બિલોતરે (૨૦૨) એ, દિગંબરા મત હોય; ન૦
સાતસેં ઓલે અંતર કીયો એ, તેહમાં મત દોય* જોય. ન૦ ૭

૨૧—આ. શ્રી વીરસૂરિવર્ણન—

વીરસૂરિ એકવીસમા એ, પટધર શ્રી ગણધાર; ન૦
સંવત બિલોતરા ત્રિસમે(૨૩૦)એ,જિનશાસન જયકાર. ન૦ ૮

૨૨—આ. શ્રી જયદેવસૂરિ. ૨૩—આ. શ્રી દેવાનંદસૂરિવર્ણન—

જયદેવસૂરિ બાવીસમા એ, પટધર શ્રી ગચ્છરાજ; ન૦
ત્રેવીસમો પટધર નમું એ, દેવાનંદ મહારાજ. ન૦ ૯
સંવત ત્રણ પંચોતરે(૩૭૫)એ, વલ્લભીપુરનો ભંગ; ન૦
સંવત ચ્યારબારોત્તરે(૪૧૨)એ,ઉપાસરાસ્થિતિ ચંગ. ન૦ ૧૦

૨૪—આ. શ્રી વિક્રમસૂરિવર્ણન—

દેવાનંદ સૂરીસરુ એ, ત્રેવિસમો પટધાર; ન૦
ચોવીસમા વિક્રમસૂરિ એ, ભંજન અરીય ઉદાર. ન૦ ૧૧

૨૫—આ. શ્રી નરસિંહસૂરિવર્ણન—

નરસિંહસૂરિ પંચવીસમા એ, સમુદ્રસૂરિ વડ નૂર; ન૦
તાસ સંબંધ કહું ભલાં એ, દિનદિન ચઢતે નૂર. ન૦ ૧૨

૨૬—આ. શ્રી સમુદ્રસૂરિવર્ણન—

રાવલજી શ્રી. ખોમાણસી એ, ચીતોડ ઉદૈપુર ભાણ; ન૦
તેહના વંશમેં દિનકરુ એ, સમુદ્રસૂરિ ગુણ જાંણ ન૦ ૧૩
નાગદ્રાનયર મેવાડમેં એ, થાપ્યા જૈન પ્રાસાદ; ન૦
બહુ ભવિજન પ્રતિબોધિઆ એ, છવ્વીશ પટ આહ્લાદ. ન૦ ૧૪
એ પ્રભુ સમુદ્રસૂરીસરુ એ, સોહમકુલમેં ભાંણ; ન૦

૨૭—આ. શ્રીમાનદેવસૂરિવર્ણન—

માનદેવસૂરિજી તેહના એ, પાટવી સત્યાવીસમેં જાંણ. ન૦ ૧૫
પાટ વિના જે સૂરિ થયા એ, વરણું સમય પ્રસ્તાવ; ન૦
દીપવિજય કવિરાજજી એ, તારણ ભવનિધિ નાવ. ન૦ ૧૬

દુહા

તત્કાલીન સૂરિવર્ણન—

સંવત ચ્યાર સત્યોત્તરે(૪૭૭), હુઆ ધનેસરસૂર;
તિણે સેત્રુંજામહાતમ કિઓ, સિલાદિત્ય હજૂર. ૧
મલ્લવાદિસૂરિ તણો, ભાંણેજે નૃપ એહ;
ગુરુજી ચોમાસું તિહાં, નૃપતિ ધરમ સનેહ. ૨
રાંકો વાંકો વાણિયા, શિલાદિત્ય પરધાંન;
તાસ સુતા પાસેં અછે, એક કાંગસી જાંન. ૩
નૃપતનયા બહુ હઠ કીયો, તેહ કાંગસી કાજ;
નૃપતેં અતિ આગ્રહ કીઓ, ન દિઈ તેહ અકાજ. ૪
તેહથી નૃપ બહુ ક્રોધ કરી, દુભવિયા જણ દોય;
ભાવીભાવ મિટૈં નહીં, જે હોણારી હોય. ૫
સાહ રાંકે વાંકે કિઓ, પાતસાહ ઇક અંગ;
બહુ ફોજ લાવી કીઓ, નયર વલ્લભી ભંગ; ૬
શિલાદિત્ય નૃપતિ મરણ, નગરભંગ દો વાર;
શ્રાદ્ધવિધિ માંહે અછૈં, એહ તણો અધિકાર. ૭

## ઢાલ—૧૩

(વીર જિણેસર ઉપદીસેં—એ દેશી)

આ. શ્રી. દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણવર્ણન—

વીરથી નવસેંહેં એહેંસીઇં (૯૮૦), વિક્રમથી હવેં જાણો રે;
સંવત પાંચ દાહોતરે (૫૧૦), દેવર્દ્ધિ પૂજ્ય પ્રમાંણો રે;
ઉપગારી ગુરુ વંદીઇં (એ આંકણી). ૧
આગમ જાતાં જાંણીને, લખવા સૂત્ર ઉછાંહે રે;
મુનિપરિકર તેડયા સહુ, નયરી વલ્લભી માંહે રે. ઉ૫૦ ૨
બીજો સ્કંદિલ સૂરિવરુ, પૂરવ દેસ સુઠાય રે;
મથુરા નયરઈ તેડીયાં, સાધુ તણો સમુદાય રે. ઉ૫૦ ૩
દોય ઠેકાણે દોય સૂરિ, જિનશાસન સણગાર રે;
સૂત્ર લિખ્યાં મુનિ મુખ થકી, કરવા જગ ઉપગાર રે. ઉ૫૦ ૪
આચારંગાદિક સહુ, આગમ પણયાલીસ રે;
જીમ જીમ મુનિને સાંભર્યાં, તિમતિમ લખિયાં ઇસ રે. ઉ૫૦ ૫
લખિઓ તેર વરસ પાછેં, કલ્પસૂત્ર શ્રુતરાજ રે;
તેથી નવસેં ત્રાણુંની, વાચના એહનેં કાજે રે. ઉ૫૦ ૬
વલ્લભી મથુરી દો વાચના, હુઇ એકત્ર જીવારેં રે;
ફેર અંતર કેઈ બોલના, સુણીઇં તેહ વિચાર રે. ઉ૫૦ ૭
ત્રિશલા સિદ્ધારથ નરપતિ, બારમેં સરગે તે જાવે રે;
આચારાંગમેં પાઠ એ, આવશ્યક ચોથે કહાય રે. ઉ૫૦ ૮
એહવા કેઇ બોલના, ફેર છે આગમ માંહે રે;
"આપણુ દોય પ્રમાંણુ છે", એહની સંકા ન કાંહે રે. ઉ૫૦ ૯
વલ્લભી મથુરી નયરીએ, સ્થાનક દોય કહાયા રે;
જિમ જિમ મુનિને સાંભર્યા, તિમ તિમ પાઠ લખાયા રે. ઉ૫૦ ૧૦
અંગમાંહે ઉપાંગની, દીધી ભલામણ જેહ રે;
"જહાપન્નવણા—નંદી"એ, ગણધર વચન ન એહ રે. ઉ૫૦ ૧૧
લખતા ગ્રંથ ગૌરવ હોવે, તેથી દેવર્દ્ધિ સ્વામી રે;
જે જે ઉપાંગમેં પાઠ છે, દીધી ભલામણ સાંમી રે. ઉ૫૦ ૧૨

એ હેતુ સહુ જાંણુજ્યો, અંગ પહેલાં ન ઉપાંગ રે;
ગણધર શું યના કિમ કરે, એ તો દેવર્દ્ધિપૂજ્ય પ્રમાંણુ રે. ઉપ૦ ૧૩
શ્રી દેવર્દ્ધિ શ્રી પૂજ્યજી, કીધો જગ ઉપગાર રે;
શાસન એકવીસ સહસનો, તેહમાં સૂત્ર આધાર રે. ઉપ૦ ૧૪
જગ ઉપગારથી પૂજ્યજી, લાભ લિયા શિવરાજ રે;
એક ભવે સિવ પામસ્યે, દીપવિજય વડ લાજ રે. ઉપ૦ ૧૫

## દુહા

શ્રી કાલિકાચાર્યવર્ણન—

વીરથી નવસેં ત્રાણુંઈ (૯૯૩), સંવત પાંચ ત્રેવીસ (૫૨૩);
ત્રીજા કાલિકસૂરિજી, વિદ્યાધર ગચ્છઈશ. ૧
સંખેપેં વરણુવ કરું, તાસ ચરિત્ર વખાંણ;
ગુણવંતા ગુણવંતના, ગુણ ગાવેં ગુણ જાંણ. ૨
વિચરંતા સૂરિરાજજી, બહુ પરિવારેં થોક;
ભૂમંડલ પર ભવિજના, તારતા ભવિલોક. ૩

## ઢાલ—૧૪

(મારુજી, નિંદરલી નેણું રે રમિ રહી, ઝુલ રહી નેણું સેણું રમિ હો, સાહિબાંણી ઢોલા—એ દેશી)

ગુરુજી પયઠાંણુ નગર પધારીયા, શાલિવાહન નૃપરાજ હો,
પટધારી સાહિબા;
ગુરુજી વંદન નરપતિ આવીયો, પરિકર સબ સાઝાજ હો; પટધારી સા.
ગુરુજી, વીર પટોધર વંદીઇ (એ આંકણી) ૧
ગુરુજી પંચાભિગમથી રે વંદિયા, કરવા આતમ કાજ હો; પટ૦
ગુરુજી બહુ આડંબરથી કીઓ, નગરપ્રવેશ ગચ્છરાજ હો. પટ૦ ગુ૦ ૨
સાહિબા એહવેં પજુસણુ પર્વના, મહોચ્છવના દિન આય હો; પટ૦
ગુરુજી નૃપને કહેં પંચમી દિને, પર્વ સંવચ્છરી થાય હો. પટ૦ ગુ૦ ૩
ગુરુજી નૃપતિ કહે ગચ્છરાજજી, એ દિન નહી અનુમાન હો; પટ૦
ગુરુજી એ દિન લૌકિક પર્વ છે, કૌમુદિકી અભિધાંન હો. પટ૦ ગુ૦ ૪

ગુરુજી તેહથી આગલ છઠે દિનેં, કીજીઈં પરવ અમૂલ હો; ૫૦
ગુરુ કહે દિવસ ઓલંઘન હોઇ નહીં,ચોથ દિવસ અનુકુલ હો. ૫૦ગુ૦ ૫
ગુરુજી બહુસૂરિ સંમત્તિથી કીઓ,ચોથ પજુસણુ પર્વ હો; ૫૦
આજન નૃપતિઈં બહુ ઓહોચ્છવ કરી,ટાલ્યા કુમતિના ગર્વ હો.૫૦ગુ૦ ૬
સાજન વિક્રમ નૃપનેં હણ્યો જિણે, શાલિવાહન નૃપ જેહ હો; ૫૦
સાજન એકસો પાંત્રીસ વર્ષનો, અંતર કહિઓ છેં તેહ હો. ૫૦ગુ૦ ૭
સાજન એ શાલિવાહન ફિર હુઓ,સંવત પાંચસેં માંહે હો; ૫૦
ગુરુજી જુગપ્રધાન કાલિકસૂરિ, પજુષણુ ચોથ ઉછાહ હો. ૫૦ ગુ૦ ૮
પ્રભુજી સીમંધર ભગવંતની, દેસના સુણી સુરરાય હો; ૫૦
ગુરુને વંદન કારણુ આવીઓ, વાંધા (આનંદ) અંગ ન માય હો. ૫૦ગુ૦ ૯
ગુરુને પૂછીઆ સરૂપ નિગોદના, સીમંધર પરેં તેહ હો; ૫૦
ગુરુઈ સહૂએ પ્રકાસક તિમ કીયા, હરખ્યો હરિપતિ નેહ હો.૫૦ ગુ૦૧૦
ગુરુજી તુમ ગુણુ સીમંધર કહ્યા, દેખ્યા તેહિ જ ભાવ હો; ૫૦
ગુરુજી સેવક સૌધર્મા ઇંદ્ર છું, સુંણીઇં મુનિગણુ રાવ હો. ૫૦ ગુ૦ ૧૧
ગુરુને વંદન કરી હરખિત થઈ, હરિ નિજ થાંનક આય હો; ૫૦
ગુરુજી ગણુધર કાલિકસૂરિતણા, દીપવિજય ગુણુ ગાય હો.૫૦ ગુ૦ ૧૨

## દુહા

આ૦ શ્રી સત્યમિત્રસૂરિવર્ણન—

વીર પ્રભુ નિર્વાણુથી, વરસ હજાર પ્રમાણુ;
સંવત પાંચસેં ત્રીસમેં, જુગપ્રધાન શ્રુતભાણુ. ૧

સત્યમિત્ર સૂરીસરુ, એક પૂરવધર સ્વાંમ;
પૂરવ વિછેદ એહથી થયો, ભાવિ પદારથ જાંમ. ૨

યુગપ્રધાન શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણુ વર્ણન—

વીરથી એકાદસ પન્નર, સંવત પાંચ (છસો) પેંતાલ;*
તિણેં સમે શ્રીજિનભદ્રગણી, ક્ષમાશ્રમણુ ગુણુમાલ. ૩

શ્રીજિનભદ્ર ગુરેં કીઓ, ધ્યાંનસતક મન લાય;
આવસ્યકનિર્યુક્તિ વિચેં, હરિભદ્રસૂરિ લિખાય. ૪

આ. શ્રીહરિભદ્રસૂરિવર્ણન—

ઇહાં પ્રસ્થાવેં વરણવું, હરિભદ્રસૂરિ પ્રબંધ;
યાકિનીસુનુ નામ જસ, વરનુ લેશ સબંધ. ૫

## ઢાલ—૧૫

(મેંદી તે વાવી માલવેં રે, ફૂલી ફૂલી ગુજરાત, મેદી રંગ લાગ્યો—એ દેશી)

શીસોદિયા રાજવંશવર્ણન—

શ્રી ચિત્રકુટ ગિરિરાજ છે રે, બીજું નામ ચિત્તોડ રે સાજનિયાં;
પહેલાં નૃપ મોરી હુતા રે, પછી રાવલ સિર મોડ રે. સા૦ ૧
એકલિંગ શિવ પરસન થઈ રે, દિઓ મેવાડનો રાજ રે; સા૦
શ્રીમુખ વચનથકી કહ્યો રે, અખંડ રાજ સામ્રાજ રે. સા૦ ૨
બાપારાવલ નાંમ થો રે, પુન્ય તણો ઘણુ સાજ રે; સા૦
સંવત એક એકાણું (૧૯૧)માં રે, બાપારાવલ રાજ રે*. સા૦ ૩
વંશપરંપરા પાટવી રે, પુન્ય તણો છે મેડ રે; સા૦
અનુક્રમે ભાગ્ય ભૂજાબલી રે, હોતેં કેડાકેડ રે. સા૦ ૪
ત્રેવીસમો રાવલ હુઓ રે, સમરસિં ગુણસાજ રે; સા૦
દિલ્હીપતિ ઘેર પરણીયા રે, નૃપતિમુગટ પ્રથિરાજ રે. સા૦ ૫
યથાનામ રાણી તણે રે, ચ્યાર હુઆં સંતાન રે; સા૦
હોય કુંમરે નેપાલનો રે, રાજ લીઓ ગુનખાંન. સા૦ ૬
કેડવી તેહના પાટવી રે, ગોરખીયા કેહેંવાય રે; સા૦
સંવત અગ્યારની (૧૨૧૧)સીમથી રે, વરતે રાજ સવાય રે. સા૦ ૭
રાવલજીની નંદની રે, ત્રીજું જે સંતાન રે; સા૦
ચિતોડ પરણુવા આવીયા રે, કુમારપાલ કુલ ભાંણ. સા૦ ૮
ચોથો પુત્ર તે પાટવી રે, રાવલ કરણસી નામ રે; સા૦
ચોવીસમા રાવલ થઈ રે, બેઠા તખત સુઠામ રે. સા૦ ૯
તેહને અંગજ તીન છે રે, માહપજી રાહપજી નામ રે; સા૦
ત્રીજે પુત્ર છેં ધીરજી રેં, કોઢ હુઓ તસ જાંમ રે. સા૦ ૧૦
સાંડેર ગચ્છી શ્રીપૂજ્યજી રે૧, મોટી દકુત બતાય રે; સા૦
વચનથી સુત વોહોરાવીઓ રે, પરિકર સહુ દુખાય રે. સા૦ ૧૧

"ચિત્રકૂટપતિ પુત્રનેં રે, શિષ્ય કરેં સૂરિરાય રે; સા૦
ઘર ઘર ફરસ્યેં ગોચરી રે, મેહેણ્યાં જગત બવાય રે. સા૦ ૧૨
તેથી સૂત પાછો લેઇ રે, દ્યો કોઇ ગામ ગરાસ રે;" સા૦
સાંભલી રાવલજી તિહાં રે, માગે સુત ગુરુ પાસ રે. સા૦ ૧૩
ગુરુ કહે દીક્ષા નહિ દિઆં રે, કરસ્યાં વણિક વિસાલ રે; સા૦
ઓસિયા માતની સાહાયથી રે, શ્રાવક કિઓ ઓસવાલ રે. સા૦ ૧૪
તેહનું ગોત્ર સીસોદિયા રે, તેહનાં વંશ મઝાર રે; સા૦
ગુર્જર દેશના શેઠજી રે, શાંતિદાસ પરિવાર રે*. સાજ૦ ૧૫
આપું પાતશાહી કહ્યા રે, જેહને બિરુદ લખાય રે; સા૦
તેહના વંસમેં દીપતા રે, સાંપ્રત સહુ સુખદાય રે. સા૦ ૧૬
દીપાશાહ ખુશાલશાહ રે, વખતશાહ પુન્યવંત રે; સા૦
હિન્દુપતિના પાટવી રે, ગોત્ર સીસોદિયા વંશ રે. સા૦ ૧૭
તેહની વંશ પરંપરા રે, સહસ લખોધર હોય રે; સા૦
મરુધર દેશ મેવાડમેં રે, ગોત્ર સીસોદિયા જોય રે. સા૦ ૧૮
શ્રીજિનશાસન દીપતા રે, છેં વીસા ઓસવાલ રે; સા૦
દીપવિજય કવિ એ સહુ એ, જીવદયા પ્રતિપાલ રે. સા૦ ૧૯

## દુહા

માહપતિ, રાહપતિ વર્ણન—

માહપતિ રાહપતિ દો તનય, તેહ તણો અધિકાર;
લેશ માત્ર વર્ણવ કરુ, વિક્રમ સંવત સય બાર (૧૨૦૦). ૧
વડા પુત્ર શ્રી માહપજી, મોસાળે બહુ વાસ;
રાહપજી રિસાઈ ચાલ્યા, ગઢ ઈંરોડ નિવાસ. ૨
રાવલજી આખર સમો, સંવંત બારસેંહેં ખાસ;
વાસી સરગપુરી હૂઆ, પુત્ર નહિ કો પાસ. ૩
સોનંગરા સાલા તિણેં, ગઢ કીધો નિજ હાથ;
માહપજી પેઠણ નહિ દિયા, અછેં ચિતોડો નાથ. ૪
કોઇ ભાટ અમરખ ધરી, ગઢ ઈંરાડે જાય;
વ્યતિકર સહુ સુણાવીઓ, રાહપજી મન લ્યાય. ૫

રોમી પતશાહનેં મલી; લેઈ ફોજ સંભાર;
ચિત્રકૂટ કાયમ કીઓ, સોનંગરાઉ ખાર. ૬
સંવત બાર ગુણ તીસમેં (૧૨૨૯), રાહપજી નૃપરાજ;
વડ બંધવ શ્રી માહપજી, આયા બેઠણ રાજ. ૭
રાહપ કહે વડ બંધવા ! રાજ અમારે ભાગ;
હવે દાવા પોચે નહિ, નહિ તમારો લાગ. ૮
વડ બંધવ કહે છોડ દો, રાવલ બિરદ સચાંન;
એમ કહી રીસાઈ ચલ્યા, ગલિયા કોટ સુથાંન. ૯
ડુંગરપર વાસ્યો વલી, રાવલ બિરદ કહાય;
સાંપ્રત એહી જ રીત છૈં, વંસપરંપર રાય. ૧૦
બાપા રાવલથી સહુ(સરુ), કરણસિ રાવલ સીમ;
ચોવીસ રાવલ જાણિઇ, સહસ વરસમેં ખીમ. ૧૧

### ઢાળ—૧૬

( જીરે જીરે સ્વામી સમોસર્યા—એ દેશી )

રાહપજી નૃપથી હુઓ, રાણપ બીરદ સવાય રે;
હિંદૂપતિ પાતશાહ છેં, ગઢ ચિતોડ કહાય રે.
નૃપ સહુ(સૌ)ભાગ્ય ભૂજબલી. ૧
બીજા રે નૃપતિને ઓપમા, લખવી રાજાધિરાજ રે;
ચિત્રકુટ નાથને ઓપમા, મહારાજાધિરાજ રે. નૃપ૦ ૨
રાહપ રાણથી તેરમા, રાણા અજેસીંજી વારે રે;
તેહના પુત્ર છે સજજનસીં, તેરઈકિસઠા(૧૩૬૧)મઝાર રે. નૃપ૦ ૩
ક્રોધથી દક્ષિણ આવિયા, તેહનો વંસ સતારે રે;
છત્રપતિ સાહુ નૃપતિ લગી, ત્રેવીશ પાટ ઉદાર રે. નૃપ૦ ૪
ચઉદમો રાણો હમીરસીહ, ઈકલિંગ દેહરો કરાયો રે;
કુંભોજી રાણ અઢારમો રે, કુંભલમેર વસાયો રે. નૃપ૦ ૫
રાણકપુરને દેહ રે, થાંભા દોય કરાયા રે;
સંવત ચૌદ પંચાણુંઇ (૧૪૯૫), કુંભો રાણ ગવાયા રેઃ નૃપ૦ ૬

વીસમો રાયમલ્લ રાણુથી, દેવલ્યો સેંદેર કહાયો રે;
રાણુ રતન એકવીસમો, પદમણી કાજ લડાયો રે. નૃપ૦ ૭
બાર વરસ પાતસાહથી, લડિયો ભૂજબલ રાણુ રે;
સંવત સોલ ચોવીસમેં (૧૬૨૪), રાણુ ઉદેસિંહ ભાણુ રે. નૃપ૦ ૮
અકબર શાહથી બહુ લડ્યો, તુટ્યો ગઢ ચિત્તોડ રે;
સંવત સોલ પચીસમે (૧૬૨૫), વસીયો ઉદેપુર જોડ રે. નૃપ૦ ૯
અમરસી રાંણુ પચીસમે, ભુજબલથી બલ જોડ રે;
અકબ્બર રાજ ઉઠાય રે, લીધો ફેર ચિત્તોડ રે. નૃપ૦ ૧૦
અઠાવીસમો જે રાણુ છેં, રાજસિંહ તે રાજે રે;
દિલ્લિપતિ પાતસાહ છેં, ઔરંગજેબ સમાજે રે. નૃપ૦ ૧૧
તેહના ડરથી રે નાથજી, આયા નાથદુવારે રે;
સંવત સત્તર બત્રીસમે (૧૭૩૨), રાજસમુંદ્ર કીયો સાર રે. નૃપ૦ ૧૨
ઓગણત્રીસમો રાંણુજી, જયસિંહ રાણું કહાય રે;
ઢેબર સરવર તિણું કીઓ, સંવત સત્તરમેં થાય રે. નૃપ૦ ૧૩
પીછો નામ છે જેહનો, જાતે તે વણજારો રે;
પીછોલો સરવર તિણું કીઓ, સમુદ્રની ઓપમા સાર રે. નૃપ૦ ૧૪
ઇમ સહુ રાણુપરંપરે, સાંપ્રત ભીમસીં ભાંણુ રે;
દીપવિજય કવિરાજ એ,* બિરદ દીઓ એહ રાણુ રે. નૃપ૦ ૧૫
રાવલ નેં રાણા સહુ, બિરદ ચિત્તોડાધીશ રે;
ચિત્રકૂટ ગઢપતિ સહુ હુઆ, ભુજબલી સહુ નૃપ ઈશ રે. નૃપ૦ ૧૬

દુહા

આ૦ શ્રીહરિભદ્રસૂરિવર્ણન

ચિત્રકૂટ ગઢમેં તદા, સંવત પાંચ મઝાર;*
રાજ કરે મહાભુજ બલી, રાવલ સગતકુમાર. ૧
તેહ નયરમેં વિપ્ર છે, હરિભદ્ર ઈણુ નાંમ;
પૂરવ સંજોગે હુઓ, વિદ્યાકુંભ સુધામ. ૨
ચ્યાર વેદ ખટ અંગ હે, ઉપનિષદ છત્તીસ;
પરિશિષ્ટ બહોંતેર મિલી, સહુ ગ્રંથ લખ વીશ. ૩

વીસ લાખ એ ગ્રંથ છે, ચ્યાર વેહડો માંન;
વિદ્યા ચઉદ નિધિ સમો, હરિભદ્ર ભટ જાન. ૪
ધરે ગૌરવ મનમાં ઇસ્યો, જગ નહિ વાદી કોય;
વિદ્યાવાદ વિના તવાં, પેટ આફરો હોય. ૫
જે વાદિ હારે તદા, સારે ઘાસ પીઈ નીર;
મુજને જીતે તેહનો, શિષ્ય હોઉં તસ તીર. ૬
પેટેં પટબંધન કરી, કરી પ્રતિજ્ઞા એમ;
નિજ ઘટકમેં નિત રહે, ચિત્રકૂટ બિચ એંમ. ૭

ઢાળ—૧૭

(વાહલમ વેહેંલા રે આવજ્યો—એ દેશી)

એક દિન હરિભદ્ર ભટ તિહાં, જાવેં ચઉટા મઝાર રે;
ઉપાસરે મહાસતી સાધવી, યાકિની નાંમ ઉદાર રે.
ધન ધન હરિભદ્ર સૂરિવરા. (એ આંકણી) ૧
સૂત્રની ગાથા રે સાંભલે, સમઝિઓ નહી કાંઈ ભાવ રે;
કાંન દેઈ ફરી સાંભલે, માંનું ભવજલ નાવ રે. ધ૦ ૨
ગાથાઃ—चक्किदुग हरिपणगं पणगं चक्कि य केसवो चक्कि ।
केसव चक्कि केसव दुचक्कि केसवचक्कि य ॥१॥

એ ગાથાનો અર્થઃ—૧ ભરત, ૨ સગર એ બે ચક્રિ જોડે થયા, પછે ૧ ત્રિપૃષ્ઠ, ૨ દ્વિપૃષ્ઠ, ૩ સ્વયંભૂ, ૪ પુરુષોત્તમ ૫ પુરુષસિંહ એ પાંચ વાસુદેવ લાગલગી થયા, પછે ૩ મઘવા, ૪ સનતકુમાર, ૫ શાંતિનાથ, ૬ કુંથુનાથ, ૭ અરનાથ એ પાંચ ચક્રવર્તી લાગલગી થયા; પછે એક ૬ પુંડરીક વાસુદેવ થયો. પછી એક ૮ સુભૂમ ચક્રિ થયો, પછી એક ૭ શ્રીદત્ત વાસુદેવ થયો. પછી એક ૮ મહાપદ્મનમો ચક્રિ થયો, પછે એક ૮ લક્ષ્મણ વાસુદેવ થયો, પછી ૧૦ હરિષેણ ચક્રિ, ૧૧ જયચક્રિ એ બે ચક્રી લાગલગી થયા, પછી એક ૯ કૃષ્ણ વાસુદેવ છેલ્લો થયો, પછી એક ૧૨ બ્રહ્મદત્ત ચક્રિ છેલ્લો થયો.

ગાથા એ સાંભલી બોલિઓ, ચકચકમેં ન સમઝાય રે;
માત કહે ભટજી સુણો, સૂત્રની ગાથા કહાય રે. ધ૦ ૩

ભાષા ષટ ચઉવેદના, વિદ્યા ચઉદના જાણુ રે;
બિરદના ધાર છો એહવો, ખોટો બિરદ ન પ્રમાંણુ રે. ધ૦ ૪
માગધી ભાસ નથી જાણુતા, ભાષા ષટ કિમ હોય રે;
સાંભલી ચિતવેં ભટ તિહાં, કહિઈં માતજી સોય રે. ધ૦ ૫
યાકિની સાધવીઈ કહ્યો, ગાથા અર્થ વિચાર રે;
સુણી ભટ મનમાં ચિંતવી, કરી પ્રતિજ્ઞા સંભાર રે. ધ૦ ૬
"જીતે તેહનો શિષ્ય હવું", એહ પ્રતિજ્ઞા મેં કીધ રે;
તે ઈણી સાધવી જીતીઓ, સાચી પ્રતિજ્ઞા એ સિદ્ધ રે. ધ૦ ૭
સંજમ દીઓ મુઝ માતજી, તુમે મુઝ ગુરુરાજ રે;
માતજી કહેં ઘટતો નહી, સાધવી કર મુનિરાજ રે. ધ૦ ૮
મુઝ ગુરુ શ્રી ભટ્ટાચાર્યજી, ચાલો તેહની પાસ રે;
આવીઓ તેહ કને ઓલખી, લિઈ સંજમવ્રત ખાસ રે. ધ૦ ૯
સૂત્ર આગમ સહુ અભ્યસ્યાં, દીધો સૂરિ પદ જોગ રે;
મઠ ચોરાસી જે અન્ય તણા, જીતિયા પુન્ય સંજોગ રે. ધ૦ ૧૦
હોય ભાંણેજ છે સૂરિતણા, હંસ પરમહંસ નામ રે;
તેહને બુઝવી દીખિયા, ગયા તે બોધને ઠામ રે. ધ૦ ૧૧
બેહુ જણ વેષ જુદો કરી, પાઠેં શાસ્ત્રના મર્મ રે;
કોઈ એક ભેદથી જાંણીયા, ઓલખ્યા શ્રી જિનધર્મ રે. ધ૦ ૧૨
તેહ પરીક્ષાને કારણે, જૈન મૂરત કરી માંહે રે;
આલતાં પગથીયામાં ચણી, ઉપર પગ દેઈ જાય રે. ધ૦ ૧૩
તેડીયા દોયનેં છલ કરી, પગથિઈ જિનછબી દેખ રે;
પગ ન દીધો ખડીથી કીયા, જનોઈ ભાવ ત્રિરેખ રે. ધ૦ ૧૪
જાણીને ઓલખ્યા જિનમતી, હણવાનેં કીધ ઉપાય રે;
બેહુ જણે સમયને ઓલખી, કીઓ તિહાં જ પલાય રે. ધ૦ ૧૫
આગલે બેહૂ જણા પાછલે, ફોજનો છેં સમુદાય રે;
ચિત્રકુટ આવતેં આવતેં, સાંઝ પડી ને અકુલાય રે. ધ૦ ૧૬
સેંહેરની પોલ છે સાંકડી, રહી ગયા બેહુ જણ બાર રે;
આંતરી બેહુ જણાને હણી, ચલિયો ફોજ સંભાર રે.
જુઓં જુઓ કરમ વિચિત્રતા-(એ આંકણી). ધ૦ ૧૭

ગ્રહ સમે તેહ માલીમ હુઇ, પુસ્તક સહુ એ મંગાય રે;
અગ્નિનો સરણુ તેહને કીઓ, સૂરિ બહુ શોધ કરાય રે. જુ૦ ૧૮
પુસ્તક માંહેથી નિકલ્યો, બોધનો એક આમ્નાય રે;
વસુધારા નામ મહામંત્ર છેં, દીપોચ્છવીઈ સુણાય રે. જુ૦ ૧૯
હાયના વિરહથી બહુધરે(પરે), સૂરિ મન હૂઓ ખેદ રે;
ક્રોધથી બોધનેં મારવા, સૂરિને મનમાં ઉમેદ રે. જુ૦ ૨૦
મંત્ર આહ્વાનથી તેડિયા, બોધ તે ચઉદસેંહે ચુમાલ રે;
તેલ કઢામાંહે હોમવા, સૂરિ હૂઆ ઉજમાલ રે. જુ૦ ૨૧
તે સમેં શાસન દેવતા, આવી તિહાં મહંમાય રે;
એહ મોટા ગુરુ શાસને, ક્રોધથી કરે છેં અન્યાય રે. જુ૦ ૨૨
એમ વિમાસીને ડોકરી, રૂપ કરી ગુરુ કને આય રે;
ડેડકી પાય આલોયણા, પુછેં ગુરુ ગચ્છરાય રે. જુ૦ ૨૩
ગુરુ કહે એહ આલોયણ, અઠમ તપ કરો એક રે;
ડોકરી કહે એક ડેડકી, આલોયણ કહી છેક રે. જુ૦ ૨૪
પૂજ્ય આલોયણા કેટલી ? હોમસ્યો ચઉદસેંહે ચોમાલ રે;
અઘટિત કાંમ એ પૂજ્યજી, જીવદયાપ્રતિપાલ રે. જુ૦ ૨૫
હું છુ રે શાસનદેવતા, સાંભલી ગુરુ તસ વાણુ રે;
ક્રોધ સાંમી સહુ બોધનેં, છોડયા ગુરુ ગુંણજાણ રે. જુ૦ ૨૬
હરિભદ્રસૂરિ મન ચિંતવે, આલોયણ કુંણ જોય રે;
દીપકવિ એ સૂરિરાજજી, પાપભીરુ નહી(સહી) હોય રે. જુ૦ ૨૭

દુહા

ગુરુ કહેં શાસનસૂરિ ! હુઓ મોટકો પાપ;
આલોયણ એહની વડી, વડો એહનો જાપ. ૧
જ્ઞાની પૂરવધરેં નહી, નહી કેવલી આજ;
અવધિ ચઉગ્યાંની નહિં, નહિ મોટો ગચ્છરાજ. ૨
તે માટે દેવી તમો, જઇ સીમંધર પાસ;
આલોયણ લાવી કહો, હોવે દુઃકૃત વિનાસ. ૩
જઈ દેવી પૂછયો તદા, કહે સીમંધર સ્વામ;
ચઉદસેંહેં ચુંમાલીસ કરે(૧૪૪૪),નવા ગ્રંથ વડ નામ. ૪

નિઃપાપી સૂરિ હોસ્યે, દુઃકૃત સુકૃત એહ;
લાઘવ કમીં એ સહી, જિનધર્મિં દૃઢ મેહ. ૫
પ્રભુ વચન દેવી કહ્યો, કિયા ગ્રંથ સૂરિરાય;
ચઉદસેંહે ચ્યાલીસને સમેં, આયુ અલ્પ જણાય. ૬
સંસારદાવા એહ સ્તુતિ, ચ્યાર ગ્રંથનો માંન;
ચઉદસેંહે ચૌંઆલીસ કરી, પોહોતા અમર વિમાન. ૭
સંવત પાચ પંચ્યાસિઇ(૫૮૫), પોંહોતા સરગ મોઝાર;
ભવભીરૂ એહવા સૂરિ, નામે જયજયકાર. ૮

## ઢાળ—૧૮

(વહાલોજી વાઈ છે વાંસલી રે—એ દેશી)

૨૮—આ. શ્રી વિબુધપ્રભસૂરિ. ૨૯—આ. શ્રી જયાનંદસૂરિવર્ણન—

અઠ્ઠાવીસમો પટધર વંદીઈ રે, વિબુધપ્રભ સૂરિરાજ;
શ્રી જયાનંદસૂરિ ગુણત્રીસમા રે, સોહમ કુલની લાજ.
ગુરુ મારો દિઓ છે દેસના રે—(એ આંકણી) ૧

૩૦—આ. શ્રી રવિપ્રભસૂરિ, ૩૧—આ. શ્રી યશોદેવસૂરિ,
૩૨—આ. શ્રી પ્રદ્યુમ્નસૂરિ અને ૩૩—આ. શ્રી માનદેવસૂરિવર્ણન—

ત્રીસમા રવિપ્રભ પટધર દિસતા રે, યશોદેવસૂરિ એકતીસ;
સૂરિ પ્રદ્યુમ્નજી નાથ બત્રિસમા રે, શ્રી માનદેવ તેત્રીસ. ગુ૦ ૨

વા. શ્રી ઉમાસ્વાતિવર્ણન—

એહવે સંવત સાતસેં વીસમેં એ* (૭૨૦), જુગપ્રધાન જગીસ;
વાચક ઉમાસ્વાતિજી હૂઆ રે, એકાવતારી સૂરીસ. ગુ૦ ૩

આ. શ્રી બપ્પભટ્ટસૂરિ—

વીરથી બારસેં બહોતર (૧૨૭૨) જાણીઈ રે, સંવત આઠસેં પૂર;
બપ્પભટ્ટસૂરિનો જન્મ હુઓ તદા રે, જિનશાસન વડ નૂર. ગુ૦ ૪
આમનૃપતિ ગુરુજી પ્રતિબોધિઓ રે, પ્રભુશાસન શણગાર;
ચરિત્ર પ્રભાવકમાંહે વખાણીયા, ગુરુ શ્રાવક અધિકાર. ગુ૦ ૫
આમનૃપતિ પૂરવ ભવમાં હુતો રે, જટધર તપસી નાંમ;
શાસનદેવી કહ્યો ભવ જાણીઓ રે, દોવી જટા વિષે ઠામ. ગુ૦ ૬

વિક્રમ સંવત આઠ પંચાણુંઈ રે(૮૯૫), સૂરિ અમર પદ પાય;
ધનધન આમનૃપતિ મહારાજને રે, ધનધન એ સૂરિરાય. શુ૦ ૭

૩૪—આ. શ્રી વિમલચંદ્રસૂરિ ૩૫—આ. શ્રી ઉદ્યોતનસૂરિવર્ણન—

ચોત્રિસમા કહું સૂરિ પટધરું રે, વિમલચંદ્ર સૂરિરાજ;
તેહના પટધર પાંત્રિસમે રે, ઉદ્યોતનસૂરિ ગચ્છરાજ. શુ૦ ૮
બહુ મુનિ પરિકર સાથે પરવર્યો રે, કરતા ભવિ ઉપકાર;
અર્બુદ ગિરિવર તીરથ ભેટવા રે, પ્રભુ દરશન સુખકાર. શુ૦ ૯
ટેલી નામ તે ગાંમપરીસરે રે, વટ છાયા ગંભીર;
વડતલેં વિસામેં ગુરુ ઊતર્યો રે, પરિકર સહુ ગુરુ તીર. શુ૦ ૧૦
તિણેં સમેં મુહૂરત ચોઘડીઓ ભલો રે, આઠ સૂરિ તિહાં કીધ;
વીરથી ચઉદસે ચોસઠ (૧૪૬૪) વરસમેં રે, આચારજપદ દીધ. શુ૦૧૧
આઠમેં સર્વદેવસૂરિ છેં પાટવી રે, સહુનો મલી સમુદાય;
અનુક્રમે અનુક્રમે સૂરિપરંપરા રે, ગચ્છ ચોરાસી* કહાય. શુ૦૧૨
વિક્રમ સંવત નવસેંહે ચોરાણુંએ(૯૯૪)રે,વડગચ્છ બિરદ ધરાય;
વનવાસી બિરદમેં વીસ સૂરિ કહ્યો રે, હવે વડગચ્છ લિખાય. શુ૦૧૩
વડગચ્છ કુલમેં બહુ ગચ્છ નિકલ્યો રે, પાટ પરંપરા જાંણુ;
પાંચમો બિરદ એ વડગચ્છ હુઓ રે, દીપવિજય કુલભાંણ. શુ૦૧૪

ઇતિ શ્રી સત્તરમા પાટથી માંડીને છત્રીસ પાટ પર્યંત વીસ સૂરિ વનવાસી બિરદમેં હૂઆ. છત્રીસમા સર્વદેવસૂરિ સમયે

## સંવત ૯૯૪ વર્ષે વડગચ્છ બિરદ પંચમ.

ઇતિ શ્રી પ્રાગવાટ્જ્ઞાતીય સાહ કલા શ્રીજત કુલોત્પન્ન અનોપચંદ વ્રજલાલ આગ્રહાત્ સકલ પંડિત પ્રવર પ્રેમવિજય ગ. પં. રત્નવિજય ગણિના શિષ્ય પં. દીપવિજય કવિરાજ બહાદરેણ વિરચિતે શ્રી સોહમકુલરત્ન-પટ્ટાવલી-રાસ પ્રાકૃત પ્રબંધે વીસ સૂરિ પટોધર વર્ણન-શ્રી કાલિકસૂરિ, દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ, જિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણ, હરિભદ્રસૂરિ, બપ્પભટ્ટસૂરિ, આમ નૃપતિ પ્રમુખ, વડગચ્છ પંચમ બિરદ નામ દ્વિતીયોલ્લાસ:

( દ્વિતીયોલ્લાસ સમાપ્ત )

# તૃતીય ઉલ્લાસ

## અથ તૃતીયોલ્લાસઃ પ્રારભ્યતે

### દુહા

આ૦ શ્રી જશોભદ્રસૂરિ વગેરેનું વર્ણન—

શ્રી વરદા વરદાઈની, વાહન હંસ ઉજાસ;
સાજનની સુપસાયથી, વરણું તૃતીય પ્રકાસ. ૧
સાંડેરા ગચ્છમેં હૂઆ, જશોભદ્ર સૂરિરાય*;
નવસેંહે સત્તાવન(૯૫૭)સમેં, જનમ વરસ ગચ્છરાય. ૨
સંવત નવસેંહેં અડસઠેં (૯૬૮), સૂરિ પદવી જોય;
બહરીસુરી હાજર રહેં, પુન્ય પ્રબલ જસ જોય. ૩
સંવત નવ અગણ્યોતરે (૯૬૯), નગર મુંડારા માંહે;
સાંડેરા નગરે વલી, કીધી પ્રતિષ્ઠા ત્યાંહ. ૪
૧ બુહા ૨ કિંણહરિષિ વલી, ૩ ખીમરિષિ મુનિરાજ;
૪ જસોભદ્ર ચોથા સહુ. ગુરુભાઈ સુખરાજ.* ૫
બુહાથી ગચ્છ નિકલ્યો, મલધાર તસ નાંમ;
કિણહરિષિથી નિકલ્યો, કિંણહરિષિ ગુનખાંન. ૬
ખીમરિષિથી નીપનો, કોરંવટવાલ ગચ્છ જેહ;
જસોભદ્ર સાંડેર ગચ્છ, ચ્યારે ગચ્છ સનેહ. ૭
આબુરોહાઈ વિચે, ગાંમ પલાસી માંહે;
વિપ્ર પુત્ર સાથેં બેહુ, ભણતાં લડિયા ત્યાંહે. ૮
ખડિયો ભાંગો વિપ્રનો, કરેં પ્રતિજ્ઞા એમ;
"માથાનો ખડિઓ કરું, તો બ્રાહ્મણ સહિ નેમ." ૯
તે બ્રાહ્મણ જોગી થઈ, વિદ્યા સીખી આય;
ચોમાસું નાડુલાઈમેં, હુતા સૂરિ ગચ્છરાય. ૧૦
તિહાં આયો તેહિ જ જટિલ, પૂરવ દ્વેષ વિચાર;
વાઘ સરપ વિંછી પ્રમુખ, કીધા કેઈ પ્રકાર. ૧૧
સંવત દસ દાહોતરે (૧૦૧૦), કિયા ચોરાસી વાદ;
વલ્લભીપુરથી આંણિયો, ઋષભદેવ પ્રાસાદ. ૧૨

તેહ જોગી પણ લાવિઓ, સિવ દેહરો મન લાય;
જૈનમતિ સિવમતિ બેહુ, દોય દેહરાં સ્થાય. ૧૩
તે હમણાં પ્રાસાદ છે, નહુલાઈ સેંહેર મઝાર;
એહનો વરણન છે બહુ, કથાકોસ વિસ્તાર. ૧૪

## ઢાળ—૧૯

( જઈ નેં કેહેંજ્યો મ્હારા વ્હાલાજી રે—એ દેશી )

૩૬—આ૦ શ્રી સર્વદેવસૂરિવર્ણન—

છત્રિસમેં પાટેં હુઆ મ્હારા વ્હાલાજી રે, સર્વદેવસૂરિ ગચ્છરાજ.
પટોધર વંદિઇં માહરા વાહલાજી રે.
વડગચ્છબિરદ છે એહથી મા૦, પાંચે બિરદની લાજ. પટો૦ ૧

વાદિવેતાલ આ૦ શ્રીશાંતિસૂરિવર્ણન—

એહવા સમયને અંતરે મા૦, શાંતિસૂરિ વેતાલ; પટો૦
ઉત્તરાધ્યયન ટીકા કરી મા૦, ગચ્છ સિરાપદ કહાય. પટો૦ ૨
સંવત હજાર ને નેંઉઇં (૧૦૯૦)મા૦, સુરિ અમર પદ થાય; પટો૦
એ સૂરિ ઉપગારી થયા મા૦, શાસ્ત્રમેં સાખ લિખાય. પટો૦ ૩

૩૭—આ૦ શ્રીદેવસૂરિ, ૩૮—આ. શ્રીસર્વદેવસૂરિવર્ણન—

આડત્રીસમા પટધર પ્રણુ મા૦, શ્રી દેવસૂરિ વડ નાંમ; પટો૦
તેહનેં પટ અઠત્રીસમે મા૦, સર્વદેવસૂરિ ગુણ ધામ. પટો૦ ૪

૩૯—આ૦ શ્રીનેમિચંદ્રસૂરિવર્ણન—

ગુણચાલીસમા પાટવી મા૦, યશોભદ્ર નેમિચંદ્ર દોય; પટો૦
એહવેં વિમલ મંત્રી હૂઆ મા૦, તીરથ અરબદ હોય. પટો૦ ૫
એકહજાર અઠયાસીઇં(૧૦૮૮) મા૦, વિમલસી મંત્રી વખાણ; પટો૦
અર્બુદ ગિરિ તીરથ કીઓ મા૦, પ્રગટ્યો નિજકુલ ભાંણ. પટો૦ ૬

આ૦ શ્રી અભયદેવસૂરિવર્ણન—

એ અંતરાલમાં હૂઆ મા૦, અભયદેવસૂરિ મહારાજ; પટો૦
નવ અંગની ટીકા કરી મા૦, ઉપગારી ગચ્છરાજ.* પટો૦ ૭
સંવત અગ્યાર પાંત્રીસમેં(૧૧૩૫)મા૦,સરગ લહ્યાં શુભ ધ્યાંન;પટો૦
સાંપ્રત ટીકા એહની મા૦, તેહનાં છેં બહુ માન. પટો૦ ૮

આ૦ જિનવલ્લભસૂરિવર્ણન—

એહવે વાયડ ગચ્છમેં મા૦, જિનવલ્લભસૂરિ નાંમ; પટો૦
ષટ્ કલ્યાણ માનિયાં મા૦, ચિત્રકુટ નયર સુઠાંમ. પટો૦ ૯

૪૦—આ. શ્રી મુનિચંદ્રસૂરિવર્ણન—

ચાલિસમો પટધર વિભુ મા૦, શ્રી મુનિચંદ્ર સૂરિરાજ; પટો૦
સંવત ઈગ્યાર ગુંણ સાઠમેં(૧૧૫૯) મા૦, પુનમીયા ગચ્છ સાજ. પટો૦ ૧૦
તે પુનમગચ્છ બોધવા મા૦, દસમા સૂત્રને માંજ; પટો૦
પાખી સિત્તરિ રચના કરી મા૦, તે મુનિચંદ્ર વડ લાજ. પટો૦ ૧૧

૪૧—આ. શ્રી અજિતદેવસૂરિ તથા વાદિદેવસૂરિવર્ણન—

મુનિચંદ્રસૂરિના પાટવી મા૦, પટ એકતાલીસમેં હોય; પટો૦
અજિતદેવસૂરિ દેવજી* મા૦, એમ પટધારી છેં દોય. પટો૦ ૧૨
તેહમેં લઘુ શ્રીદેવજી* મા૦, સહસ ચોરાસી પ્રમાણ; પટો૦
સ્યાદ્વાદરત્નાકર કર્યો મા૦, ગ્રંથ સવે ગુણખાંણ. પટો૦ ૧૩
ફલવર્ધિ પાસજી થાપિયા મા૦, કિયા દિગંબરાં વાદ; પટો૦
જયસિંહ નૃપતિ પાટણેં મા૦, દિયા જસ જયવાદ. પટો૦ ૧૪
ઈકતાલીસ પટ વરણુવ્યા મા૦, શ્રીજિનશાસનસૂર. પટો૦
દીપવિજય ગચ્છરાજજી મા૦, દિનદિન ચઢતલેં નૂર. પટો૦ ૧૫

## દુહા

આ. શ્રી હેમચંદ્રસૂરિ અને કુમારપાલ વર્ણન—

એહિ જ અવસરમેં હુઆ, હેમસૂરિ ગચ્છરાજ;
કુંમર નૃપતિ પ્રતિબોધીઓ, વરતું તસ સામ્રાજ. ૧
ચંદ્ર બિરદ કુલચંદમે, હુઆ કેઈ પટધાર;
પુરણતલ્લ ગચ્છમેં હુઆ*, દત્તસૂરિ ગણધાર. ૨
તેહના પટધર શ્રી ગુરુ, યશોભદ્ર ગુરુરાજ;
તેહનેં પાટે દીપતા, પ્રદ્યુમ્નસૂરિ મહારાજ. ૩
તસ પટધર ગુણસેનજી, તેહના યશોભદ્રસૂર;
દેવચંદ્ર તસ પાટવી, હેમચંદ્ર સૂરિનૂર. ૪
તેહની ઉત્પત્તિ વરણવું, પૂરવ જનમ સમેત;
શ્રોતા સાંભલ્યજ્યો સવે, ચરિત્ર તણેં સંકેત. ૫

## ઢાલ—૨૦

(વર વહુ બેઠુ સાસુ મલી રે, કરે વેહેવાણો વાત રે, જુઓ અગમ ગતિ
પુન્યની રે—એ દેશી).

સંવત અગ્યાર ચૌંમાલમેં(૧૧૪૪) રે, દેવચંદ્રસૂરિ ગચ્છરાજ રે;
ધંધુકા નયર પધારીયા રે, વીસા મોઢ સાગ્રાજ રે,
જુઓ અગમ ગતિ પુન્યની રે.
પુન્યે વાંછિત થાય રે, સવિ દુઃખ દૂર પલાય રે,
મંગલગીત ગવાય રે, મનવંછિત ફલ થાય રે,
છત્રપતિ હોય રાય રે. જુ૦ ૧
ચાચિક નામ છે વાંણિયો રે, ચાહીરી× જેહની નાર રે;
સ્વપ્ન લહ્યો તેણી નારીઈ રે, ફલિઓ તરુ સહકાર રે. જુ૦ ૨
ફલ દીધું છે ગુરુરાજને રે, જાગી તેહ પ્રભાત રે;
ગુરુ કહે "સૂત હોસ્યે ભલો રે, હોસ્યે જગત વિખ્યાત રે. જુ૦ ૩
પણ અમને વોહોરાવજ્યો રે", ઇમ કહી કીધ વિહાર રે;
સંવત અગ્યાર પેંતાલમેં (૧૧૪૫) રે, શુભ મુહુરત શુભ ભાવ રે. જુ૦ ૪
ચાહીરિ સૂત જનમ્યો યથા રે, વિદ્યા જણે રે વિવેક રે;
ચંગદેવ હુઓ વર્ષ પાંચનો રે, આયા ગુરુ સુવિવેક રે. જુ૦ ૫
ગુરુ દેખી આયો કને રે, પૂરવ ભવને સનેહ રે;
રાગ હુઓ ને વેંહેરાવીઓ રે, માતા વચન છેં જેહ રે. જુ૦ ૬
ગુરુ લેઇ ખંભાત આવીયા રે, પાછલ તાતજી આય રે;
કહે મુજ સુત પાછો દિઓ રે, ઓ થકી પુત્ર ન દેવાય રે. જુ૦ ૭
સિદ્ધરાયજીનો પ્રધાન છે રે, ઉદયનજી શ્રી શ્રીમાલ રે;
ગુરુઇ સહુ સંભલાવીયો રે, પુત્રનો પુન્ય વિસાલ રે. જુ૦ ૮
હરખ્યો કહે સુણ શેઠીયા રે, દેઉ લાખ પસાય રે;
પુત્ર દિઓ સૂરિરાજને રે, માંન્યો વચન સવાય રે. જુ૦ ૯
વિહરંતા ગુરુ ચાલિયા રે, દિઈ શિક્ષા (દીક્ષા) ભય જાણુ રે;
સંવત ઇગ્યાર પંચાસમેં(૧૧૫૦) રે, પાંચ વરસ ગુણખાણુ રે. જુ૦૧૦
આગલ નગર પધારિયા રે, તિહાં છે શ્રાવક એક રે;
કોટિધ્વજ પેહેલાં હુતો રે, પુન્ય રહિત હુઓ નેક રે. જુ૦ ૧૧

સોનિયા સહુ કોયલા હુઆ રે, કાઢયા ભુંયરા બાહર રે;
તિણે સમે સૂરિ ગયા ગોચરી રે, બોલ્યો શિષ્ય તિ વાર રે. જુ૦ ૧૨
કહો ગુરુજી ઈણે શ્રાવકે રે, સોનિયા કિમ કયો દૂર રે;
તવ શ્રાવક મન ચિંતવે, એ છે પુન્ય પડુર રે. જુ૦ ૧૩
હાથ ગ્રહી હેમચંદ્રને રે, બેસાર્યો તિણ ઠામ રે;
દેવી દુષ(ષ્ટ) ગઈ પરી રે, દીઠા કંચન દામ રે. જુ૦ ૧૪
શેઠ કહે સૂરિરાજને રે, શિષ્ય છે સૂરિપદ જોગ રે;
સૂરિપદ મોહોચ્છવ હું કરું રે, ખરચી દ્રવ્ય અમોઘ રે. જુ૦ ૧૫
તે શ્રાવક બહુ ભાવથી રે, મોહોચ્છવ સૂરિપદ કીધ રે;
સંવત ઈગ્યારસેંહેં છાસઠે (૧૧૬૬)રે, આચારજપદ સિદ્ધ રે. જુ૦ ૧૬
શ્રીદેવચંદ્ર સૂરિરાજજી રે, પૂરણ આયુ સમાજ રે;
તપ જપ સંજમથી લહ્યો રે, દેવગતિ ગચ્છરાજ રે. જુ૦ ૧૭
શ્રીહેમચંદ્રસૂરિ ભૂતલેં રે, વિચરે દેસ વિહાર રે;
સોરઠમેં એક ભૂપને રે, પદમણી છે તસ નાર રે. જુ૦ ૧૮
તે હોય દંપતીને પૂજ્યજી રે, આયા ગઢ ગિરનાર રે;
નગનરૂપ સાંહમી રહી રે,* કંત ગ્રહી તરવાર રે. જુ૦ ૧૯
ધ્યાન ધર્યો તવ આવીઓ રે, શ્રી વિમલેસર દેવ રે;
મોટો નૃપ પ્રતિબોધવા રે, વર દીધો કરી સેવ રે. જુ૦ ૨૦
એ ગુરુ બાલ બ્રહ્મચારીને રે, વંદના વાર હજાર રે;
દીપવિજય કવિરાજજી રે, નામે જય જયકાર રે. જુ૦ ૨૧

॥ ઈતિ હેમચંદ્રાચાર્ય ઉત્પત્તિ ॥

## દુહા

ઈણ સમયે વરણવ કરું, કુંમર નૃપતિકુલ ભાંણ;
હેમસૂરિ પ્રતિબોધીઓ, વરણું તે મેંહેરાન. ૧
પહેલાં નૃપતિ ચાવડા, કરતા પાટણરાજ;
મૂલદેવ નૃપથી હૂઓ, સોલંકી સામ્રાજ. ૨
મૂલરાજ પાટ સાતમેં, સંવત ઈગ્યારામાંહે;
સિદ્ધરાજ જયસિંહજી, પાટણ તખત ઉછાંહ. ૩

તિહુંણુપાલ જયસિંઘજી, એ બંધવ છે દોય;
તિહુંણુપાલને દેંથલી, પટ્ટો દીનો સોય. ૪
તિહુણુપ્રાલને ત્રણુ તનય, દેવપાલ કૃતપાલ;
ત્રીજો પુત્ર ભૂજાબલી, નાંમે કુમારપાલ. ૫
તીનો બંધવ દીપતા, તિહુંણુપાલના નંદ;
સુતા દોય પરિકર સવે, દેંથલીરાજ આનંદ. ૬
હેમસૂરિ પણુ વિહરતા, આયા પાટણુ માંહે;
ષટ્દરશન પ્રતિપાલ નૃપ, આદર દિઇ ઉછાંહ. ૭
બહુ બ્રાંહ્મણુ પંડિત પ્રવર, વલિ હેમસૂરિ ગણુધાર;
દોઇસો પંડિત જિનમુનિ, બહુ સોભા દરબાર. ૮
શ્રી હેમવ્યાકરણુ કીઓ, શ્રી સિદ્ધરાય હજૂર;
બહુ પંડિત ચર્ચા કરે, છંદ સોભા વડ નૂર. ૯
સિદ્ધરાય જયસિંહજી, સિદ્ધપુર નયર મઝાર;
રુદ્રમાલ કરી થાપના, સોમેસર શિવ પ્યાર. ૧૦
જૈનધરમ દ્વેષી જીકે, કહે નૃપતનેં એમ;
સવે લોક દરસન કરેં, નહી હેમસૂરિ કેમ? ૧૧
જો દરસન આવેં નહી, તો ન રહે આપણુ દેશ;
ઇમ કહી અનુચર પાઠવ્યા, સૂરિ લહ્યો તિહાં દ્વેષ. ૧૨
સહુ પરિકર શ્રી આવિયા, શિવવંદનને કાજ;
કર જોડી સ્તવના કરે, માનું ભવજલ ગા(ઝા)જ. ૧૩

ગાથા :—भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥१॥

ભવ અંકુરો જસ નહી, નહી રાગાદિક જેવ;
હરિ હર બ્રહ્મા જિન પ્રભુ, વંદન હો મુંઝ દેવ! ૧૪
વલી ઇક દિન દ્વેષી કહે, સુંણિઇં શ્રી સિદ્ધરાય;
પાંડવ હેંમાલે ગલ્યા, એ સિદ્ધગિરિ કહાય. ૧૫
સૂરિ કહે હેમાલે ગલ્યા, તે બીજા પાંડવ હોય;
ભારતમેં વાંચો સવે, શ્લોક વિમાસી જોય. ૧૬

શ્લોક :—अत्र द्रोणशतं दग्धं पांडवानां शतत्रयम् ।
दुर्योधनसहस्रं च कर्णसंख्या न विद्यते ॥१॥
ઇણી પરે નિત ચર્ચા કરે, નૃપ સિદ્ધરાય હ નૂર;
હેમસૂરિ ગુરુ પુન્યથી, વિઘન સવિ હોવે દૂર. ૧૭

## ઢાલ—૨૧

(મીઠાં જૂઠાં સંસારમેં, તથા, વીરમતી કહેં રે વહુ૦—એ દેશી)

એક દિન નૃપ ગુરુને કહે, પુત્ર નહિં મુઝ કોય હો;
કહોને શ્રી ગચ્છરાયજી, સૂરિ વિમાસણ હોય હો.
પુન્ય કરો જગજીવડા (એ આંકણી). ૧
અંબિકા દેવી આરાધિયાં, તીન કરી ઉપવાસ હો;
પ્રગટ થઇને રે અંબિકા, બોલે વચન વિમાસ હો. પુ૦ ૨
"નહી હોય પુત્ર સિદ્ધરાયને, પૂરવ દુઃકૃત નિપાત હો;
ગર્ભવતી રે નારી હણી, કીધો બાલક ઘાત હો. પુ૦ ૩
દેય-હત્યા થકી રાયને, નહી હોય પુત્રસંજોગ હો;
રાજ છે કુમારપાલ ભાગ્યનું, ભાવી એહવો છે જોગ હો." પુ૦ ૪
દેવી વચન સુણી રાયજી, કહિઓ નૃપ સમઝાય હો;
નૃપતિ બહુ દુઃખ લાવિઓ, હું હું દુઃકૃત બલાય હો. પુ૦ ૫
નૃપતિ તવ મન ચિંતવે, નિશ્ચે દેવી વચન્ન હો;
કુમર ક્ષત્રિજાને રાજ છે, ચિંતે દુઃકૃત મન્ન હો. પુ૦ ૬
"છલથી કુમારપાલ મારવો, મુંઝ ઘર લિઇં અવતાર હો;
પુત્ર હોસ્યે તવ માહરો, રેહેસ્યે વંસ વિસ્તાર હો." પુ૦ ૭
પ્રગટ હુઇ તેહ વારતા, જાંણી કુમરનેં તાત હો;
દેંથલી ગાંમથી સજ થઈ, લડવા પાટણ આત હો. પુ૦ ૮
સાંહમા સાંહમી સંગ્રામમાં, તિહુંણપાલ સમાય હો;
ભરડાવેસથી કુંમારજી, પાટણ નયરમાં આય હો. પુ૦ ૯
શુસથી બાહિર નીકલ્યો, આગલ ચલિઓઉ જાય હો;
પાછલ નૃપતિની ફોજ છે, દેસમેં માલિમ થાય હો. પુ૦૧૦
ભૂખ્યો છે ત્રણ દિનનો, કલબિણ ભાત પડાય હો;
આહાર કરી ચલ્યો આગલે, ખંભાત નયરમેં આય હો. પુ૦૧૧

સૂરિ હેમગુરુજીઈં રાખીયો, પુસ્તક ડાબડા માંય હો;
આયા અનુચર શોધતા, કહેં ગુરુ પુસ્તક જોય હો. પુ૦૧૨
ભૂખ તરસનો રે પીડીઓ, દેખી કોઇક નાર હો;
ઘેર તેડી ગઈ કુંમરને, પ્રથમ ભોજન કરાય હો. પુ૦૧૩
તિહાંથી આગલ ચાલતો, બેઠો તાડની છાંહ હો;
વાણિયા લાડની જાંન છે, આવી ઉભરી (ઊભી રહી) ત્યાંહ હો. પુ૦૧૪
ખાંનપાંન સહુ લોકેં કર્યો, કરી નહી કાંઈ મનુહાર હો;
તીન પ્રતિજ્ઞા તિહાં કરી, બેસું રાજ્ય ઉદાર હો. પુ૦૧૫
"તાડ ચાડ લાડ ત્રણનેં, કાંઢું હેઠ તરવાર હો;"
એહવે ઓસવાલ આવીયા, ઘીકૂડીના વેંપાર હો. પુ૦૧૬
ભાતા માંહેથી રાયને, દેઈને કરેં તે આહાર હો;
"કુંમારપાલ રાજ સાંભલો, આજ્યો પાટણ મઝાર હો" પુ૦ ૧૭
ઇમ કહી આગલ ચાલીયો, દીઠો ફલ્યો સહકાર હો;
રખવાલા પાસ માંગિયો, કેરી ફલ દોય ચ્યાર હો. પુ૦ ૧૮
દીધી ગાલ તસ બાંધીઓ, લેઈ ફલ દો ચ્યાર હો;
છોડીનેં આગલ ચાલિઓ, ગયો દેસ મારવાડ હો. પુ૦ ૧૯
સૂતો તરુતલેં એહવે, ઉંદરનો તિહાં ઠોર હો;
એકવિસ મોહોર પર નાચિયો, લીધી કુંમર તે મોહોર હો. પુ૦ ૨૦
લોભ થકી તેહ ઉંદરો, તડફડી મરણ લહાય હો;
પશ્ચાતાપ કુમરેં કીયો, તિહાંથી આગલ જાય હો. પુ૦ ૨૧
પૂરવદેસ બંગાલ નેં, કાસ્મિર દેશ ને નેપાલ હો;
દક્ષિણદેશ કરણાટકેં, દ્વારકાં સોરઠ ને ભાલ હો. પુ૦ ૨૨
ઈણી પરે સહુ દેશ દેખતો, આયો ભીમનાથ ઠામ હો;
સુપન લહ્યો તેણી રાતમેં, સિદ્ધરાય મરણ હુઓ તામ હો. પુ૦ ૨૩
નિરભયી રે નૃપ આવિયો, પાટણ નયરની સીમ હો;
દીપવિજય કવિ ભૂપતિ, પુન્યબલેં રહ્યો ખીમ હો. પુ૦ ૨૪

દુહા

મરણસમે સિદ્ધરાયજી, શ્રી ઉદયન પરધાન;
શપથ કરાવેં પમ છબી, સમઝાવે બહુ સાંન. ૧

"કુમારપાલને મત કરો, રાજતણો અધિકાર;"
ઇમ કહી પૂરણ આઉખેં, પોહોતો સરગ દુવાર. ૨
ગોત્રી કોઇક લાવીને, બેસાર્યો નૃપ જાંમ;
કુટિલંગ દુખિયો થઇ, આપેં ઊઠ્યો તામ. ૩
બીજો બેસાર્યો તદા, મંદ હુઈ તસ દેહ;
આપેં ઊઠીનેં ચલ્યો, છોડી રાજ સનેહ. ૪
ત્રીજો રાજતિલક સમે, બોલ્યો સુણો સભાય;
"મુખ ધોઈ આવ્યા પછેં, ટીકો તિલક કરાય." ૫
ઇણી પરે દેખી થાકીયા, હાથણી કિઈ તયાર;
કુંમારપાલ તેહિ જ સમેં, આયો પાટણ દ્વાર. ૬
હાથણી ચાલી તે દિસા, કુંમર નૃપતિપેં જાય;
કલશ ઢાલ સિર પર કીઓ, ઓલખિયો સહુ આય. ૭
પાટ થાપીઓ મહીપતિ, કરી મોહોચ્છવ અભિષેક;
કુંમારપાલ મહીપત તિલક, રાજ કરેં સુવિવેક. ૮
દેશ ભ્રમણ કરતા સમેં, જિણેં કિઆ ઉપગાર;
તે સહુ બોલાવી કરી, નૃપતિ કરેં સતકાર. ૯
ઓસવાલ ધીકૂડીયા, તેડી આદર માંન;
નગરશેઠ પદ થાપના, નૃપતિ સકલ ગુંન જાન. ૧૦
હેમસૂરિ પિણ આવીયા, શ્રી પાટણ ચોમાસ;
પૂરવ ભવ સંકેતથી, કરવા ધરમ પ્રકાસ. ૧૧

ઢાલ—૨૨

( કિહાંથી આવ્યાં બિડલાં, મોતીવાલા ભમરજી—એ દેશી )

નૃપતિ ભાગ્ય ભુજાબલી સુખકારી રે સાજનજી;
સોલંકી કુલ સણગાર રે, ભાગ્યનો પૂરો કુંમર નૃપતજી;
એક દિન નયરને બાહિરે સુ૦, નવ નવ ખેલ વિચાર રે. ભા૦ ૧
લોહ તવા ત્રણ માંડીયા સુ૦, વેધે બાણ પ્રહાર રે; ભા૦
તિણેં સમેં સૂરિ નિકલ્યા સુ૦, થંડિલ ભૂમિ વિહાર રે. ભા૦ ૨
અવસર દેખી શ્રી પૂજ્યજી સુ૦, બોલાવેં નૃપનેં સનેહ રે; ભા૦
તીન તવા ગુરેં ભેદિયા (?)* સુ૦, નૃપ મન અધિક સનેહ રે. ભા૦ ૩

ખંભાતની સેંહેનાંણીઈ સુ૦, ઓલખીયા ગચ્છરાજ રે; ભા૦
કહે મુઝ ઉપગારી તમો સુ૦, એ છેં તુમારો સાગ્રાજ રે. ભા૦ ૪
પૂજ્ય પધારજ્યો રાવલેં સુ૦, ઇમ કહી નૃપ ઘર આય રે; ભા૦
કેઇ અવસર નૃપ મંદિરે સુ૦, જાવેં શ્રી ગુરુ ગચ્છરાય રે. ભા૦ ૫
જાવેં આવેં બોધશ્રી(થી) સુ૦, નૃપતિનું મન પલટાય રે; ભા૦
થિર કરવા બ્રાહ્મણ ગુરુ સુ૦, નૃપ સાત પરિયાં બોલાય રે. ભા૦ ૬
પરિયાં કહે કપૂત છે સુ૦, પિંડ તરપણ નહી કાંય રે; ભા૦
હેમસૂરિ ગુરુઈ તિહાં સુ૦, એકવીસ પરિયાં બોલાય રે. ભા૦ ૭
એકવીસ પરીયાં બોલિયાં સુ૦, તું છે સપુત કુલમાંહે રે; ભા૦
ધરમ કરેં છેં તેહથી સુ૦, રાજી સદા દિલ માંહે રે. ભા૦ ૮
હોય પરિયાના બોલથી સુ૦, વિભ્રમ હુઓ મનમાંહે રે; ભા૦
હોયમેં સાચું કુણકસ્યેં સુ૦, નૃપ મન બહુ અકુલાય. રે ભા૦ ૯
નૃપ પૂછેં સૂરિરાજને સુ૦, સાચી કહો મુજ વાત રે; ભા૦
ગુરુ કહેં બેહુ જૂઠ છે સુ૦, એ ઇંદ્રજાલ તમાસ રે. ભા૦ ૧૦
તું પૂરવભવ કુંણુ હતો સુ૦, કહે તેહ અખંડ રે; ભા૦
તાહરા સુત સાર સાહસ્યેં સુ૦, કિમ નથી લેતો તું પિંડ રે. ભા૦ ૧૧
વેંહલા નૃપતિ રાજવી સુ૦, કર્મેં વસેં હોય જીવ રે; ભા૦
નરગ સરગ સહુ કરમથી સુ૦, મેટણ કોણ અતીવ રે. ભા૦ ૧૨
સાચી એહ મનમાં વસી સુ૦, જૈન ધરમ મન લ્યાય રે; ભા૦
દિનદિન ધરમને સેવતાં સુ૦, સાચી પ્રતીતિ મન લ્યાય રે. ભા૦ ૧૩
બારે વ્રત નૃપ ઉચ્ચરે સુ૦, ચોખે રે દિલ મન ભાય રે; ભા૦
આ સી આઠ છેં મોકલી સુ૦, ઇગ્યારસેંહે ગજ સમુદાય રે. ભા૦ ૧૪
લાખ અઢાર તુરી ભલા સુ૦, અઢાર કોસ અમર પલાય રે; ભા૦
ચોમાસેં અસવારી નહીં સુ૦, નહી હોય ફોજ સમુદાય રે. ભા૦ ૧૫
ગુરુ પૂછી આલોયણા સુ૦, કીઓ ઉંદરીઓ પ્રાસાદ રે; ભા૦
તારંગા ને ઈડરગઢેં સુ૦, ઘણા પ્રાસાદ આહ્લાદ રે; ભા૦ ૧૬
એક હજાર ને ચ્યારસેહે(૧૪૦૦)સુ૦, નવીન પ્રાસાદ ઉદ્દાર રે; ભા૦
સોલ હજાર પ્રાસાદનો સુ૦, જીરણ કીધ ઉદ્ધાર રે. ભા૦ ૧૭

ઇક દિન લાડ ચાડ સાંભલ્યા સુ૦,ગુરુ કહે અઘટિત કામ રે; ભા૦
પેહેલા વ્રતની ભંગના સુ૦, રાખસું વચનનું માન રે. ભા૦ ૧૮
તરવાર બાંધી ત્રપો લીઈં સુ૦, કાઢયોં છે ચાડ ને લાડ રે. ભા૦
આસો સુદિ પડવે થકી સુ૦, કુલ દેવી કરે છે અનાડ રે. ભા૦ ૧૯
ભેંસા બકરા માંગિયા સુ૦, કિમ દિઇ જીવપ્રતિપાલ રે; ભા૦
માર્યું ત્રિશૂલ કુલદેવીઇં સુ૦, સુખ કીધાં ગુરુજી દયાલ રે. ભા૦ ૨૦
દેવી દહેરામેં ભર્યાં સુ૦, ભેંસાં ને બકરાં લ્યાય રે; ભા૦
બગડયો દેહરો મૂત્રથી સુ૦, કહે દેવી ગુરુ કને આય રે. ભા૦ ૨૧
દેવી કહે દિન આજથી સુ૦, નહી માંગું નૃપતિને પાસ રે; ભા૦
જીવદયા મેં આદરી સુ૦, તુમ ચરણે રે ઉલ્લાસ રે. ભા૦ ૨૨
ધરમ રાજનૃપ પાલિયો સુ૦, ચઉદ(૧૪) વરસ લગ સીમ રે; ભા૦
અષ્ટાદશ (૧૮) દેસાં લગે સુ૦, આંણ ચલી જસ ખીમ રે. ભા૦ ૨૩
ઇણીપરે કુમર નરેસરુ સુ૦, દ્દઢ ધરમી નૃપ રાજ રે; ભા૦
શ્રાવક ગુરુ દોય જોડ છે સુ૦, દીપવિજય વડ લાજ રે. ભા૦ ૨૪

દુહા

ધરમગાલ જગમાં બૂરી, તેહનો કહું અધિકાર;
કુંમર નૃપતિ ભગનિ અતિ, પરણાવી બહુ પ્યાર. ૧
વાઘ નૃપતિ તસ નાંમ છે, રમતા પાસા સાર;
રાણી સાભલતાં કહે, સારી દેતાં માર. ૨
રમતાં રમતાં ઇંમ કહે, "હેમ મુંડ"ને માર;
સાંભલી રાણી નવિ સહે, પીડા હીઇ અપાર. ૩
નિત પ્રતે એહિ જ રીતથી, નૃપતિ દીએ ગુરુ ગાલ;
તે સંદેસો પાટણે, લખિ મેલ્યો તત્કાલ. ૪
કુંઅર નૃપતિ અતિ ક્રોધ કરી, દરી ફોજ સંભાર;
વાઘ નૃપતિ ઝાલી લિઓ, કાઠ પંજરે ડાર. ૫
ધરમ પમાડી છોડિઓ, જુઓ ધરમને ભાલ;
તે ઉપર એવડો કીઓ, સોલંકી નૃપ લાલ ૬
એહનો વરણુન છે બહુ, થોડો કિઓ વખાંણ;
હવે પૂરવભવ વરણવું, શ્રોતા સુણો સુજાંણ ૭

એક દિન નૃપ સૂરિરાજને, કરે વિનંતી એમ;
પૂરવભવ મુંજ દાખિઈં, જીમ હોઈ પૂરણ પ્રેમ. ૮
તત્ર ગુરુ કહેં સુણીઈં નૃપતિ, નહી કેવલી આજ;
પૂરવધર શ્રુતધર નહિ, નહિ ગ્યાંની ગચ્છરાજ. ૯
પૂરવભવ કહેવા તણો, એહ જ્ઞાન નહિ મોય;
કોઈક દેવી દેવતા, કહેં જ્ઞાનબલ સોય. ૧૦
ઇમિ કહી સિદ્ધપુર આવીયા, સરસ્વતી તટણી તીર;
દેવી ત્રિભુવન સામિની, આરાધી ગુરુ થીર. ૧૧
માનુષોત્તર પરવતેં, ઈંહાં દેવીનો વાસ;
સૂરિમંત્ર અધિષ્ઠાયિકા, વિઘન કરે સહુ નાસ. ૧૨
ત્રિજે દિન હાજર હૂઈ, પૂરવભવ કહેં જેમ;
સૂરિ પણ નૃપનેં કહે, સાંભલ નરપતિ એમ. ૧૩

ઢાળ—૨૩

(કપૂર હોવે અતિ ઊજલો રે—એ દેશી)

જયપુર રાજનો ગોત્રવી રે, નાંમે છે નરવીર;
બીજું નામ જયતાક છેં રે, વસનથી કીધો દૂર રે.
રાજન ! સુણીઇ કર્મવિપાક. (એ આંકણી) ૧
મેવાડ દેશના પાહડમાં રે, પલ્લીપતિ હુઓ આય;
વણજારો ઈક લુંટીયો રે, માલવનૃપ કનેં જાય રે. રા૦ ૨
વણજારો તિહાં લેઈ ગયો રે, ફોજ તણો સંભાર;
નરવીર નાઠો તેહની રે, ગરભવતી ગ્રહી નાર રે. રા૦ ૩
પેટ ચીરી સુત કાઢીઓ રે, ક્રોધ કરી અતિ રીસ;
શિલા ઉપર પછાડિઓ રે, હે હે શ્રી જગદીસ રે. રા૦ ૪
અગ્નિ દેઈ સહુ પાલમાં રે, જઈ નૃપ વાત સુણાય;
હોય હત્યાનો પાતકી રે, દેસોટો તસ થાય રે. રા૦ ૫
તે તપસી થઈ તપ તપી રે, હુઓ શ્રી સિદ્ધરાય;
બાર વરસ રહ્યો ગર્ભમાં રે, બાલહત્યા ફલ પાય રે. રા૦ ૬
ઓરમાન માતાઈ ખિલિઓ રે, માતા બહુ દુઃખ જાણું;
જલઝંપા ચલી નર[મ]દા રે, આઇ કલોઇ સુથાંન રે. રા૦ ૭

જૈન મુનિ મતિ કલ્પના રે, જાંણી એહ વિચાર;
પુત્ર જનમ હુઓ એહવો રે, લખીઓ લેખ ઉદાર રે. શા૦ ૮
લેખ તે પાટણ મોકલ્યો રે, નૃપ બહુ હરખિત થાય;
ઓરમાન માતાઈ દેખવા રે, કામ એ કાઢયો ઉજાય રે. શા૦ ૯
તે સમેં પુત્ર જનમ હુઓ રે, કલોઈ નયર મઝાર;
શ્રી સિદ્ધરાજ જયસિંહજી રે, કીધો નાંમ ઉદાર રે. શા૦ ૧૦
દે દે કર્મ અટારડા રે, તપથી નૃપપદ પાય;
જયતાકનેં જસોભદ્રજી રે, મલિયા ગુરુ ગચ્છરાય રે. શા૦ ૧૧
ધર્મ કહ્યો લહી વાસના રે, વિહરંતા સૂરિરાય;
એક શિલાપુર તેંલગેં રે, પાઉ ધાર્યો ગુરુરાય રે. શા૦ ૧૨
તિહાં ઓઢર શ્રાવક ઘરેં રે, રહિઓ શ્રી જયતાક;
પરવ પજુષણમેં કીઓ રે, ઉપવાસ વિજય પતાક રે. શા૦ ૧૩
લીધાં શ્રી જિન પૂજવા રે, કોડિ અઢારનાં ફૂલ;
ચઢતેં ભાવેં પૂજીયા રે, શ્રી જિનરાજ અમૂલ રે. શા૦ ૧૪
પારણા દિન ગુરુરાજનેં રે, દીધો શુદ્ધ આહાર;
તે ઉગ્ર પુન્યથી તું હુઓ રે, કુમારપાલ નૃપ સાર રે. શા૦ ૧૫
યશોભદ્રસૂરિ શુભ ધ્યાંનથી રે, હેમસૂરિ હૂઆ એહ;
ઓઢર શ્રાવક તે હુઓ રે, ઉદાયન સચીવ સનેહ. શા૦ ૧૬
સિદ્ધરાયનેં સુત નવિ હુઓ રે, ગર્ભવતી હણી કેંહેંર;
પૂરવભવનેં વેરથી રે, સિદ્ધરાય લીધો વેર રે. શા૦ ૧૭
પૂરવભવ સૂણી થરથયો રે, કુમર નૃપતિ મનમાંહે;
ફરી પૂછે ગુરુરાજને રે, આગલ ગતિ કુંણ હોય રે. શા૦ ૧૮
સૂરિ તવ મન ચિંતવી રે, દેવી ફેર બોલાય;
સીમંધર કનેં મોકલી રે, પ્રભુજી સકલ સુંણાય. શા૦ ૧૯
દેવીઇ શ્રી સૂરિરાજનેં રે, સકલ કહ્યો અધિકાર;
તેથી ગુરુ કહે ભૂપને રે, સાંભલ નૃપ સુવિચાર રે. શા૦ ૨૦
આવતી ચોવીસી માંહે રે, પદ્મનાભ જિનરાય;
તેહનો ગણધર તું થઈ રે, લેંહેંસ્યો સિવ સુખદાય રે. શા૦ ૨૧

મુઝ ભવ સંખ્યાતા કહ્યા રે, સીમંધર ભગવાન;
કેવલજ્ઞાની ભાખીઓ રે, ધન ધન કેવલગ્યાન. રા૦ ૨૨
નૃપ સુણી ઉલસિત અંગથી રે, કહે સુણો ગચ્છરાય;
જે કાંઈ મુઝ આતમ તણો રે, તે સહુ તુમ સુપસાય રે. રા૦ ૨૩
૧ કુમર નૃપતિ ને ૨ સોલંકી રે, ૩ પરમાર્હંત કેંહેવાય;
૪ રાજઋષિ ૫ રાજવી પછે રે, પાંચ નામ સોહાય રે. રા૦ ૨૪
બારસેંહે ઓગણુ પંચાસમે (૧૨૪૯) રે*, સૂરિ અમર પદ પાય;
છનુંવરસ આયુ ભોગવ્યાં રે, પૂરણુતલ ગચ્છપતિરાય રે. રા૦ ૨૫
કલિકાલસર્વજ્ઞ બિરદના રે, ધારક શ્રી ગુરુરાજ;
સાઢીતીન કોટિ ગ્રંથના રે, કરતા શ્રુત સામ્રાજ રે. રા૦ ૨૬
કુમારપાલ ધર્મરાજવી રે, સંપૂરણ કરી આય;
ભુવનપતિ માંહે ઊપન્યો રે, એક ભવે શિવ જાય રે. રા૦ ૨૭
વરણુન એહનો ચરિત્રમાં રે, પ્રબલ કહ્યો અધિકાર;
દીપવિજય કવિ ગાવતાં રે, હોવે જય જયકાર રે. રા૦ ૨૮

( ઇતિ શ્રીહેમચંદ્રાચાર્ય-કુમારપાલ-પ્રબંધ )

દુહા

સંવત ગ્યાર સીમા લગે, ગચ્છ મત નહિ કોય:
સંવત બારસેંહેં માંહેથી, ગચ્છ મત બહુ હોય. ૧
સંવત ગ્યાર ગુણુસાઠ(૧૧૫૯)મેં, પુનમિયા ગચ્છ હોય;
સંવત ગ્યાર અગણ્યોતરે (૧૧૬૯), અંચલગચ્છ* પણુ જોય. ૨
સંવત બાર બારોત્તરે (૧૨૧૨), વાયડ ગચ્છથી જાણુ;
શ્રી ખરતરગચ્છ* નીકલ્યો, ગઢ ચિતોડ પ્રમાણુ. ૩
સંવત બાર પંચાસમેં (૧૨૫૦), ગચ્છ આગમિયા* જોય;
સંવત બારસેંહે છન્નુંઇ (૧૨૯૬), સાઢ પુનમિયા હોય. ૪
પારસનાથ સંતાનીયા, કેસીકુંમર ગચ્છરાય,
તાસ પરંપરા આજ છે, કેવલાગચ્છ* કેહેવાય. ૫
ઇક ઇક પટનો અંશ ગ્રહી, બાંધી ગચ્છ સમુદાય;
આપ આપણા ગચ્છમેં, વરતેં છેં મન ભાય. ૬

## ઢાળ—૨૪

(ઇંડુ પર કંબલ કોઈ ન લેસી, તે તરીયા ભાઈ તે તરીયા—એ દેશી)

૪૨—આ. શ્રી વિજયસિંહસૂરિવર્ણન—

એહંતાલીસમો પટધર વંદો, શ્રી વિજયસિંહ સૂરિરાયા રે;
વિવેકમંજરીની રચના કીધી, જગમેં વડ જસ પાયા રે.
એ તરીયા ભાઈ, એ તરીયા. (એ આંકણી). ૧

૪૩—આ. શ્રી સોમપ્રભસૂરિ અને મણિરત્નસૂરિવર્ણન—

દોય સૂરિ પટ ત્રેંહેંતાલિસમેં, જેહનાં નામ સવાઈ રે;
સોમપ્રભસૂરિ મણિરત્નસૂરિ, મંગલ નામ વડાઈ રે. એ૦ ૨

૪૪—મહાતપસ્વી આ. શ્રી જગચ્ચંદ્રસૂરિવર્ણન—

એહના પટધર ચૌમાલિસમા, જગચ્ચંદ્ર પટધર રાજે રે;
તિણેં સમે મુનિ શિથિલાચારી, દેખી મનમેં લાજે રે. એ૦ ૩
પડવાઈ સૂરિ થિર કરવાનેં* હુઆ ઉગ્ર વિહારી રે;
બાર વરસ બહુ તપસ્યા કીધી, દેવભદ્ર વાચક લારી રે. એ૦ ૪
આઘા(ઘા)ટપુર છેં દેશ મેવાડેં, આહેડ આજ છેં નામ રે;
તિહાં નૃપ ગર્દભસેન હુઓ છેં, અગ્નિસરણુ તસ ઠામ રે. એ૦ ૫
તે પાછલ ચઉ ખૂંણે ભરીયાં, સંજીવન રહેં નીર રે;
ગંગોભેય (?) તે તીરથ કહેં છેં, દેવાધિષ્ઠિત તીર રે. એ૦ ૬
પટ્ટણુ દટ્ટણુ તેહિ જ સમયે, તિહાં પણુ હુઓ તેહ જોગ રે;
આજ પ્રગટ છે દટ્ટણુમાંથી, *"ગદ્ધઈયા"લીઈ લોગ રે. એ૦ ૭
સંવત બારસેંહે પંચ્યાસીમેં(૧૨૮૫),વિહરતા ગુરુ તિહાં આયા રે;
સૂરિ દિગંબર બત્રિસ સાથે, કીધા વાદ સવાયા રે. એ૦ ૮
દિગંબરથી વાદવિવાદેં, હીરા પરેં નહી ભેદ્યા રે;
તેહથી જગચ્ચંદ્ર નામ હીરલા,કુમતી કુમત મત છેદ્યા રે. એ૦ ૯
જાવજીવ આંબેલ તપ ધારી, બાર વરસ તપ કીધો રે;
હિંદુપતિ સાહનાથ ચીત્તોડેં, રાંણો વંદન કીધો રે. એ૦ ૧૦
તેહનું નામ છે નરતપત રાંણો, સંવત બારપંચ્યાસી (૧૨૮૫)રે;
તપાબિરદ તેણેં રાંણે દીધો, છૂટો બિરદ ઉલ્લાસી રે. એ૦ ૧૧

તપ ગુણધારી જનહિતકારી, સોહમ કુલમેં છાજે રે;
ચઉમાલીસ પટધર સૂરિ ગાયા, દીપવિજય કવિરાજે રે. સો૦ ૧૨

॥ ઇતિશ્રી સંવત બાર પંચ્ચાસીઈં તપા બિરદ છદ્રૌદ્દે ॥

અથ સમય પ્રસ્તાવે વસ્તુપાલ-તેજપાલ સબંધ વાર્તિક લિખ્યતે—

શ્રી ગુજરાત દેસે અમદાવાદની પાસે વાડજ ગાંમ, તેહમેં આભુનાસા નામે શ્રાવક. તેહની પુત્રી નાગકુંમાર દેવી બાલરંડા છે. એકદા ગુરુને વંદન કરતે પગનેં લક્ષણેં ગુરુઈં શિષ્યને કહ્યું જે એ બાલરંડાથી ૨ પુત્ર થાસ્યેં. તે જગતમેં નામ કરસ્યેં. એહવેં તે બાઈના પિતાના ઘરમાં આસો પોરવાડ ગુમાસ્તો રહ્યો છેં, તે કર્માનુયોગેં તે બાઈ સાથેં સંબંધ થયો. તે ગુપ્તપણેં પાટણ ગયાં. તિહાં પુત્ર થયાઃ* ૧ વસ્તુપાલ, ૨ તેજપાલ નાંમે. મોટા થયા. ઘીના વેપાર કરેં છેં. ચિત્રવેલ સહિત ઘાસવેલાની ઇંઢવણી લેઇનેં કણભણ ઘી ગાડુઓ લાવી. ઘી ઠાલવી લીધું. ઇંઢવણી ઉપર મૂકયો, ફરી ભરાયો. વાણીયા સમજ્યા. ઇંઢવણી નાપી (ન આપી) એહવેં દરબારમેં રાજાને ઘણું ઘી જોઇઇ છેં. તે પોતે હજારો મણ ઘી એક કોલમેં આપ્યું. એ રીતે ચિત્રાવેલથી દ્રવ્ય પણ અખૂટ થયો. વલી અધિક પુન્યાનુજેગેં સાહા ત્રણ કળશે સોનાની કડાહ પ્રગટ થાંઈ. એકદા કોઇકે મેહેણું દીધું, તથા કન્યા અણમિલવેં બે ભાઈઇ માતાનેં મોસાલ પૂછ્યું, માતા લાજતીઈં પાછલી હગીગત સર્વે કહી. તે ઉપર ૨ ભાઈ ગાજીનેં બોલ્યા જે ૮૪ ચોરાસી ન્યાત ભેલી કરીનેં જીમાડવી. એહવો વિચાર કરીને પાંચસેં કોસથી ૮૪ ચોરાસી ન્યાતના શેઠીયા તેડાવ્યા. તે ૮૪ ચોરાસી ન્યાતનાં નાંમ લિખેં છેં.

## ચોરાસી ન્યાતિ

૧ શ્રીમાલી, ૨ પોરવાડ, ૩ ઓસવાલ, ૪ મુજર, ૫ ડીંડું, ૬ ડીસાવાલ, ૭ ખડાયતા, ૮ મંડેર, ૯ ખંડેલ, ૧૦

કાકડા, ૧૧ કઠણોરા, ૧૨ કપોલ, ૧૩ નાપલ, ૧૪ નાગર, ૧૫ નાંણાવાલ, ૧૬ લાડ, ૧૭ લાડુશ્રીમાલ, ૧૮ હાલર, ૧૯ હરસોર, ૨૦ હુંબડ, ૨૧ સિંગરુ, ૨૨ જાલોરા, ૨૩ જાંગડા, ૨૪ કડીયા, ૨૫ ભડીયા, ૨૬ ભુંગડા, ૨૭ બ્રહ્માણી, ૨૮ વાઘુ, ૨૯ વાયડા, ૩૦ ગોભુઅડા, ૩૧ મોઢ, ૩૨ માંડલીયા, ૩૩ પંચમ, ૩૪ પુકરા, ૩૫ જંબુસરા, ૩૬ મુંહડવાલ, ૩૭ મંડેસરા, ૩૮ અછીન, ૩૯ અચ્છીતવાલ, ૪૦ અડાલજા, ૪૧ સુરહિયા, ૪૨ માથર, ૪૩ કંબોજા, ૪૪ કરહિયા, ૪૫ પરવાર (પોરવાલ) ૪૬ સોરઠીયા, ૪૭ પલ્લીવાલ, ૪૮ મડા(હ)ડા, ૪૯ મંડોરા, ૫૦ મેવાડા ૫૧ વાલ્મીક, ૫૨ વાંછા, ૫૩ ચિત્રાવાલ, ૫૪ વાઘેરા, ૫૫ નરસિંગપરા, ૫૬ બહુરાસર, ૫૭ ખંડેરવાલ, ૫૮ નાગદ્રા, ૫૯ અગરવાલ, ૬૦ બબ્બર, ૬૧ વઘણોરા, ૬૨ વેંસુર, ૬૩ અસ્તિકી, ૬૪ અષ્ટવસિક, ૬૫ પમારકી, ૬૬ ગોવાલ, ૬૭ નાગોરા, ૬૮ તેંડારા, ૬૯ સાચોરા, ૭૦ લાંડજા, ૭૧ જેંરાણા, ૭૨ નીમા, ૭૩ કપટીયા, ૭૪ કોરંટવાલ, ૭૫ રાજસીખા, ૭૬ લહુડીસીખા, ૭૭ વડીસીખા, ૭૮ ચોસીખા, ૭૯ દોસીખા, ૮૦ સુરાણા, ૮૧ રાજોરા, ૮૨ મેડતવાલ, ૮૩ મંડોરા, ૮૪ અણુહોરા, ૮૫મી જ્ઞાતિ વાગરૂ.

## વીશાદશાની ઉત્પત્તિ

એ ચોરાસી જ્ઞાતના સેઠીયા ભેળા કર્યા. લાખો ગમે દ્રવ્ય સેઠીયાને લાંચ આપીને ફેરવ્યા. સાંઝ સવારમે સર્વે જ્ઞાત એકઠી જીમવા ત્યાર થઈ. એહવેં પાટણનો વાસી સેઠીયાનો પુત્ર નાંહની અવસ્થામાં પિતાનું મરણ થયું છે. તેહને ગરીબ જાણીને નુતરૂં દીધું નહિ, તેડયો નહિ. તે ઉપર તે લઘુ બાળક સમસ્ત જ્ઞાત પંચ સેઠીયા બિચેં આવીને બોલ્યો જે—સેઠજી સમસ્ત પંચ સેઠીયાને અરજ કરું છું જે—"માહરી માતા બાલરંડા છે, ગરીબ છે, તેહનો જન્મારો કિંમ નીકલસ્યૈં, માટે નાતરૂં કરાવીને ઠામ બેસારી આપો." તે સાંભલીને બોલ્યા જે—વાંણિયાની જ્ઞાતિમેં એ કિમ થાઈ ? તિવારે તે બાલક ફરી બોલ્યો જે—"એ કિંમ

કરો છો ? અને માહરી માતાની વેલાઇ કિમ ના થઈ. માટે જરૂર કરો." તિવારે તે સેઠીયા કજીઓ મૂકીને ઊભા થયા. જે બાલકની સાથે ઊભા થયા તે વીસા કહેવાયા અને બેઠા રહ્યા જીમ્યા તે દસા કહેવાયા. તે દસા વસ્તુપાલ તેજપાલના પક્ષના. વસ્તુપાલ, તેજપાલ દશાપોરવાડ જ્ઞાંતિ જાણવી. ચોરાસી જ્ઞાતના સેઠીયા પોતપોતાને દેશ નગરે ગયા.

॥ ઇતિ વિશા દશા ઉત્પત્તિ ॥

હવે વસ્તુપાલ, તેજપાલ પૌઢ ભાગ્યસાલી ચિત્રાવેલી પ્રસન્ન તથા અઉંઠ હાથે કડાહ પ્રગટેં. ઇત્યાદિ અખૂટ દ્રવ્ય સંજોગ પ્રભાવ થયો અને મોટા મોટા પાતસાહનાં માન્ય થયાં. ગુરુ ઉપદેશ સાંભળવેં શ્રીસિદ્ધાચલજીનો સંઘ ચલાવ્યો. તે સંઘનું વર્ણન લિખેં છૈં.

એક લાખ, પંચાસ હજાર જિનબિંબ ભરાવ્યાં. (૧૩૦૪) એક હજાર ત્રણસેહે ચાર સિખરબદ્ધ નવા પ્રાસાદ કરાવ્યા. (૨૩૦૦) બે હજાર ત્રણસેહેં સિખરબદ્ધ જૂના પ્રાસાદ સમરાવ્યા. અઢાર કોડ છન્નુ લાખ દ્રવ્ય સિદ્ધાચલે વાવર્યો. ત્રણ લાખનું તોરણ કરાવ્યું. અઢાર લાખ ત્રાસી હજાર દ્રવ્ય ગિરનારજી ખરચ્યા. બાર કોડ નેં ત્રેપન લાખ દ્રવ્ય આબુજી વાવર્યો. (૯૮૪) નવસેંહેં ચોરાસી પોષધસાલા કરાવી, અઢાર કોડ દ્રવ્ય ભરૂઅચ્ચ ખંભાયતનેં સરસ્વતી જ્ઞાનભંડારે ખરચ્યાં. પાંચસેં દાંતનાં સિંહાસન, પાંચસેં પાંચ જાદર પટકુલનાં સમવસરણ કરાવ્યાં. ત્રણ હજાર બસેં મહેંસરીના પ્રાસાદ કરાવ્યાં. સાતસેં બ્રહ્મશાલા કરાવી. સાતસેંહેં સત્રુકાર (સત્રાગાર) મંડાવ્યાં; સાતસેંહેં તપસ્વીના મઠ કરાવ્યા. (૬૮૪) છસેં ચોરાસી પથ્થરબદ્ધ મોટાં સરોવર કરાવ્યાં. (૪૬૪) ચારસેંહેં ચોસઠ વાવી કરાવી. (૪૦૦) ચારસેં પથ્થરબંધ પરબ કરાવી. (૮૪) ચોરાસી મસીત કરાવી. ખંભાતમેં એક મસીત ઉપર બે લાખ દ્રવ્ય થયાં. એક મિનારો કર્યો અને ત્રણ લાખનું તોરણ કરાવ્યું. ઉદયપ્રભસૂરિપ્રમુખ એકવીસ નવા

આચાર્યના પાટમહોચ્છવ પોતે કર્યા. ચોવીસ હાંતનાં જૈન પ્રાસાદ કરાવ્યા. એકસોવીસ સાગનાં દેહરાં કરાવ્યાં. (૫૦૦) પાંચસેં બ્રાહ્મણ નિત્ય વેદપાઠ કરતા. પાંચસેં ગચ્છવાસી મહાતમા વોહોરતા. એક હજાર ને આઠસેંહેં એકલમલ વિહારી મહાતમા ગોચરી વેહેંરતા. એક હજાર મઠવાસી તાપસ જીમતા. ચાર હજાર પેંતાલીસ સેજવાલા, અઢારસેંહે વાહિણી, સાતસેંહેં સુખાસણ, પાંચ હજાર ને પાંચ પાલખી, સાતસેંહેં હાથી, સાત લાખ મનુષ્ય, ચાર હજાર ઘોડા, બે હજાર ઊંટ, પાંચ ઉપર ચારસેંહેં ભોજક જૈન ગાયક, ત્રણસેંહેં ત્રીસ બંદિજન, (૧૬) સોળ બુદ્ધિવિજય, તેરસેં પાંચ દીવીધરા, સોભનદેવ પ્રમુખ પાંચસેં સુથાર, સો ભટવાદિ, એક સો આચાર્ય, બાવીસેં શ્વેતામ્બર, અગ્યારસેં દીગંબર.

સંવત ૧૨૮૬ આબૂજીના દેરાસરનો પ્રારંભ કર્યો, સંવત ૧૨૯૬ સિખરેં ધ્વજારોપણ. ઇત્યાદિ ધર્મકરણી કરીને સંવત ૧૨૯૮ વસ્તુપાલ સ્વર્ગગમન.

અથ ભંડાર દ્રવ્ય સંખ્યા—તેત્રીસેંહે કોડ તિહોત્તર કોડ એંહેંસી લાખ, વીસ હજાર નવસેંહેં એતલો દ્રવ્ય સંખ્યા ભંડારમેં જાણવો.

ઇહાં કોઈકને સંકા ઊપજી તેહથી સમજાઈ પૂછ્યું જે-એ શ્રાવક લોક થઈને મસીત મિનારા, ઈશ્વર પ્રાસાદ, વાવ, તલાવ, પ્રમુખ આરંભ કારણ કિણ હેતેં કર્યાં? તેહનો ઉત્તર એ જે મોટા રાજા પાતસાહનાં બહુ માન્ય હતાં, રાજ્યકારભાર હુતો, કામદાર જાંણીને રાજા પાતસાહેં કામ ભલાવ્યાં તે દ્રવ્ય પઈસા ખરચીને કામ કરી આપ્યાં એ પરમાર્થ. ઈહાં પ્રસ્થાવ સમય જાંણીને વસ્તુપાલ તેજપાલનો સંબંધ લિખ્યો છે.

ઈહાં સમય પ્રસ્થાવેં જૂનાં ખેડાં તથા જે જે સંવતમેં સેંહર વસ્યાં તે લિખેં છેં:—

સંવત *૪૪૮ લાહોર શહેર વસ્યો. સંવત ૮૦૧ વર્ષે રાય પહાડદેજીઇ મંડોવર વસાયો. સં. ૧૫૧૭ વર્ષે રાઠોડ

નરસિંઘજીઈ મેડતો ઉજ્જડ ખેડો બીજી વાર વસાયો; આગે માંનધાતાઇ વાસ્યો હતો તે ઉજ્જડ હુતો. સંવત ૧૧૩૫ વર્ષે નાગોર મધ્યે કેસવદાસ મહાકવિ પ્રથીરાજ ચહુઆંણનો મંત્રીસર હુઓ. સંવત ૧૫૦૦ વર્ષે રાવ જોધાજીઈ જોધપુર વસાયો. સંવત ૧૫૧૫ વર્ષે જોધપુરનો કીલો કરાવ્યો. સંવત ૯૦૨ વર્ષે ચિતોડનો કોટ ફરીને રાવલે કરાવ્યો. સંવત ૧૯૧, શા૦ ૪૧ વર્ષે મોરીને કાઢીને બાપા રાવલે ચિતોડ લીધ. સં. ૮૦૨ વર્ષે વનરાજ ચાવડે પાટણ વસાયો. સંવત ૫૦૦ વર્ષે પાલણસી ચઉઆંણે પાલણપુર વસાયો. પછેં ઉજડ ખેડો થયો. વલી સં. ૧૦૧૦ પાલણસી પરમારે પાલણપુર ફરી વસાયો. જિનપ્રતિમા ધાતુનાં ગાલીને આબુજી ઉપર નાંદીઓ કર્યો. તે પાપથી કોઢ થયો. શીલધવલસૂરિ ઉપદેશે પલ્લવિયાપાર્સ્વની પ્રતિમા સોનાની કરાવી પાલણપુર વાસ્યો. સંવત બારસો બાર (૧૨૧૨) વર્ષે રાવ જેસેજી જેસલમેર વસાયો. સંવત ૧૫૪૨ રાવ વિકેંજી વીકાનેર વાસ્યો. સં. ૧૪૪૨ અહમદસાહ પાતસાઈ અમદાવાદ વાસ્યો. સં. ૧૩૧૩ રાવ કાન્હડજીઈ જૂનો ખેડો ભિન્નમાલ વસાયો. સં. ૮૦૨ ઉપલદે પરમારે શ્રીમાલ નગરેથી ઊઠીને સોનગઢ (જાલોર)* વસાયો. સંવત ૧૩૩૭ અલાવદીને જાલોર કિલ્લો લીધો. સં. ૮૨૯ વૈશાખ સુદ ૧૩ વ્યાસ જગતે મુહુર્ત આપ્યું. જૂની દિલ્લિમેં ખૂંટી ગાડી અને ફરીને તુંઅરે વસાઇ. પ્રથમ પાંડવવંશી તુઅર રાજ્ય સંવત ૧૨૦૨ સુધી. તુંઅર પાતસાહી પછેં ચોહાણની પાતસાહી થઈ. સંવત ૧૧૮૧ ફલવધિં પાર્શ્વનાથ સ્થાપના. સં. ૧૪૯૫ ધના પોરવાડે રાણપુરો કરાયો; કુંભારાણાના રાજમેં રાણેજી ૨ (બે) થાંભા કરાયા. સં. ૧૨૧૫ જગડુઓ થયો. સં. ૧૦૮૮ વિમલ પ્રધાને આબૂ ઉપર દેહરા કરાયાં. સં. ૧૨૯૬ વસ્તુપાલ તેજપાલે આબુજીને દેહરેં કળશ ચઢાવ્યો, અને ૧૨૯૮ સરખ સં. ૧૦૨૦ શિવસિંઘ રાઠોડે સિવાણો વસાયો. સં. ૧૪૪૨ સહસમલ્લ દેવડે સિરોહી વસાઈ. સં. ૧૫૯૬ નવોનગર વસાયો. સં. ૧૬૧૯ અકબરેં આગરો વસાયો. સં. ૧૧૧૨

સિદ્ધપુર જૂનો ખેડો સિદ્ધરાય જયસિંઘે વસાયો. સં. ૧૭૦૭માં ઔરંગજેબે ઔરંગાબાદ વસાયો.

સંવત ૧૧૧૩ સાતલપાતલ ચહુઆંણે સાચોર વસાયો, જૂનો ખેડો.
" ૭૧૨ થિરાદ સોલંકીએ થેરાદ વસાઇ.
" ૧૨૧૫ બાહડદે રાઠોડે બાહડમેર વસાયો.
" ૧૪૮૪ જેતારણ વસાયો.
" ૭૧૧ ઈંદ્રસંઘ રાઠોડેં ઈડર પાસેં ડખેડ વસાઈ, ખેડૂયા બ્રાહ્મણ થયા.
" ૮૦૯ રાવહ મીરેં હમીરગઢ વસાયો.
" ૮૩૪ પરમારેં આબૂજીનો કોટ કર્યો, પછેં ચહુઆણે લીધો, રાવ લાખણદેંને ઘેર દેવી આવી, તિહાંથી દેવડા ચહુઆણ કહેવાયા.
" ૧૨૮૧ માહસિંઘ રાઠોડે મેહવો વસાયો.
" ૧૩૭૧ ડુંગરપુર વાસ્યો.
" ૧૪૩૧ રાવલ વીરસદેં વાંસવાલો વાસ્યો.
" ૧૧૧૭ રાંમસિંઘ સિસોદે રામપુર વસાયો.
" ૯૯૪ લોહાર મંડે મંડવગઢ વસાયો.
" ૧૧૬૯ પાહાડસિંઘ હાડેં બુંદી વસાઈ.
" ૧૬૧૬ માલખાંને માલપુરો વસાયો.
" ૧૪૯૧ રાડદરો વાસ્યો.
" ૧૩૭૩ સોઝત વસાઇ.
" ૧૩૬૧ ચીતોડના તેરમા રાંણાના પુત્ર સજ્જનસિંહજી સતારાનો રાજ પાયો.
" ૧૨૨૧ ઢોલો પરણ્યો પોહોકર ગઢના કુંડ પર.
" ૧૦૬૪ ભુજનગર વસાયો.
" ૫૧૫ ભોજ રાજા થયો ઉજેણી ધારમેં.
" ૮૧૨ મુલતાન વસાઈ.
" ૫૫૩ થરો વાસ્યો.
" ૧૬૨૪ અકબરે ચિતોડ તોડયો.

સંવત ૧૬૨૫ ઉદેસિંગ રાણે ઉદેપુર વસાયો.

" ૧૩૮૩ પાતસાહ સુંમન(ત)ખાંને સારણેશ્વરની સ્થાપના કરી.

" ૧૫૮૧ મુકુંદ બ્રહ્મચારી પ્રાગ( પ્રયાગ )માં દેહ હોમ કરીનેં મરણ પામીને અકબર પાતસાહ થયો.

" ૧૨૪૧ લાખા ફુલાણી થયો.

" ૭૨૭ પારકર વસાયો.

કલિજુગના સંવત ચાલતેં—*

" ૨૬૦૦ વીરસ્વાંમી શ્રેણિક રાજા થયા.

" ૧૫૪૧ કિસનસિંઘજીએ કીસનગઢ વસાયો.

" ૧૫૯૩ રૂપનગર વસાયો.

" ૧૪૬૭ કુંભેરાંણે કુંભલમેર વસાયો.

" ૧૧૧૪ આંબા કછવાસેં આંબેર વસાઈ.

" ૧૪૦૭ બુરાનપુર વાસ્યો.

" ૬૨૭ વીજાપુર વાસ્યો.

" ૧૦૧૬ ભાગનર(નગર) વાસ્યો.

" ૭૮૧ સિંભર વસાઈ.

" ૧૫૦૦ મધ્યે સુરતનો કિલ્લો ફિરંગિઈ કરાવ્યો. તિહાં થોડા લોક વસતા. એહવે સં. ૧૬૨૪ જાંહાંગિર પાતસાહ રાંનેર આવ્યો. રાંનેરવાસી કોટીધ્વજ નાકૂદો (નાખુદો) તેણેં રાંનેરથી તે વરીઆવ ૩ ગાઉ સુધી કિનખાપનાં પથરણાં પાથરીને સેહેરમેં પાતસાહનેં પધરાવ્યા. સાહી પ્રસન્ન થયો. માંગ-માંગ. તિવારે સેઠે હાથણીનો સંજોગ જોવાનું માંગ્યું. સાહેં ના કહી જે—હાથણીનો સંજોગ જોતાં તાહરો દ્રવ્ય જાસેં. માંન્યું નહિ. સંજોગ થયો. તે નાકુદાની લક્ષ્મી નાસ પાંમી. પાતસાહે જાંહાં-ગીરપુર વાસ્યો. એ પાતસાહની પાતર નામેં સૂરજ, તિણે પાતસાહની રજાથી સં. ૧૬૨૫ સૂરત વસાવ્યુ, અનેં ઓસવાલ ગોપીસા શ્રાવક તેણે ગોપી-

પુરું વાસ્યું. ૧ ગોપીતલાવ અને ચૌમુખી વાવ કરાવી, અનેં સં. ૧૬૭૯ વર્ષે સૂરજમંડણ પારસનાથજી સેનસૂરિજી પાસેં પ્રતિષ્ઠા કરાવી. સૂરજમંડણજીની પલાંઠી તથા પાછિં લખ્યું છે.

(સં. ૧૬૭૯) એહ જ વરસમાં કાવિ ગાંમમેં સાસુવહુનાં દેહરાંની પ્રતિષ્ઠા થઈ.

સં. ૧૪૦૩ સાંગાનેર વસ્યો.

હવે જૂનાં ખેંડા લિખે છે—

ઉજેણ જૂનો ખેડા, ભરૂઅચ્ચ, પાલી જૂનો ખેડા, અજમેર, દિલ્લિ, ભિન્નમાલ, જાલોર, તે સોનગઢ, ચિત્તોડ, કાલંદ્રી, સિરોહી પાસે તેહમાં જરાસિંધને જરાકુંમર બલિ મુઓ. કાલંદ્રિ, પીરાંનપટ્ટણ, લાહોર, મેવાડમેં ત્રંબાવતી, આઘાટપુરપટ્ટણ, આહેડ એ ત્રણે એક જ નાંમ છે. તે જૂનો ખેડા. ખંભાત, રાયથલ, ચંપા, પાવા, રાજથહી એ જૂનો ખેડા. પાડલીપુર તે પટ્ટણા, જૂનો ખેડા, દ્રુપદીને ગાંમ ધુનાડો જૂનો ખેડા. ચંદરાજા પરણ્યો તે વિમલાપુરી નામ. દેવર્દ્ધિ ક્ષમાશ્રમણ જીઇ પુસ્તક લિખ્યાં તેં વારેં વલ્લભીપુરનું બીજું નામ આજ વર્તમાન વલા, ચમારડી ત્રીજું નામ, એ જૂનો ખેડા. ઇડર તથા બ્રહ્માની ખેડ જૂનો ખેડા, વેંશટ તે ધોળકું, એ જૂનો ખેડા. ભરતપુર ડીગ જુનો ખેડા.*

## દુહા

૪૮—મહાતપસ્વી આ૦ શ્રી જગતચંદ્રસૂરિવર્ણન—

જગતચંદ્ર ગુરુ હીરલા, તપગચ્છ બિરૂદ ધરાય;
શ્રી આઘાટકપુર થકી, નયર ઉજેણી આય. ૧
સંઘ સુણી હરખિત હુઓ, હય ગય રથ સુખપાલ;
બહુ આડંબરથી કીઓ, નગરપ્રવેશ વિસાલ. ૨
બહુ બાલા ગુરુ આગલેં, સ્વસ્તિક કરે ઉદાર;
ગાવે ગહુંલી હરખભર, શ્રવણેં સહુ નરનાર. ૩

## અથ ગહુંલી

અમૃત સરખી રે, સુણિઇં વીરની વાંણી, અતિમન હરખી રે,
પ્રણમો કેવલનાંણી. (એ આંકણી).
જોજનગામીની પ્રભુની વાણી, પાંત્રિસ ગુણથી ભાખે;
પૂરવ પુન્ય અપૂરવ જેહનાં, પ્રભુ વાંણી રસ ચાખે. અ૦ ૧
જેહમાં દ્રવ્ય પદારથ રચના, ધરમાધરમ આકાસ;
પુદ્ગલ કાલ અને વલી ચેતન, નિત્યાનિત્ય પ્રકાસ. અ૦ ૨
દ્રવ્ય ગુણ નેં પર્યાય પ્રકાસેં, અસ્તિ નાસ્તિક વિચાર;
નય સાતેથી માલકોષમેં, વરસેં છે જલધાર. અ૦ ૩
ગુણ સામાન્ય વિશેષ વિસેખેં, હોય મલી ગુણ એકત્રીસ;
તસ ચઉભંગી ચ્યાર નિક્ષેપેં, ભાખે શ્રી જગદીસ. અ૦ ૪
ભીલ દૃષ્ટાંતે ખેચર ભુચર, સુરપતિ નરપતિ નારી;
નિજનિજ ભાષાઈ સહુ સમજે, વાંણીની બલિહારી. અ૦ ૫
નંદીવરધનની પટરાંણી, અડમંગલ પ્રભુ આગેં;
પૂરેં સ્વસ્તિક મુગતાફલનો, ચઢવા સિવગિરિ પાગે. અ૦ ૬
ચઉ અનુજોગી આતમદરસી, પ્રભુ વાંણી રસ પીજે;
દીપવિજય કહેં પ્રભુતા પ્રગટેં, પ્રભુને પ્રભુતા દીજે. અ૦ ૭

॥ ઇતિ વીર ગહુંલી ॥

ચહઉપમા ગહુંલી—

અથ પુનઃ નવગ્રહસદૃશોપમા, ગુરુગુણમાલા બાલા ગીયતે—

### ઢાલ—૨૧

(પીડી ચોળો પીડી ચોળો પીતરાંણી રે—એ દેશી)
તથા (પહેલા સ્વામિ સીમંધરા, બીજા દેવ જુગંધર—એ દેશી)

માહરા ગુરુજી છે મોહનગારા રે, વારિ જાઉં જ્ઞાનતણા ભંડાર રે.
(એ આંકણી)
હદિઅ ન રાખેં ક્રોધ કષાય રેં, જેહના ગુણ છત્તિસ ગવાય રે. મા૦ ૧
ગુરુજી ગ્રહગણ ઓપમાછાજેં રે, તખતેં ગણપતનાથ બિરાજેં રે;
વરસે વાંણી તે અમિય સમાંણી રે, જેહની મધુરતા સરસ કહાંણી રે. મા૦ ૨

ગુરુનું રવિ જીમ તેજ અપાર રે, વારે મિથ્યામત અંધાર રે;
તારે ભવિજનને હિત દાખી રે, જેહને સૂત્ર સદા છે સાખિ રે. મા૦ ૩
ચંદ્રવદન કમલ નિત દીપે રે, ગિરુઓ સોલ કલાને જીપે રે;
એહની સૌમ્ય દશાને આગે રે, કેહને ઓપમ નાવી લાગે રે. મા૦ ૪
માહરે મંગલ સમ ગણધાર રે, સાસન સોભ વધારણહાર રે;
દક્ષી પ્રતિપક્ષી ગુણધાર રે, નિરખો અદ્ભુત તનુ આકાર રે. મા૦ ૫
ગુરુની બુદ્ધિ સદા છે સુદ્ધિ રે, ગુરુજી નહિ રિપુથકથી વિરુદ્ધ રે;
અભિનવ ગચ્છ તણો મંડાણ રે, દીપે વાદી તિમિર કો ભાંણ રે. મા૦ ૬
ગુરુઈ ગુરુજીની બુદ્ધિ પ્રચંડ રે, કંઠે સરસતિ વાસ અખંડ રે;
પૂજ્યજી જલધરની પરેં ગાજે રે, કુમતિ ગરવી તણા મદ ભાંજે રે. મા૦ ૭
ગુરુ સદા શુક્રપરેં ઉનમાદ રે, ગુરુજીની જીભલડીમાં સ્વાદ રે;
હું તો લળિલળિ પ્રણમું પાય રે, ધન્ય ધન્ય જે દિન વંદન થાય રે. મા૦ ૮
પૂજ્યજીની વેગગતિ શનિ સરખી રે, મ્હેં તો ડગલે ડગલે નિરખી રે;
હંસ ને ગયંદ સરખા હરાવે રે, તોહે બીજો એહ સમ નાવે રે. મા૦ ૯
પાલે પંચ મહાવ્રત ભાર રે, ટાલે સાવદ્ય જોગ વેંપાર રે;
ધારે જીવદયા ઉપગાર રે, આરે પંચમે છે આધાર રે. મા૦૧૦
કીરતિ જેહની દશ દિસિ વ્યાપી રે, વેલી જસની સઘલે થાપી રે;
ગણધર સોહમના પટધાર રે, સાસન સોભ વધારણહાર રે. મા૦૧૧
ગુરુજી ધૈર્ય સૌંદીર્ય ગાંભીર્ય રે, પાલે ચરણ ધરમ સ્વવીર્ય રે;
નિસદિન અપ્રતિબંધ વિહાર રે, સમદમ ખાંત્ય દિક આચાર રે. મા૦૧૨
ઈમ મેં ગ્રહગુણ ગુરુગુણ ગાયા રે, સહૂને સુણતાં માંમ સવાયા રે;
આંગણે કલ્પતરુવર ફલિયા રે, દીપવિજયના વલ્લભ મલિયા રે. મા૦૧૩

દૂહા

ઈમ ગુણમાલા ગુરુ તણી, ગાવેં મધુરે વેણ;
મુગતા કુસુમ વધાયકેં, ગુરુમુખ નિરખેં નેંણ. ૧
ધ્રિરમલાભ દેઇ ધૂરે, આણી ધરમ સનેહ;
પર- ઉપગારી જગગુરુ, વરસેં જ્યું ઘન મેહ. ૨

જ્ઞાનમાહાત્મ્યવર્ણન—

સુણો ભવિક જન ઇકમનાં, જ્ઞાન સમો નહિ કોય;
જ્ઞાનેં સંકટ સવિ ટલેં, જ્ઞાનેં મંગલ હોય. ૩
દસપૂરવધર મુનિવરા, જેહ પ્રકાસેં જ્ઞાન.
તે તીર્થંકર સારીખું, પ્રણમિજેં ઇકધ્યાંન. ૪

ઢાલ—૨૭

(આહિત કહેં હું માનવી ને, આદીસરને ધ્યાઉજી—એ દેશી)

જ્ઞાનાવરણી ક્ષય કરીનેં, બાંધે પુન્ય અનંતજી;
તો પામે કોઈ જ્ઞાનને, ઇમ ભાખે શ્રી ભગવંતજી. ૧
જ્ઞાન અપૂરવ ધન છેં જેહનેં, તે લહે આદર માંનજી;
સહુ પંડિતમાં રાજસભામાં, પામેં બહુ સનમાંનજી. ૨
અભવ્ય જીવને પૂરવલબ્ધિ, ન કહી સૂત્ર મઝારજી;
પ્રાપ્તિરૂપ છેં ભવ્ય જીવને, પાંચે જ્ઞાન ઉદારજી. ૩
ત્રિપદી પાંમી તીર્થંકરથી, મુહૂરતમાં તતખેવજી;
દ્વાદશાંગીની રચના રૂડી, ગુંથે ગણધર દેવજી. ૪
પૂરવધર મોટા ગીતારથ, સરખાં જેહનાં જ્ઞાનજી;
દીપવિજય તે જ્ઞાંનનેં નમતાં, પ્રગટેં લબ્ધિ નિધાનજી ૫

॥ ઢાળ ૧ ॥

ઢાલ—૨૮

(ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુનલડી—એ દેશી)
તથા (મારે દીવાલી થઈ આજ, જિનમુખ જોવાને—એ દેશી)

જગમાં ઉપગારી ઘણા પણ, નહી કોઈ જ્ઞાન સમાન રે;
લૌકિક રૂપ છે સહુએ બીજાં, લોકોત્તર છે જ્ઞાન.
જ્ઞાનને વંદો રે, જીમ પાંમો પરમાણંદ. (એ આંકણી) ૧
કામધેનુ ને કલ્પતરુ પણ, નહીં કોઈ તારણ રૂપ રે;
તારણ રૂપ જ્ઞાન છે જગમાં, જાંણે જ્ઞાંની સહુ રૂપ. જ્ઞાન૦ ૨
ઉપમા જ્ઞાની જ્ઞાંનને બહુ, છાજે છેં જગમાંહે રે;
મહાગોપ મહામાંહણ ને વલી, નિર્યામક સથવાહ. જ્ઞાન૦ ૩

પંચમ અંગે સોહમ ગણધર, વંદે શ્રુત ભગવાન રે;
તે જગલોચન જ્ઞાનને વંદો, વલી કરવા બહુ માંન રે. જ્ઞાન૦ ૪
જ્ઞાનતણું બહુ માન કરે તો, પામેં નહી સંદેહ રે;
દીપવિજય કહે જ્ઞાનને સમરો, જીમ બાપઈઓ મેહ. જ્ઞાન૦ ૫

॥ ઢાળ ૨ ॥

ઢાલ—૨૯

( અવિનાસીની સેજડીઈ રંગ લાગ્યો, માહરી સજની—એ દેશી )

જ્ઞાન વિણા જાણે નહીં જે, ધ્યાતા ધ્યેય ને ધ્યાંનજી;
જ્ઞાન વિના જાંણે નહીં જે, ચેતન પરમ નિધાન.
જ્ઞાનને સેવોજી (એ આંકણી) ૧
જ્ઞાન વિના જાણે નહીં જે, પુદ્ગલ ગુણ પર્યાયજી;
જ્ઞાન વિના જાણે નહીં જે, અસ્તિ નાસ્તિ સહાય. જ્ઞાન૦ ૨
જ્ઞાન વિના જાણે નહીં જે, સહજ સભાવ વિભાવજી;
જ્ઞાન વિના જાણે નહીં જે, ભેદ છેદનો ભાવ. જ્ઞાન૦ ૩
જ્ઞાન વિના જાણે નહીં જે, હાંનિ વૃદ્ધિ સરૂપજી;
જ્ઞાન વિના જાણે નહીં જે, મોહ મિથ્યાતવિ રૂપ. જ્ઞાન૦ ૪
જ્ઞાન વિના જાણે નહીં જે, કાંઈ પુદ્ગલના ખેલજી;
જ્ઞાન વિના જાણે નહીં જે, પરમાનંદી ગેલ. જ્ઞાન૦ ૫
જ્ઞાન વિના જાણે નહીં જે, ગુણી ગુણાગર જેહજી;
દીપવિજય કવિરાજ જ્ઞાનથી, જાંણે સઘલા તેહ. જ્ઞાન૦ ૬

॥ ઢાળ ૩ ॥

ઢાલ—૩૦

(ભવિ તુમો વંદો રે, સંખેસર જિનરાયા—એ દેસી)

જ્ઞાની જ્ઞાન તણેં રસ ઝીલે, નિર્મલતા ઉપજાવેં;
જ્ઞાની જ્ઞાનની ભક્તિ કરતાં, જ્ઞાન અબાધતા જાવે.
ભવિ દિલ ધરજો રે જ્ઞાનતણી સુખલડી ( એ-આંકણી ) ૧
કેવલીની પરે ચૌદ પૂરવધર, ભાખે દ્રવ્ય અનંતા;
અસંખ્ય ભવની વાત પ્રકાસે, વંદો જગ જયવંતા. ભ૦ ૨

મોટાનાં જે પાસાં સેવે, તે મોટાં પદ પાવે;
જ્ઞાનપ્રભુની ભક્તિ કરતાં, જ્ઞાન અબોધતા જાવે. ભ૦ ૩
આગમ નોઆગમનો અરથ, સાંભલજ્યો એકધ્યાન;
આગમ તો શ્રુતજ્ઞાન કહીજે, નોઆગમ શ્રુતજ્ઞાન. ભ૦ ૪
તે સહુ લહિઈ ભક્તિ કરંતા, જ્ઞાન તણી બલિહારી;
દીપવિજય કવિરાજ જ્ઞાનને, સેવે બહુ નરનારી. ભ૦ ૫

॥ ઢાળ ૪ ॥

ઢાલ—૩૧

(ઓ આયો રે હનુમંતકો લસકર, ઘટા ઉમટી આવનકી—એ દેશી)
તથા (હું તો પ્રણમું રે હરખીજી—એ તીર્થમાલની બીજી ઢાલની દેશી).

મતિના ભેદ કહ્યા અઠ્યાવીસ, શ્રુતના ચઉદ લહાવેંજી;
ષટ્ અવધિના હોય મનપજ્જવ, કેવલ એક કહાવે.
ભવિ તુમે સેવો રે, સેવો રે ઉપગારી ઉછરંગે. (એ આંકણી) ૧
સહુ મલી ભેદ એકાવન થાવેં, નંદીસૂત્ર મઝારજી;
ભગવતિ સૂત્ર અને પન્નવણા, માંહે બહુ અધિકાર. ભ૦ ૨
ભરતરાય નિજ કાજ સમાર્યો, જાઉં તસ બલિહારીજી;
મિથ્યા તમ અંતરથી ટલિયા, અજરામર પદ ધારી. ભ૦ ૩
જ્ઞાની જ્ઞાનતણી આસાતન, વરજંતા ભવિ લોકાજી;
પ્રગટેં પંચમ નાણ દિવાકર, જાંણે લોકઅલોક. ભ૦ ૪
જ્ઞાન-તરી અવલંબી મુનિજન, ભવસાયર ઉતરીઈ;
કવિરાજ દીપ વરદત્ત તણીં પરે, અવિચલ પદવી વરિંઈ ભ૦ ૫

॥ ઢાળ ૫ ॥

કલસ

સેવિઇ શ્રુતરાજ ઇણવિધિ, પામીઇ જીમ જ્ઞાનને,
જ્ઞાનનાં બહુમાન કરીને, દીજીઇ વલી દાનને;
પ્રેમરત્ન ગુરુ જ્ઞાન નિસુણી, આત્મજ્ઞાનને અનુસરો,
દીપવિજય કવિરાજ જંપે, સહજમેં ભવદધિ તરો. ૧

ઈતિ શ્રીજ્ઞાનવરણુન એ પાંચ ગિરવી સ્તવ, સૌભાગ્ય પંચમી દિને જ્ઞાન પાછલ ૫૧ ફેરા ફરતાં ગવાઈ તથા પડિક્કમણામેં શતિજગામેં ગાવે.

## દુહા

જીવશિખામણુ—

જ્ઞાનાવરણી કરમ જે, અનંત કરમ સમુદાય;
સમય સમય સાતે કરમ, બાંધે ચેતન રાય. ૧
શિખામણુ ચેતન સુણો, સકલ સભા સમુદાય;
લાઘવ કર્મિં જીવડા, સુણિઇ એકચિત્ત લાય. ૨

## ઢાલ—૩૨

(જાવડ સમરા રે ઉદાર—એ દેશી)
તથા (ગોપી મહી વેચવાને ચાલી, મટુકીમેં ગોરસ ઘાલી—એ દેશી).

ચિત સમરું વીર જિણુંદ, એ તો સિવતરુ સુખનો કંદ;
જીવનેં શિખામણુ કહું છું, જે આગમથી સહુ લહું છું.
જીવ ઘણું રે ઘણું રે કહીઇ, જિનઆણુા સિર પર વહીઇ. (એ આંકણી) ૧
સમયાવલીથી સહુ આણો, કાલચક્ર અનંતાં જાણો;
જીવ ભમિયો નરક નિગોદે, મિથ્યાત તણેં મન મોદે. જીવ૦ ૨
વણુસ્સઇમેં કાલ અનંતો, જીવ ભમિયો બોધિ અલહંતો;
ચૌદ રાજમેં એ કોઇ ઠાંણુ, ફરસ્યા વિણું નહિં રે સુજાણ. જીવ૦ ૩
જીવ પોતા પુન્ય તપાસેં, કોઈ અવસર આવે વિમાસેં;
તેં તો સહજ સભાવ ન જાણ્યો, વિભાવતણો મત તાંણ્યો. જીવ૦ ૪
રત્નત્રઈ તે સહજ સભાવ, કર્મબંધ તે કહીઈ વિભાવ;
રત્નત્રયી તે તાહરું સરૂપ, વિભાવ તે કહિંઈ વિરૂપ. જીવ૦ ૫
કોઈ પુન્યેં નરભવ પાયો, વલી શ્રાવકકુલમેં આયો;
સુદ્ધ દેવ સુદ્ધ ગુરુ મલિયા, સદ્દહણુા વિના જગ રલિયા. જીવ૦ ૬
જમાલી સરખા કહાઈ, એ તો નિહ્નવ સૂત્રેં જણુાઈ;
ઉત્તરાધ્યયનેં સાત વખાણ્યા, કાલ અનંતો ભમશ્યેં અજાણ્યા. જીવ૦ ૭
જિનઆણુા સાચી ધરીઈ, તો વેંહેંલા સિવપદ વરીઈ;
જિન વયણુમાં સંસય બોલં, તે તો કુમતિ કદાગ્રહ તોલેં. જીવ૦ ૮

અભવ્ય બાપનેં પુત્ર પનોતો, તે તો જિનઆણા સદ્દહતો;
કાલિક ચોરને સુલસો દાખ્યો, તે તો ઉપદેશમાલામેં ભાખ્યો. જીવ૦ ૯
જિનવયણાં શ્રવણેં સુણીઇં, જિનવયણમાં સંસય ન ગણીઈં;
દ્રવ્ય લોક અલોક વિચાર, જોજ્યો જીવાભિગમ અધિકાર. જીવ૦ ૧૦
ઇત્યાદિક જિનની રે વાંણી, સાંભલજ્યો ભવિ ગુણખાંણી;
જીવજયણા રૂડી કરજ્યો, ભવિ ભવજલ વેંહેંલા તરજ્યો. જીવ૦ ૧૧
માહરેં તો નથી કાંઈ સાંસો, ગુણી જન તુમે કાંઈ વરાંસો;
શ્રદ્ધા માહરે એ છે સાચી, જીમ મોર જુઈ છે નાચી. જીવ૦ ૧૨
સાસનનો જે આણાકારી, તસ વારી જાઉં વાર હજારી;
એ સિખાંમણ જે ગાઇ, દીપવિજય તે બોધિ નિપાઇ. જીવ૦ ૧૩

## દુહા

રોહિણીતપવર્ણન—

ઇણ અવસર શ્રોતા સકલ, પૂછેં શ્રી ગુરુરાજ;
કૃપા કરી ઉપદેસિઈં, રોહિણી ફલ સાગ્રાજ. ૧
કેહની પુત્રી કુણ વધૂ, કવણ પુન્ય વડ હેત;
કિણ વિધિ સંજમ સિવ વરી, સ્વામી પુત્ર સમેત. ૨
જગતચંદ્રસૂરિ ઉપદિસેં, શ્રવણેં સહુ નરનાર;
દેખી અવસર પૂજ્યજી, ભાખેં સમય વિચાર. ૩

## ઢાલ—૩૩

(હારે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશ જો—એ દેશી)
તથા (હારે મ્હારે જોમનિયાનો લટકો દહાડા ચ્યાર જો—એ દેશી)

હારે મારે વાસુપૂજ્યનો નંદન મઘવા નામ જો,
રાણી તેહની કમલા પંકજલોયણી રે લોલ;
હારે મારે આઠ પુત્ર ને ઉપર પુત્રી એક જો,
માતપિતાને વાહલી નામે રોહણી રે લોલ. ૧
હારે મારે દેખી જોવન વય નિજ પુત્રી ભૂપ જો,
સયરા (સ્વયંવર) મંડપ માંડી નૃપ તેડાવીયા રે લોલ;
હાં રે મારે અંગ બંગ ને મરુધર કેરા રાય જો,
ચતુરંગી ફોજોથી ચંપા આવીયા રે લોલ. ૨

હાં રે મારે પૂરવ ભવને રાગેં રોહિણી તામ જો,
ભૂપ અસોકનેં કંઠે વરમાલા ધરેં રે લોલ;
હાં રે મારે ગજ રથ ઘોડા દાન અને બહુ માંન જો,
દેઈ બોલાવી બેટી બહુ આડંબરે રે લોલ. ૩
હાંરે મારે રોહિણી રાણી ભોગવતાં સુખભોગ જો,
આઠ પુત્ર નેં પુત્રી ચ્યાર સોહામણી રે લોલ;
હાંરે મારે આઠમા પુત્રનું લોકપાલ છે નામ જો,
તે ખોલેં લેઈ ગોખેં બેઠી ભામિની રે લોલ. ૪
હાંરે મારે એહવેં કોઇંક નગર વણિકનો પુત્ર જો,
આયુક્ષયેંથી બાલક મરણદશા લહેં રે લોલ;
હાંરે મારે માતપિતાદિક સહુ તેહનો પરિવાર જો,
રડતાં પડતાં ગોખતલેં થઈનેં વહેં રે લોલ. ૫
હાંરે વારી તે દેખી અતિ હરખી રોહિણી તાંમ જો,
પિઉનેં ભાખેં નાટિક કુણ એ જાતનુ રે લોલ;
હાંરે વારી દીપ કહેં એ પૂરવ પુન્ય સંકેત જો,
જનમથકી નવિ દીઠું દુઃખ કોઈ વાતનું રે લોલ. ૬

॥ ઢાળ ૧ ॥

ઢાલ—૩૪

(આધા આમ પધારો પૂજ્ય, અમ ઘર વોહરણ વેલા—એ દેશી)

પિઉ કહેં રે જોવન મદમાતી, સહુને સરખી આસા;
તે બાલકના દુઃખથી રોવેં, તુંઝને હોય તમાસા.
બોલો બોલ વિચારી રાજ, ઈમ કિમ કીજે હાંસી. (એ આંકણી) ૧
રાઈ રીસ કરી ખોલેથી, પુત્રને ખૂંચી લીધો;
રોહિણી રાંણી નજરે જોતાં, ગોખથી નાખી દીધો. બોલો૦ ૨
તે દેખી સહુ અંતેઉરમાં, રુદન પુકાર તે કીધો;
રોહિણી ઈમ જાંણે જે બાલક, કોઈઈ રમવા લીધો. બોલો૦ ૩
નગર તણેં રખવાલેં દેવેં, અધર ગ્રહ્યો તિહાં આવી;
સોનાને સિંઘાસન થાપ્યો, આભૂષણ પેંહેંરાવી. બોલો૦ ૪

નગરલોક સહુ ભાગ્ય વખાંણે, રાજા વિસ્મિત થાવે;
દીપ કહે જસ પુન્ય સખાઈ, તિહાં સહુ નવ નિધિ આવે. ઓલો૦ ૫

॥ ઢાળ ૨ ॥

ઢાલ—૩૫

(મુનિ સુવ્રત જિન' અરજ હમારી—એ દેશી)

એક દિન વાસુપૂજ્ય જિનવરના, અંતેવાસી મુનિરાજ વાલ્હા;
રૂપકુંભ નેં સ્વર્ણકુંભજી, ચઉ જ્ઞાંની ભવ જીહાજ વાલ્હા.
રોહિણી તપફલ જગ જયવંતો. (એ આંકણી). ૧
પાઉં ધાર્યા પ્રભુ નયર સમીપે, હરખ્યો રોહિણીકંત વાલ્હા;
સહુ પરિવારસું પદજુગ વંદી, નિસુણ્યો ધરમ અનેકાંત વાલ્હા. રો૦૨
કર જોડી નૃપ પૂછેં ગુરુને, રોહિણી પુન્ય પ્રબંધ વાલ્હા;
સ્યુ કીધું પ્રભુ સુકૃત ઈણીઈં, ભાખો તે સયલ સંબંધ વાલ્હા. રો૦૩
ગુરુ કહેં પૂરવ ભવમાં કીધો, રોહિણીતપ ગુણખાંણ વાલ્હા;
તેહથી જનમ થકી નવિ દીઠું, સુખ દુઃખ જાણ અજાણ વાલ્હા. રો૦૪
ભાખે ગુરુ હવે પૂરવ ભવનો, રોહિણીનો અધિકાર વાલ્હા;
દીપ કહે સુણજયો એકચિત્તે, કર્મપ્રપંચ વિચાર વાલ્હા. રો૦૫

॥ ઢાળ ૩ ॥

ઢાળ—૩૬

(હું તો મોહિ રે નંદલાલ મોરલીને તાને—એ દેશી)
તથા (મ્હારે દિવાલી થઇ આજ, પ્રભુ મુખ જોવાને—એ દેશી)

ગુરુ કહેં જંબૂક્ષેત્ર ભરતમાં, સિદ્ધપુરનયર મઝાર રે;
પૃથવિપાલ નરેસર રાજા, સિદ્ધમતિ તસ નાર.
રાજન્ ! સુણજયો રે, ઈહ પૂરવભવ અધિકાર
દિલમેં ધરજયો રે (એ આંકણી) ૧
ઇક દિન આવ્યા ચંદ્ર ઉદ્યાને, રાણી નેં રાજન્ન રે;
ખેલેં ક્રીડા નવ નવ ભાંતે, જોજયો કર્મ નિદાંન. રા૦ ૨
એહવે કોઈ એકમુનિ તિહાં આવ્યો,ગુણસાગર તસ નામ રે;
રાજા તે મુનિવરને વંદી, રાણીનેં કહેં તામ. રા૦ ૩

ઊઠો એ મુનિને વોહરાવો, જે હોય શુદ્ધ આહાર રે;
નિસુંણી રાણી[ને] મુનિના ઉપર, ઉપનો ક્રોધ અપાર. રા૦ ૪
વિષય થકી અંતરાગ થયો તે, મનમાં બહુ દુઃખ લાવે રે;
રીસે બલતી કડવું તુંબડું, તે મુનિને વોહરાવે. રા૦ ૫
મુનિને આહારથકી વિષ વાપ્યું, કાલધરમ તિહાં કીધો રે;
રાજાઈ રાણીને તતખિણુ, દેશનિકાલો દીધો. રા૦ ૬
સાતમેં દિન મુનિહત્યા પાપેં, ગલતકોઢ થયો અંગે રે;
કાલ કરીને છઠ્ઠી નરકે, ઉપની પાપ પ્રસંગે. રા૦ ૭
નારકી નેં તિર્યંચ તણા ભવ, ભટકી કાલ અનંત રે;
દીપ કહે હવે ધર્મ જોગનો, કહિસ્યું સરસ વૃત્તાંત. રા૦ ૮

॥ ઢાળ ૪ ॥

ઢાળ—૩૭

( અલવેસર અવધારીઇ કેસરિયાલાલ—એ દેશી )

તે રાણી મુનિપાપથી કેસરિયાલાલ,ફિરતી ભવચક્ર ફેર રે રાજેસરલાલ
તાહરા નયરમાં ઉપની કે૦, ધનમિત્ર શેઠને ઘેર રે રા૦
જુઓ જુઓ કર્મવિટંબના કેસરિયાલાલ (એ આંકણી) ૧
ધનવતી કુખે ઊપની કે૦, દુરગંધા તસ નામ રે રા૦;
નગરવણિકના પુત્રને કે૦, પરણાવી બહુ માન રે. રા૦જુ૦ ૨
સુખસજ્યાને ઉપરે કે૦, આવી કંતને પાસ રે રા૦;
બહુ દુરગંધતા ઊછલી કે૦, સ્વામી પામ્યો ત્રાસ રે. રા૦જુ૦ ૩
મૂકી પરદેશ ગયો કે૦, હે હે કર્મસ્વભાવ રે રા૦;
એક દિન કન્યાનો પિતા કે૦, ગ્યાંનીને પૂછે વિભાવ રે. રા૦જુ૦ ૪
ગ્યાનીઈં પૂરવભવ સહુ કે૦, ભાખ્યો સહુ અવદાત રે રા૦;
ફિરી પૂછે ગુરુરાજને કે૦, કિમ હોય હવે સુખસાત રે. રા૦જુ૦ ૫
ગુરુ કહે રોહિણી તપ કરે કે૦,સાત વરસ સાત માસ રે રા૦;
રોહિણી નક્ષત્રને દિને કે૦, ચોવિહાર ઉપવાસ રે. રા૦જુ૦ ૬
વાસુપૂજ્ય ભગવાનને કે૦, પૂજે કરી સુભ ભાવ રે રા૦;
ઇમ એ તપ આરાધતાં કે૦, પ્રગટે શુદ્ધ સ્વભાવ રે. રા૦જુ૦ ૭

કરજ્યો તપ પૂરણ થઈ કે૦, ઉજમણું ભલે ભાંત રે રા૦;
એહથી એક ભવ અંતરે કે૦, લેહેસ્યે જ્યોતિ મહંત રે. રા૦જુ૦ ૮
ઇમ મુનિ મુખથી સાંભલી કે૦, આરાધી તપ સાર રે રા૦;
એ તાહરી રાંણી થઇ કે૦, રોહિણી નાંમે નાર રે. રા૦જુ૦ ૯
ઇમ નિસુણી હરખ્યા સહુ કે૦, રોહિણી ને વલી રાય રે રા૦;
દીપ કહેં મુનિ કુંભને કે૦, પ્રણમી નિજ ઘર આય રે. રા૦જુ૦ ૧૦

॥ ઢાળ ૫ ॥

## ઢાલ—૩૮

(ભરત નૃપ ભાવશું એ—એ દેશી)

એક દિન વાસુપૂજ્યજી એ,સમોસર્યા મહારાજ નમો જિનરાજજીને એ;
રાય ને રોહિણી હરખીયાં એ, સિદ્ધાં સઘલાં કાજ. ન૦ ૧
બહુ પરિવારસું આવિયા એ, વંદે પ્રભુજીના પાય ન૦;
પ્રભુ મુખથી વાંણી સુણી એ, આણંદ અંગ ન માય. ન૦ ૨
રાય ને રોહિણી બહુ જણે એ, લીધાં સંજમ ખાસ ન૦;
ધનધન સંજમધર મુનિ એ, સુરનર જેહના દાસ ન૦ ૩
તપ તપી કેવલ પદ લહી એ, તાર્યાં બહુ નરનાર ન૦;
સિવપદ અવિચલ પદ લહે એ, પામ્યાં ભવનો પાર. ન૦ ૪
ઇમ જે રોહિણી તપ કરેં એ, રોહિણીની પરેં જેહ ન૦;
રાજપુત્ર ધન રિધ લહેં એ, વલી અજરામર ગેહ. ન૦ ૫
ધનધન વાસુપૂજ્ય તીર્થંને એ, ધનધન રોહિણી નાર ન૦;
એ તપ જે ભાવેં કરેં એ, પાંમે તે જયજયકાર. ન૦ ૬
સંવત અઢારઓગણસાઠનો(૧૮૫૯)એ, ઉજલ ભાદ્રવો માસ ન૦;
દીપવિજય તપ ગાઈઓ એ, કરી અંભાત ચોમાસ. ન૦ ૭

॥ ઢાળ ૬ ॥

### કલશ.

શ્રી વાસુપૂજ્ય જગપૂજ્ય સાહેબ, તાસ તીર્થેં એ થયાં;
ચ્યાર પુત્રી નેં આઠ પુત્રથી, દંપતી મુગતે ગયાં.

તપગચ્છ વિજયાનંદ પટધર, શ્રી વિજયલક્ષ્મી સૂરીસરુ;
તાસ રાજે સ્તવન કીધું, સઘલ સંઘ સુહંકરું.
સકલ પંડિત પ્રવર ભૂષણ, પ્રેમરત્ન ગુરુ ધ્યાઇયા;
કવિ દીપવિજયે લાભ હેતે, રોહિણી ગુણ ગાઇયા.

॥ ઇતિ રોહિણી તપ વિષયે રોહિણી કથા ॥

દુહા

સંબંધ સૂણી રોહિણી તણો, સકલ સભા તિણિ વાર;
કેઇ ભાવુક ભવિજના, હરખિત હૃદય મઝાર. ૧
રોહિણી વ્રત કેઇ ઉચ્ચરે, કેઈ પંચમી શુભખાણ;
કેઇ નિયમ વ્રત આદરે, પરભવ સુકૃતકમાણ. ૨

ભગવાન શ્રી મહાવીરસ્વામીના આયુષ્યનો પ્રશ્નોત્તર—

તિણ સમયે શ્રોતા ભવિક, પૂછે શ્રી ગચ્છરાજ;
વીર જગતગુરુ આઉખું, બહોત્તર વરસ કહાય. ૩
ચૈત્ર સુદી તેરસ જનમ, દીવાલી નિરવાણ;
વરસ બહોત્તર કિમ મિલે, કહિંઈ ગુરુ શ્રુત જાંણ. ૪
તવ ગુરુ કહે શ્રોતા સુણો, વાર્તિક લેશ વિચાર;
સુણતાં સહુ સંસય ટલે, પ્રગટે આતમ પ્યાર. ૫

અથ લૌકિક ભાષા

હમણાંના વર્તમાન ટીપણાના વર્ષ ૧ના દિવસ ૩૬૫ છે, અને ત્રીજે વરસ માસ ૧ વધે છે. અને જૈનને ટીપણે વર્ષ ૧ના દિવસ ૩૬૦ છે. बारसणहं मासाणं चोव्विसणहं पक्खाणं तीनसेंहे-साठ राइंदियाणं એ પાઠ પ્રમાણે વરસ ૧ના દિવસ ૩૬૦ એ તો સિદ્ધાંતની પરિપાટી છે. પણ વર્ષ વર્ષ પ્રતિ દિન ૨ ઘડી પલ ૦॥ ઘટે છે. એ ઘટ પ્રમાણે વર્ષ ૧ના દિવસ ૩૫૮ થાઈ છે. હવે વીર મહારાજ ચૈત્ર સુદી ૧૩ જન્મ્યા. અને કાતી વદિ ૦)) અમાવાસ્યાઈ મોક્ષ ગયા. એ તો ૭૨ વર્ષ પૂરાં મિલ્યાં નહિ. ત્રણ દિન ઘાટ પાંચ માસે ઓછે મોક્ષે ગયા અને પુરાં બહોતેર કીમ કહો છો? તેહનો ઉત્તર એ જે ત્રણસેંહે ને

સાઠના પાઠ પ્રમાણે ૭૨ વર્ષના દિવસ ૨૫૯૨૦ (પચીસ હજાર નવસેં ને વીસ) થાઈ, પણ વર્ષ પ્રતિ દિન ઘડી ૨ પલ ૦ાા ઘટે તે ઘટની તરફના ૧૪૭ દિવસ જાઇ તે વારે ૨૫૭૭૩ (પચીસ હજાર સાતસે ત્રહોત્તર) રહ્યા. તેની ગણના કરતાં કાતિ વદિ અમાવાસ્યાઈ મોક્ષ.

### ૧ ગૃહસ્થાવાસ

ગૃહસ્થાવાસ બત્રીસ દિન ઓછે ૩૦ વર્ષ. તેહના દિવસ ૧૦૮૦૦, તે મધ્યેથી દિન ૭૪ ઘટના તથા બીજા ૭૨ દિન ઘટાડતાં બાકી દિવસ ૧૦૬૯૨ એટલો ગૃહવાસ સંખ્યા જાણવી.

### ૨ છદ્મસ્થાવસ્થા

છમસ્થવર્ષ ૧૨, માસ. ૬, દિન ૧૫. તેહના દિવસ ૪૫૧૨ (૪૫૧૫) તે મધ્યેથી દિવસ ઘટના ૭૪, તિવારે માગસર વદી ૧૦ દીક્ષા અને વૈ. સુદ ૧૦ કેવલ હુઓ.

### ૩ કેવલાવસ્થા

કેવલાવસ્થા વર્ષ ૩૦, તેહના દિન ૧૦૫૬૫, તે મધ્યેથી ૭૪ ઘટના. બાકી ૧૦૫૨૯ એટલો કેવલકાલ. સરવાળે વર્ષ ૭૨, ઘટના ૧૪૭ દિન જાતાં વર્ષ ૭૧ાા, માસ ૧, દિન ૩.*

### અથ પૂર્વપરિપાટી લિખ્યતે

#### દુહા

૪૫—આ. શ્રી. દેવેન્દ્રસૂરિવર્ણન—

જગતચંદ્ર સૂરિતણા, દોય હૂઆ પટધાર;
પેંતાલીસમા પટધરુ, દેવેન્દ્રસુરિ ગણધાર. ૧
વસ્તુપાલ વડ બંધવો, તેજપાલ લઘુ જાંણુ;
પુન્ય પ્રભાવે ભુજબલી, ભાગ્યબલી ગુંણખાણ. ૨
તેહને ઘેર લહિઓ હુતો, વિજયચંદ્રજી નામ;
દેવભદ્ર વાચક કને, પ્રવ્રજ્યો ગુણધામ. ૩
દેવેન્દ્રસૂરિ વિભુરાજજી, વિજયચંદ્ર સૂરિરાજ;
દો ગુરુભાઇ સૂરિવરા, જગતચંદ્ર પટ લાજ. ૪

શિથિલાચારી મોકલા, વિજયચંદ્રજી જામ;
ખંભાયત નગરે રહ્યા, બાર વર્ષ એક ઠામ. ૫
વિહરંતા માલવ ધરા, દેવેન્દ્રસૂરિ મહારાજ;
શ્રી ખંભાયત પધારિયા, તપાગચ્છ સામ્રાજ. ૬
વિજયચંદ્રજી નહી ગયા, સનમુખ વંદન કાજ;
લઘુ પોષાલે ઊતર્યા, દેવેંદ્રસૂરિ ગચ્છરાજ. ૭
વંદન જાતેં આવતેં, બોલેં બાલ ગોપાલ;
જઈ આવ્યા ગુરુ વંદિયા, લહુડી વડી પોસાલ. ૮
વિજયચંદ્ર સૂરીસનો, ગચ્છ વડી પોસાલ.*
દેવેન્દ્રસૂરિ ગચ્છરાજનો, ગચ્છ લહુડી પોસાલ.

### ઢાલ—૩૯

(સિંહલ નૃપ કહેં ચંદને, રાજેંદ્ર મોરા ! સુત લાડકડા તું ઊઠ હો—એ દેશી)

દેવેન્દ્રસૂરિ શ્રીપૂજ્યજી સુજ્ઞાની મ્હારા, કરતા ભવિ ઉપગાર હો;
વીરધવલ પ્રતિબોધિયો સુ૦, દીધો સૂરિપદ ભાર હો.
ગચ્છરા નાયક મ્હારા ! પટરા લાયક પ્યારા ! વંદિઈં સુજ્ઞાની !
તપગચ્છ તિલક સવાય હો. (એ આંકણી) ૧
શ્રાવકદિનકર નેં વલી સુ૦, સિદ્ધપંચાસિકા નામ હો;
ધર્મરત્નગ્રંથ એ તીનની સુ૦, વૃત્તિકરણ ગુણધામ હો. ગ૦ ૨
ભાષ્ય ને કર્મગ્રંથ પાંચ જે સુ૦, ચરિત્ર સુદર્શન સાર હો;
ઇત્યાદિક બહુ ગ્રંથના સુ૦, કરતા જગ ઉપગાર હો. ગ૦ ૩
વિહરંતા માલવ દેસમાં સુ૦, કરી ઉપગાર સવાય હો;
સંવત તેર સત્તાવીસે(૧૩૨૭) સુ૦, સૂરિ અમરપદ પાય હો. ગ૦ ૪

૪૬—પ્રથમ પટધર આ૦ શ્રી વિદ્યાનંદસૂરિવર્ણન—

તેર દિવસને અંતરે સુ૦, વિદ્યાનંદસૂરિ પટધાર હો;
તે પણ સુરપદવી લહ્યા સુ૦, ભાવિભાવ વિચાર હો. ગ૦ ૫

૪૬—દ્વિતીય પટ્ટધર આ૦ શ્રી ધર્મઘોષસૂરિવર્ણન—

તેહથી પટ છેંતાલમેં સુ૦, ધર્મઘોષસૂરિ કહિવાય હો;
તાસ ચરિત્ર સુણો વર્ણવું સુ૦, ભાગ્યબલી ગચ્છરાય હો; ગ૦ ૬

વિહરંતા મહીયલ આવીયા સુ૦, મંડપાચલ નયર સુઠાય હો;
પૃથ્વીધર સાહ પ્રતિબોધીઓ સુ૦, બારે વ્રત ઉચ્ચરાય હો. ગ૦ ૭
પાંચમેં વ્રત દ્રવ્ય લક્ષનો સુ૦, સેઠજી નીમ રખાય હો;
જાંણ્યો ગુરુજીઇં જ્ઞાનથી સુ૦, આગલ ભાગ્ય સવાય હો. ગ૦ ૮
કોટિધ્વજ હોસેં સેઠજી સુ૦, ખરચસ્યેં દ્રવ્ય સુઠામ હો;
ઇમ જાંણી નિયમ સંખેવીઓ સુ૦, મંત્રીપણે હુઓ તાંમ હો. ગ૦ ૯
કોટિધ્વજ દ્રવ્ય જબ હુઓ સુ૦, સિદ્ધગિરિ સંઘ ચલાય હો;
છપ્પન ઘડી કંચન દેઈ સુ૦, તિહાં ઇંદ્રમાલ પેંહેંરાય હો. ગ૦૧૦
એહવેં કોઈ પરદેશીઓ સુ૦, બ્રહ્મચર્ય વસ્ત્ર* સુલ્યાય હો;
કીધો સેઠનિં ભેટણો સુ૦, પેંહેંર્યો વેસ મન ભાય હો. ગ૦૧૧
વરસ બત્રીસ લગ પાલીઓ સુ૦, બ્રહ્મચરજ વ્રત સાર હો;
સીલાલંકૃત ભાવથી સુ૦, સેઠજી સુરપદ ધાર હો. ગ૦૧૨
તસ સૂત ઝાંઝણ સાહ છે સુ૦, તાત જીસ્યો સૂત હોય હો;
સેત્રુંજાગિરિ આરોહીઓ સુ૦, ધ્વજદંડ કનકમેં(મય) લોય હો. ગ૦૧૩
ઇત્યાદિક બહુ જીવને સુ૦, સફલ હોવે સવિ કાજ હો;
દીપવિજય કવિરાજના સુ૦, ધર્મઘોષ ગચ્છરાજ હો. ગ૦૧૪

ઇતિ શ્રી પ્રાગવાટજ્ઞાતીય સાહ કલા શ્રીપત કુલોત્પન્ન સાહ અનોપચંદ વ્રજલાલ આગ્રહાત્ સકલપંડિતપ્રવર, પં. પ્રેમવિજય ગણિ પં. રત્નવિજય ગણિના શિષ્ય, પં૦ દીપવિજય કવિરાજ બહાદરેણ વિરચિતે શ્રી સોહમકુલરત્નપટ્ટાવલી રાસ પ્રાકૃત પ્રબંધે જસોભદ્રસૂરિ, વડગચ્છ બિરદ, વિમલમંત્રી, અભયદેવસૂરિ, શાંતિવેતાલ, હેમાચાર્ય, કુમારપાલ પૂરવભવ, બહુ ગચ્છભેદ, તપાબિરુદ, વસ્તુપાલ તેજપાલ સંબંધ, વણિક ચોરાસી જ્ઞાતિ, વીસાદસા ઉત્પત્તિ, જગતચંદ્રસૂરિ ઉજેણી નગર પ્રવેશ, ગુરુ ઉપદેશ, પંચમી જ્ઞાન વર્ણન, રોહિણી ચરિત્ર, વીર ૭૨ વર્ષ સંખ્યા પ્રમાણ, પૃથ્વીધર, ઝાંઝણસા, દેવેન્દ્રસૂરિ પ્રમુખ દસ પટોધર સૂરિ વર્ણનો નાંમ તૃતીયોલ્લાસઃ ૩

॥ ઇતિ તૃતિયોલ્લાસઃ ॥

## ચતુર્થ ઉલ્લાસ

॥ અથ ચતુર્થોલ્લાસ પ્રારભ્યતે ॥

### દુહા

દાન સીલ તપ ભાવના, ચ્યારે મંગલ ખાસ;
ચોથો પ્રકાસ વરણવું, સુણીઈં જ્ઞાન વિલાસ. ૧

૪૭—આ. શ્રી સોમપ્રભસૂરિવર્ણન—

ધર્મઘોષ ગચ્છરાજને, સુડતાલિસમેં પાટ;
સોમપ્રભ ગચ્છરાજજી, કુમતિ કરે નિઘોટ. ૨
અડતાલીસમા પાટવી, ગુરુભાઈ છેં ચ્યાર;
ચ્યાર સૂરિ ચ્યારે ચતુર, ચરણકરણ વ્રતધાર. ૩
પેહેલા વિમલપ્રભસૂરિ, જયાનંદસૂરિ જાંણું;
ત્રીજા પદ્મતિલકસૂરિ, સોમતિલક સૂરિભાંણ. ૪

૪૮—આ૦ શ્રી સોમતિલકસૂરિવર્ણન—

તીન સૂરિ આયુ અલ્પ, સરગ લહ્યા ગચ્છરાય;
સોમતિલક અડતાલમેં, પટધર પટની લાજ. ૫
ક્ષેત્રસમાસ પ્રકરણ કીઓ, વલી સિત્તર સો ઠાંણ;
થૂલિભદ્રાદિ ચરિત્ર બહુ, ગ્રંથ કિઆ ગુણખાંણ. ૬
સંવત ચોદ ચોવીસમેં(૧૪૨૪),શ્રી ગુરુ સુરપદ પાય;
સોમતિલક ગુરુ નાંમથી, મંગલ માલ સવાય. ૭

### ઢાલ—૪૦

(જોસીડારી બેટી રૂપે આગલી વનડાજી, જોસીડારી ગલિઇ થે' મત જાઓ સાહિબ, છોગો બિરાજે પચરંગી પાઘમેં વનડાજી—એ દેશી)

ગુરુજી શ્રીસોમતિલકના પાટવી સાહેબજી,
ઓગુણપંચાસમેં પટધર ચ્યાર, મુનિજન વંદો;
પહેલા શ્રી પદ્મતિલક સૂરિરાજજી સા૦,
બીજા ચંદ્રશેખર સુખકાર મુનિજન વંદો.
વંદો વંદો રે એ ગચ્છરાજને સુજાંની (એ આંકણી) ૧

૪૯—આ૦ શ્રી દેવસુંદરસૂરિવર્ણન—

જયાનંદસૂરિ ગુરુ ત્રીજા વંદીઈ સા૦,
　　ચોથા શ્રી દેવસુંદર વડ લાજ ગુ૦;
એહમાંથી તીન સૂરિ સરગે ગયા સા૦,
　　પાટવી દેવસુંદર ગચ્છરાજ. ગુ૦ વં૦ ૨
વલિ એહ સૂરિને પટ પંચાસમેં સા૦,
　　સૂરિ ગુણનૂરી પંચ કહાય ગુ૦;
જ્ઞાનસાગરસૂરિ કુલમંડલસૂરિ સા૦,
　　ત્રીજા શ્રી ગુણરત્નસૂરિ સોહાય. ગુ૦ વ૦ ૩
ચોથા શ્રીસોમસુંદર સૂરિરાજીયા સા૦,
　　પાંચમા સાધુરત્ન સૂરીંદ ગુ૦;
સદ્ગુરુ વરણું પાંચે જુજુઆ સા૦,
　　ધન ધન શ્રી જિનશાસનચંદ. ગુ૦ વં૦ ૪
જ્ઞાનસાગરસૂરિ જ્ઞાંનનિધિ સમો સા૦,
　　પૂજયજી આવશ્યકચૂર્ણી કીધ ગુ૦;
ઓઘનિર્યુક્તિ ચૂર્ણી સ્તવ કીઆ સા૦,
　　પ્રભૂજી નવખંડા સ્તવના સિદ્ધ. ગુ૦ વ૦ ૫
બીજે શ્રી કુલમંડણ સૂરિરાજીઈ સા૦,
　　સૂત્ર આલાવા કીધ ઉદ્ધાર ગુ૦;
કાયસ્થિતિપ્રકરણ ગુણગણમાલિકા સા૦,
　　વંદે છે જેહના પાદ નરનાર. ગુ૦ વં૦ ૬
ત્રીજા ગુણરત્નસૂરિ ગચ્છરાજજી સા૦,
　　કીધા જેણે ગ્રંથ તણા સમુદાય ગુ૦;
સમુચ્ચય ષટદર્શન વૃત્તિ કરી સા૦,
　　ટીકા વલી ક્રિયારતનસમુચા(ચ્ચ)ય. ગુ૦ વં૦ ૭
ચોથા શ્રી સાધુરત્ન સૂરીસરુ સા૦,
　　કીધી મુનિકલ્પવૃત્તિ સુખકાર ગુ૦;
ચ્યારે સૂરિ ગુરુજી અલ્પાયુ થકી સા૦,
　　પોહાતા તે અમરવિમાન મઝાર. ગુ૦ વં૦ ૮

૫૦—આ. શ્રી. સોમસુંદરસૂરિવર્ણન—

પંચમ ગુરુભાઇ સોમસુંદરસૂરિ સા૦,
પાટેં પંચાસમેં પટધર ધીર ગુ૦;
વિચરંતા મુનિગણ સાથ અઢારસેંહેં સા૦,
તપજપ આવરણા વડ વીર. ગુ૦ વં૦ ૯
દેખી ગુરુ મહિમા દ્વેષી ધર્મના સા૦,
ચિંતે સૂરિ મારણ દુષ્ટ સ્વભાવ ગુ૦;
કોઈ અનુચરને લોભ દેખાડીઓ સા૦,
આયો મધ્ય રયણી રાખી દાવ. ગુ૦ વં૦ ૧૦
રહિઓ તિહાં છાનો હાથ અસિ ગ્રહી સા૦,
જોવેં તિહાં સૂરિતણો આચાર ગુ૦;
પૂંજી રજહરણેં પાસું ફેરવ્યું સા૦,
સમજ્યો તેહ જીવ જતન સુખકાર ગુ૦ વં૦ ૧૧
ચિંતેં મનમાંહે ધિગ મુઝ જીવને સા૦,
ધિગ ધિગ લોભને તે ધિક્કાર ગુ૦;
એ છેં ગુરુ નિસ્પૃહી જીવદયાનિધિ સા૦,
કીધો મેં દુઃકૃત કુલ આચાર. ગુ૦ વં૦ ૧૨
એહવા સૂરિ સંતને હણતા બુડીઈ સા૦,
એહનાં છે જગમાં મોટાં પાપ ગુ૦;
અનુચરે એહ વિમાસણ ચિંતવી સા૦,
વંદે ગુરુચરણ પ્રગટ થઈ આપ. ગુ૦ વં૦ ૧૩
વ્યતિકર સહુ એ કુમતી તણો કહ્યો સા૦,
ખામી સદ્ગુરુ ચરણ અપરાધ ગુ૦;
ધન્યધન્ય એ ઘડી તુમ દરસણ હુઓ સા૦,
તરીઓ હું ભવજલ ઉદધિ અગાધ. ગુ૦ વં૦ ૧૪
ગુરુજી ઉપદેસી પાવન કીજીઈ સા૦,
જગમેં જસ લીજે વધસ્યેં લાજ ગુ૦;
મુઝને તારતા જગ જસ મોટકો સા૦,
પ્રણમેં નિત દીપવિજય કવિરાજ. ગુ૦ વં૦ ૧૫

## દુહા

ઇણુ પરેં તે અનુચર તણી, પ્રાર્થના સુણી સ્વામ;
ધર્મબોધ દેવા ભણી, કહેં સૂરીશ્વર તાંમ. ૧
સુણીઈ ચેતન રાયજી, ઇહાં નહી તુંજ વાંક;
"સકલજીવ વશ કર્મને, કુણુ રાજા કુંણુ રાંક." ૨
અમ મન સરીખા હોય છે, શત્રુ મિત્ર અભિરામ;
પણુ તુંઝનેં પાતિક હુઓ, કુણ્ણુ લેષ પરિણામ. ૩
મુનિ હત્યા મિષ આવીઓ, હૂઓ પાપ સંભાર;
તસ સંબંધ કહીઈ સુણો, જો હો આતમ પ્યાર. ૪

## ઢાલ—૪૧

(નણુદલ હે નણુદલ—એ દેશી)

મુનિહત્યા કહી મોટકી, એ સમ નહી કો પાપ સાજન;
મુનિહત્યા ઉગ્ર પાપ છેં, છેં મોટો પરિતાપ. સા૦
મુનિહત્યા કહી મોટકી (એ આંકણી.) ૧
જુઓનેં રોહિણી જીવડે, કીધો મુનિનો ઘાત સા૦;
અનંતભ્રમણુ ભવ બહુ કીઓ, દુરગંધા હુઓ ખ્યાત. સા૦ મુ૦ ૨
દ્રૌપદી જીવડો પાતકી, સુકુમાલી ભવ જોય સા૦;
કડવું તુંબ વોહોરાવીયું, અનંત ભ્રમણુ ભવ હોય. સા૦ મુ૦ ૩
નૃપતિ શ્રી મહિપાલજી, બાણુવેધ મુનિરાજ સા૦;
સાતમી નરકે ઊપનો, ઉગ્ર પાપ એહ સાજ. સા૦ મુ૦ ૪
ગલતકોઢ મુનિઘાતથી, હુઓ નૃપ મહિપાલ સા૦;
શ્રી સિદ્ધગિરિ સુપસાયથી, ટળિયાં નૃપનાં આલ. સા૦ મુ૦ ૫
સઘલા જીવ નિઃપાતથી, હોવે પાતિક દોષ સા૦;
મુનિ હિંસાથી નિપજે, અનંત ભ્રમણુ ભવ પોષ. સા૦ મુ૦ ૬
છંડયાં કંચન કામિની, છંડયાં રાજ ઉદાર સા૦;
છંડયા મોહ કુટુંબના, ધન ધન એહ અણુગાર. સા૦ મુ૦ ૭
ક્રોધાદિક ચઉ ચોકડી, રાગાદિ અરિ હોય સા૦;
જેહને નહિ સમતા સહી, એહવા મુનિજન હોય. સા૦ મુ૦ ૮

ગામ નગર પુર વિહરંતા, તરણું માત્ર જ સાર સા૦;
સાધુ હોવે તે નવિ લઇ, અનુમત વિણું અણુગાર. સા૦ મુ૦ ૯
અપ્રમત્તા ઋષિરાજજી, ધન ધન્ના અણુગાર સા૦;
ધન્ના શાલિભદ્ર મુનિવરા, ઢંઢણ મેઘકુંમાર. સા૦ મુ૦ ૧૦
નંદિષેણ મહાબલ મુનિ, અવંતિ ગજસુકુમાલ સા૦;
એલાચી આર્દ્રકુમારજી, જીવદયા પ્રતિપાલ. સા૦ મુ૦ ૧૧
ઇત્યાદિક મુનિરાજનાં, નામથી પાપ પલાય સા૦;
શત્રુ મિત્ર સમતુલ્ય છે, જગ બંધવ કહેવાય. સા૦ મુ૦ ૧૨
નિઃકારણ મુનિવર તણો, દુષ્ટ કરે કોઈ ઘાત સા૦;
અનંત અનંત ભવ તે લહે, મારણ ઘાત નિપાત. સા૦ મુ૦ ૧૩
ઇમ સૂરિ મુખ ઉપદેશથી, તે અનુચર પ્રતિબોધ સા૦;
પામી વ્રત ગ્રહે ગુરુ કને, અંતરચિત્ત ગતક્રોધ. સા૦ મુ૦ ૧૪
ધન ગુરુ સોમસુંદરસૂરિ, જિનસાસન સણગાર સા૦;
જેમ શાસ્ત્ર વલી ભાષ્યથી, ચૂર્ણી રચી સુખકાર. સા૦ મુ૦ ૧૫
એ ગુરુ પટ પંચ્ચાસમેં, સોહમકુલ શણગાર સા૦;
દીપવિજય કવિરાજની, વંદણા વાર હજાર. સા૦ ૧૬

દુહા

સોમસુંદર સૂરિરાજના, વંદુ પટધર ચ્યાર;
પહેલા મુનિસુંદરસૂરિ, જયસુંદર ગણધાર. ૧
ત્રીજા ભુવનસુંદરસૂરિ, જિનસુંદરસૂરિ જાંણ;
ચ્યારે પટધર દીપતા, જિનસાસનકુલભાંણ. ૨
કુંભારાણા રાજમેં, પોરવાડ ધનરાજ;
ચોરાસી મંડપ કીઓ, દેવલ સખરે સાજ. ૩
કુંભારાણા તિણ દેહરેં, થંભા દોય કરાય;
દોય લાખ દ્રવ્ય દેખીને, ચમકયો શ્રી નરરાય. ૪
લાખ નિવાણુ દ્રવ્યથી, નિપાયો પ્રાસાદ;
ત્રિભુવનતિલક સોહામણો, દેખંતાં આહ્લાદ. ૫
ચ્યાર સૂરિ તિહાં આવિયા, તેહ પ્રતિષ્ઠા કીધ;
ધન ધન્ના પોરવાડને, જેણે જગમેં જસ લીધ. ૬

સંવત ચઉદ પંચાણુંઈ(૧૪૯૫),એહ પ્રતિષ્ઠા જાણુ;
કુંભલમેર પિણ [એ] સમેં, વાસ્યો કુંભે રાણ. ૭

## ઢાલ—૪૨

(ચરણાલી ચામુડા રણુ ચઢે—એ દેશી)
તથા (જુઓ જુઓ અચરીજ એ ભલો—એ દેશી)

૫૧—આ. શ્રી. મુનિસુંદરસૂરિવર્ણન—

ચ્યાર સૂરિ માંહે મોટકા, મુનિસુંદરસૂરિ ગચ્છરાજ રે;
એકાવનમા પટધરૂં, ગુરુ પાંચે કુલની લાજ રે.
સોહમ પટધર વંદિઈં (એ આંકણી). ૧
ચોવીસ વાર જીણેં જપ્યો, સૂરિમંત્રના પાંચે પીઠ રે;
ત્રિભુવનસામિની દેવતા, ગુરુરાજને સાહાજ્ય છે ઈઠ રે. સો૦ ૨
શ્રી ધારાનયરીઈં વિહરતા, પાઉ ધાર્યો ગુરુ ગચ્છરાજ રે;
માલવ દેશ છે મોટકો, તિહાં નૃપતિ પૂઆર સામ્રાજ રે. સો૦ ૩
મૃગીનો ઉપદ્રવ તિહાં બહુલ છેં, તેથી વિનવે ગુરુને સંઘ રે;
વઢમંત્રગર્ભિત સ્તવ તિહાં કીઓ, સંતિકરુસ્તવ ઉછરંગ રે સો૦ ૪
વલી નયર સિરોહિનો રાવજી,સહસ્સમલ્લજી નામ સનાય રે;
તિણ દેશે પિણ મૃગી રોગથી, તે મેટણ સૂરિ તિહાં આય રે. સો૦ ૫
જેહનેં કાલીસરસ્વતી બિરદ છે, ઉપગારી શ્રી ગુણવંત રે;
મુનિગણ ગયણ તારામંડલે, ગુરુ પૂનમચંદ મહંત રે. સો૦ ૬
શ્રી જયસુંદર સૂરિરાજનો, સુણો બિરદ વડો ગુંણખાંણ રે;
જેહનું વિશુધવિડંબન બિરદ છેં, જીસ્યો બિરદ તિસ્યો
ગુણ જાંણ રે. સો૦ ૭
ત્રીજા શ્રી ભુવનસુંદર ગુરુ, આગમ પણયાલીસનાં જાણ રે;
ચંદ-સૂરપન્નતિ ટીપણું, વરતારા સહુ ગુણખાંણ રે. સો૦ ૮
હવે ચોથા શ્રી જિનસુંદરસૂરિ, શ્રી અંગ ઇગ્યારના ધાર રે;
દીવાલીકલ્પ જેણે ઉધર્યો, એ છે પરતખ જગ ઉપગાર રે. સો૦ ૯
કહ્યો તીનનો પરિકર જુજુઓ, એકાવનમો પટધર સ્વામ રે;
મુનિસુંદરસૂરિ ગુરુ જાંણીઇં, સહુ મુનિગણના વિસરામ રે. સો૦૧૦

સંવત પન્નર છિ(ત્રિ)હોત્તરે (૧૫૦૩), સૂરિરાજનો સરગનિવાસ રે;
ધ્યાન સમરણ સૂરિરાજને, હોવે સફલી સઘલી આસ રે. સો૦૧૧

૫૨—આ. શ્રી. રત્નશેખરસૂરિવર્ણન—

એહને પટ બાવનમે વંદીઇ, શ્રી રત્નશેખર સૂરિરાજ રે;
કીધા શ્રાવક પડિક્કમણા વૃત્તિ, શ્રાદ્ધવિધિ વૃત્તિ સાજ રે. સો૦૧૨
ગ્રંથ આચારપ્રદીપની, કીધી રચના શ્રી ગચ્છરાય રે;
બાબી ભટજીઈ શ્રીખંભાતમેં, કાલીસરસ્વતિ બિરદ કહાય રે. સો૦૧૩
સંવત પન્નરસેંહૈં સત્તરમેં (૧૫૧૭), ગચ્છરાજ અમરપદ પાય રે;
એ છે દીપવિજય કવિરાજના, સૂરિ પટ બાવનમેં લખાય રે. સો૦૧૪

દુહા

તેણું સમે લેખક હુતો, લકો લહિઓ નાંમ;
સંવત પન્નર આઠમેં (૧૫૦૮), નિજ મતિ પ્રગટી તાંમ. ૧
જિનપ્રતિમા દ્વેષી થયો, ઋષિ ભાંણા સમઝાય;
સંવત પન્નર એકત્રીસમેં (૧૫૩૧), ગચ્છ લુંકા કેંહેવાય* ૨

૫૩—આ. શ્રી લક્ષ્મીસાગરસૂરિવર્ણન—

ત્રેપનમો પટધર સૂરિ, શ્રી લક્ષ્મીસાગરસૂર;
શ્રી જિનસાસન દીપતો, દિન દિન ચઢતે નૂર. ૩

૫૪—આ૦ શ્રી સુમતિસાધુસૂરિવર્ણન—

ચોપનમા પટધર પ્રગટ, સુમતિસાધુ સૂરિરાજ;
નામ સુમતિ પરણુતિ સુંમતિ, સુમતિકરણ ગચ્છરાજ. ૪
તેહના પટધર દો સૂરિ, કમલકલસ સૂરિરાજ;
કમલકલસ ગચ્છ તેહથી*, બીજો કહું ગચ્છરાજ. ૫

ઢાલ—૪૩

(કૂતમલ ગઈ થી રે પાંણીડે તલાવ, કાંટો ભાગો રે ઝીણા લાંપરો—એ દેશી)

૫૫—આ૦ શ્રી હેમવિમલસૂરિ વર્ણન—

સાજન હેમવિમલ ગચ્છરાજ, પંચાવનમો રે પટધરુ;
સાજન તેહના પટધર હોય, વરણું હું તેહ ગુણાગરુ. ૧

સાજન સૌભાગ્યહરખસૂરિ જોય, બીજા કન્તપ્રભસૂરજી*; .
સાજન સોભાગ્યહરખસૂરિ જાંણુ, લહુડી પોસાલ ગણુ નૂરજી*. ૨
તિણું સમેં સિથિલ ક્રિયા બહુ દેખ, હેમવિમલ સૂરિરાજજી;
સાજન ઉત્કૃષ્ટ વિચરેં વિહાર, સંવેગરંગ સામ્રાજજી. ૩
સાજન લુંકામતિ જેહ સાધ, ઋષિ ગણુપત ઋષિ હાંનજી;
સાજન તે ગુરુચરણું રે આય, સેવ કરે બહુ માનજી. ૪
સાજન સંવત પન્નરસેંહે બાસઠ (૧૫૬૨), તિણું સમેં હુઓ કહુઆમતિ*
સાજન પન્નરસેંહે સિત્તરમાંહે (૧૫૭૦), ગચ્છ હુઓ નાંમ વિજામતિ* ૫
સાજન નાગોરી તપગણુ માંહે, પાસચંદ્રસૂરિગચ્છ* જાણીંઈ;
સાજન પન્નરસેંહે બહોત્તરમાંહે, પરંપર તાસ વખાંણીઈં. ૬

૫૭—ક્રિયોદ્ધારક આ૦ શ્રી આણુંદવિમલસૂરિવર્ણન—

સાજન હેમવિમલ ગણધાર, તેહનેં પાટ પટોધરુ;
સાજન આણુંદવિમલ સૂરિરાજ, પાટ છપ્પનમેં પ્રભાકરુ. ૭
સાજન પન્નરસેં અડતાલ(૧૫૪૮), જનમ્યા શ્રી ગચ્છરાજજી;
સાજન ઇડર નયર સુઠાંમ, મંગલ ગીત ગવાયજી. ૮
સાજન સંવત પનરસેંહે બાવન(૧૫૫૨),સંજમવ્રત ગુરુ આદરે;
સાજન પન્નરસેંહે સિત્તરમાંહે (૧૫૭૦), સૂરિપદ પાટ મહોચ્છવ કરે. ૯
સાજન એ સમે સિથિલાચાર, જિનપ્રતિમા દ્વેષ જાંણીઓ;
સાજન થિર કીધા બહુ લોક, સંવેગરંગ મન આંણીઓ. ૧૦
સાજન પનરસે હેં બ્યાસી(૧૫૮૨)મઝાર,ક્રિયારો ઉદ્ધાર સૂરિ કરે;
સાજન દીપવિજય કવિરાજ, આણુંદવિમલ બહુ સિરી વરે. ૧૧

દુહા

ગુરુ વચનાંમૃત વરસતા, મહિતલ કરેં વિહાર;
એહવેં સોરઠ દેશમેં, જૂનેંગઢ ગિરનાર. ૧

પંડિત બહુ ચર્ચા કરેં, શ્રી નૃપરાજ હજૂર;
દ્વેષી નૃપનેં સીખવેં, અન્યમતિ વડ નૂર. ૨
"જીતેં પંડિત વાદમેં, તે રહે નગર મઝાર;
નહી તો તે વનમાં વસેં, એ નૃપ હુકમ વિચાર." ૩
એ વ્યતિકર જાંણી સચિવ, અરજ કરી નૃપરાજ;
નામાંકિત ફુરમાંન લિખ, બોલાયા ગચ્છરાજ. ૪
સૂરિ સીઘ્ર પધારિયા, કરી વાદ બહુ રીત;
તેહ નૃપ પ્રતિબોધિઓ, નૃપ મન અધિકી પ્રીત. ૫

ઢાળ—૪૪

(ભવિકા સિદ્ધચક્ર પદ વંદો—એ દેશી)

સોમપ્રભસૂરિરાજજી પેંહેલાં, મરુધર કરતાં વિહાર;
થલમાં જલ મલિયાં નહી તેહથી, મુનિવિહાર નિવાર્યો રે.
પ્રાણી ! સોહમ પટધર વંદો. (એ આંકણી) ૧
તિહાં જિનપ્રતિમા દ્વેષિ વ્યાપ્યા, જાંણી બહુ ઉપગાર;
વિદ્યાસાગર ગણી વાચકજીનેં, મેહેલ્યાં દેસ વિહાર રે. પ્રા૦ ૨
જેસલમેર પ્રમુખ બહુ નયરે, કરી ઉપગાર સવાય;
માલવ ગુર્જર સોરઠ દેસેં, ભવિજન ધર્મ સુણાય રે. પ્રા૦ ૩
બાલબ્રહ્મચારી વાચકે ગુરુજી, જાંણો જાવજીવ છઠધારી;
આણંદવિમલ સૂરિરાજ સમીપેં, વાચક એ ગુણધારી રે. પ્રા૦ ૪
સંવત પનર છન્નુઆ(૧૫૯૬) વરસે, રાજનગરમાંહિ રાજેં;
આણંદવિમલસૂરિ સુરગત પાવે, તપગચ્છપતિ સામ્રાજ રે. પ્રા૦ ૫

૫૭—શ્રા૦ શ્રી વિજયદાનસૂરિવર્ણન—

એહના પટધર દાંનસૂરિજી, પાટેં સત્તાવનમેં;
સંવત પનર ત્રેપંન(૧૫૫૩)વરસેં, જામલા નયરમેં જનમેં રે. પ્રા૦ ૬
પનર સત્યાસિઈ(૧૫૮૭)સૂરિપદ પાયા,ગંધાર નયર ચોમાસેં;
પ્રધાન કમલસી મેંહેંમદસાનો, તેહનેં ધરમ પ્રકાસે રે. પ્રા૦ ૭
નગર ગંધારનો રામજી સાહજી, તે પ્રતિબોધ કરાયો;
દો શ્રાવક હુઆ સિદ્ધગિરિરાજેં, સંઘપતિ તિલક ધરાયો રે. પ્રા૦ ૮

સંવત સોલ નેં બાવીસ(૧૬૨૨) વરસેં,વટપદ્રનયર* સુઠાય;
સૂરિ અમરપદ પાવેં સુભ મતિ, નામથી મંગલ થાય રે. પ્રા૦ ૯

૫૮—આ૦ શ્રી વિજયરાજસૂરિવર્ણન—

એહના પટધર હોય વખાણ્યા, અઠાવનમેં પાટે;
રાજવિજયસૂરિ હીરસૂરિજી, ગચ્છપતિ અધિકેં થાટેં રે. પ્રા૦ ૧૦
રાજવિજયસૂરિ વૃદ્ધ પટોધર, હુઆ ઉગ્ર વિહારી*;
તપ જપ સાધન કિરિયા સબલા, ભૂતલ જગ ઉપગારી રે. પ્રા૦ ૧૧
ઝાલાવાડમેં ઈક દિન ગોચરી, પાઉ ધાર્યો ગચ્છરાયા;
રીસેં બલતી રાખ વોહોરાવી, સૂરિ ક્રોધ ન લ્યાયા રે. પ્રા૦ ૧૨
આહાર કર્યો તેહ રાખ નેં પાણી, ઈમ દુર્ઘટ તપ કરતા;
કામધેનુ ત્રપણીમેં પ્રગટી, સૂરિમંત્ર નિત ધરતા રે. પ્રા૦ ૧૩
દાનસૂરિ ગુરુ આખર સમયેં, હિતભર લેખ પઠાયો;
ગચ્છ સંભાલ કરો ઈહાં આવી, પણ સૂરિ ચિત્ત ન લાયો રે. પ્રા૦ ૧૪
ગચ્છનો ભાર ન ચાલેં મોથી, કરસ્યાં આતમકાજ;
બીજો સૂરિ કરી પટધર થાપો, ગુરુજી ગરીબનિવાજ રે. પ્રા૦ ૧૫

૫૮—જગદ્ગુરુ આ૦ શ્રી વિજયહીરસૂરિવર્ણન—

દાનસૂરિ ગુરુ લેખ નિહાલી, મન નિસ્પૃહ તસ જાંણી;
હીરવિજયસૂરિ ગચ્છધર થાપ્યા, ધર્મબીજ સેંહેં નાંણીરે. પ્રા૦ ૧૬
હીરસૂરિ હુઆ પાલણપુરમાં, ધન ધન જસ અવતાર;
પાલણપુર છે જૂનોં ખેડો, વરણું સમય વિચાર રે. પ્રા૦ ૧૭
પાલણપુર વરણુ સહુ સુણીઈ, ગઝલ તાસ બનાઈ;
દીપવિજય કવિરાજ સહાઈ, મંગલગીત વધાઈ રે. પ્રા૦ ૧૮

## અથ ગઝલ

પાલનપુરનગરવર્ણન—

સરસતિ માત ચિત્ત લ્યાંઉં, સદ્ગુરુચરન મન ધ્યાઉં;
બરનું પલ્લવીયા પાસ, પાલણપુરકો જસ વાસ. ૧
બરનું આદસેં ઉતપત્ત, સુણિઈ ગુનિજનાં એકચિત્ત;
ગિરિવર અર્બુદાચલ નામ, બારોં પાજકો વિશ્રાંમ. ૨

કે મુનિ ધરત નિર્મલ ધ્યાંન, કે મુનિ કરત કિન્નરગાન;
કે તપ તાપતેં તપયાકું, કે જપ જાપતેં જપયાકું. ૩
કે મુનિ ધરત ઓરધ બાંહિ, બેઠે તરવરાંકી છાંહિ;
રસકી કૂપિકાકે થાંન, બેઠે આસનાં ધર ધ્યાંન. ૪
ભેંરૂ જાપ કે લેતેકું, સોના સિદ્ધકે દેતેકું;
જીહાં બહો[ત] દેવતાંકો વાસ, ઈસો અરબુદાચલ ખાસ. ૫
સવત આઠસેં ચોત્તિસ (૮૩૪), હુઓ નરપતાંકો ઇસ;
આસપાલ નામ રાજા સાર, જયાકી સાખથી પરમાર. ૬
વાતેં કોટગઢ કીનોકું, સાત પટરાજ હી કીનોકુ.;
વરસાં દોયસેં (૨૦૦) લગ સીમ, રહીઓ રાજ તાકો ખીમ. ૭
ફિરકે ચહુઆણકો રાજ, પાલણ ભૂપકો સામ્રાજ;
પાલણુ ભૂપતિ ચોહાણ, કીનો રાજ દ્રુત જાંણ. ૮
સંવત સહસ એકે વરસ (૧૦૦૧), બેઠો તખતઅરબુદ સરસ;
સિવજી નાંમ હેં અચલેશ, તાકો પોઠીયા ઉદેશ. ૯
પીતલ ધાતકી જિનમૂરત, ગાલી કીધ નંદી તુરત;
સિવકે ધામ વેગેં લ્યાય, નંદી થાપીઓ મન ભાય. ૧૦
પ્રતિમાભંગ કે બહો[ત] પાપ, પ્રગટ્યો કોઢકો સંતાપ;
પ્રાક્રમ રહિત હુઓ જામ, ગોત્રિ રાજ લીનો તાંમ. ૧૧
પાપી ભૂપકો નહિ ઠાંમ, નિરમુખ ફિરત ગાંમોગામ;
દેખ્યા સીલધવ સૂરીશ, સૂરિ મુનિવરાંકા ઈસ. ૧૨
આપેં જગત તારનતરન, વંદે જાય તાકે ચરન;
દીધો ધર્મકો ઉપદેસ, સુણીઓ ભૂપનેં સુભ લેસ. ૧૩
બોલે ભૂપતિ ધર ધીર, મુનિઈ જગતકે વડવીર;
મિથ્યામતિકે પરસંગ, કીની જૈન પ્રતિમા ભંગ. ૧૪
કીનો પાપકો સંભાર, કીનો દુષ્ટકો આચાર;
કીનો નરકકો આચરન, કીનો પાપ અઘટિત કરન. ૧૫
મુંધો સરગ સિવકો દ્વાર, છૂડો મનુજકો ઓતાર;
કીનો બહુત ભવકો ભ્રમણ, કીનો બહોત જામણ મરણ. ૧૬

કરતેં એહ કારજ દુષ્ટ, હુઓ રાજસેં ભી ભ્રષ્ટ;
કહિઓ નાંહી એકે ઠામ, જડમતિ એહ કીનો કાંમ. ૧૭
ફલિયો તુરત ઉગર પાપ, પાયો કુષ્ટકો સંતાપ;
પાયો તુરત એ ફલ પસ્ત, કીનો જેહ પૂરવ હસ્ત. ૧૮
કેતી કહું દુઃખકી વાત, સુનિઈં જગકે પિત(તા)માત;
કરકે મેંહેંર અબ મહારાજ, મોહું તારીઈં ગચ્છરાજ. ૧૯
તુમ હો જગતકે તારુકુ, કહિઈં રોગકો હારુકું;
કીજેં રોગકો નિસ્તાર, મોકું તારીઈં ગચ્છરાજ. ૨૦
ઈસે નૃપતકે સુનીન બેન, બોલે સૂરિ જગકે સેન;
પ્રતિમા જૈન કીનો ભંગ, યાકો પાપ હેં વડ જંગ. ૨૧
તાકું નરકકી ગતિ હોય, ફિરકેં બોધિ દુલ્લભ હોય;
પિણુ તેં કિયો પશ્ચાતાપ, તાથેં જાયગો તવ પાપ. ૨૨
પ્રતિમા નઈ કરકે પૂજ, જાવેં પાપ આપેં ધૂજ;
સુનકે નૃપત ગુરુકે બેંન, કીની પાસ પ્રતિમા ઈંન. ૨૩
પૂજેં દેવ નીત નો વાર, મિટિઓ કોઢકો સંભાર;
ફિરકેં આબુગઢકો રાજ, પાયો બહોત હી સામ્રાજ. ૨૪
પલ્લવ વૃક્ષ જેંસો જોય, તેંસો દેહ પલ્લવ હોય;
તાથે પલ્લવીયા પાસ, કીનોં નાંમ ઠવણા તાસ. ૨૫
સંવત સહસ્સ ને ઈગ્યાર (૧૦૧૧), ફિરકેં સેંહેર વાસ્યો સાર;
પાલણપુર હેં ઓહિ જ નામ, પલ્લવ પાસજીકો ધાંમ. ૨૬
દેહરો ગેંનમેં ગાજેં કુ, કુમતિ માંન મદ ભાજે કુ;
પ્રતિમા કનકકી રાજેં કુ, પલ્લવ પાસજી ગાજેં કુ. ૨૭
યા વિધ વરસ બહો[ત] લગ સીમ, રહિઓ નગર અવિચલ ખીમ;
પિછ્યો હૂઓ જૂનો ખેડ, ફિરકેં વસ્યો પાલણુ નયર. ૨૮
ઈસો નયર પાલણુ સેંહેંર, જાપર દેવંતાકી મેંહેંર;
કીનો આદિ બરનન એહ, ગુરુમુખ વરન સુનિઓ જેહ. ૨૯

કલશ—છપ્પય

શ્રી પલ્લવ પ્રભુ પાસ પાલણપુરેં બિરાજેં,
શ્રી પલ્લવ પ્રભુ પાસ સુંદર તખત દિવાજેં;

શ્રી પલ્લવ પ્રભુ પાસ જનમમરણ ભય વારન,
શ્રી પલ્લવ પ્રભુ પાસ સંકટ સવે નિવારન;
ધરણરાજ પદ્માવતી અહનિસ પ્રભુ હાજર રહે;
દીપવિજય કવિરાજ બહાદર સકલ સંઘ મંગલ કરે. ૧

॥ ઇતિ પાલણપુર ઉત્પત્તિ ॥

## દુહા

શ્રી પાલણપુર નયરમેં, ઓસવાલ વડ જ્ઞાત;
કુરોસા નાથી ભલી, હીરસૂરિની માત. ૧
સંવત પન્નર ત્રાસિઈ (૧૫૮૩), જનમ વરસ ગચ્છરાજ;
સંવત પન્નર બાણુંઈ (૧૫૯૨), વ્રતધારક વડ લાજ. ૨
પાટણ નગરેં પરણવા, આયા બહો[ત] ઇતિમાંમ;
તે વરઘોડે પરણિયા, સંજમ રમણી તાંમ. ૩
સંવત સોલસેંહે સાતમેં (૧૬૦૭), વાચક પદ અભિરામ;
સંવત સોલસેંહે આઠમેં (૧૬૦૮), આચારજ ગુણધામ. ૪
વિચરંતા શ્રી નગરમેં, પૂજ્ય રહ્યા ચોમાસ;
લુંકાગણ ઋષિ મેઘજી, પચવિસ મુનિ ગણરાય. ૫
પ્રતિમા ઉથાપક તણો, જાંણી દોષ જ સૂર;
લે આલોયણ સુધ મનેં, સૂરિ હીર હજૂર. ૬
તિહાંથી શ્રીગુરુ વિહરતા, શ્રી ગંધારે આય;
ચોમાસે ગુરુ ઠાઇઆ, મંગલ મોહોચ્છવ થાય. ૭

અકબર બાદશાહનું વર્ણન—

હવે દિલ્લીપતિ જાંણીઈ, અબકુરસાહ સુલતાન;
પૂરણ ભાગ્ય ભૂજાબલી, નૃપસેખર નૃપભાંન. ૮
એક દિન બ્રહ્મચારી કોઉ, દેખી અકબર સાહ;
ઈહાપોહ કરતાં પ્રગટ, જાતિ સમરન થાય. ૯
દેખ્યો પૂરવભવ પ્રગટ, સુનિઈ ચતુર સુજાંણ;
સંસ્કૃત શ્લોક થકી કહું, છપ્પય કવિત્ત પ્રમાંન. ૧૦

### અથ છપ્પય*

તપસી બ્રહ્મચારી નામ હેં મુકુંદ જયાકો,
તીરથ પ્રયાગ ઠાંમ ધામ મન લ્યાયકે;
પન્નરસેંહેં એકાસી (૧૫૮૧) સંવતકો માન જાનો,
માઘ વદિ દ્વાદસી પ્રથમ જાંમ જાયકે;
અંગનકેં કુંડમેં મુકુંદ દેહ હોમ કીનો,
તપ જપ સાધનેં પ્રબલ બલ પાયકે;
કહત કવિરાજ દીપ અકબર પાતસાહ,
ભયોં હેં ભાન જેંસો હિન્દ્ર પર આયકે. ૧

### દુહા

ખબર કરાઈ પ્રાગવડ, મિલિયો સબ સંકેત;
પ્રગટ વાત અકબર કરે, બહુ પંડિતજન સેત. ૧૧
અગ્નિહોમ કરવતમરણ, કરેં માફ સુલતાંન;
આજ લગેં તેહ માફ છેં, અકબર હુકમ પ્રમાંણ. ૧૨

### ઢાલ—૪૫

(કરમ ન છૂટે રે પ્રાણીઆ—એ દેશી)
તથા (થેં મન મોહ્યો ગુરુ હીરજી—એ દેશી)

વાસી દીલ્લી રે નયરના, થાનસિંઘ માનસિંઘ રિદ્ધ;
માતા ચાંપાદે તેહની, તપસ્યા દો માસી કીધ.
થે મન મોહ્યો ગુરુ હીરજી (એ આંકણી) ૧
એક દિન ફુલેકેં નિસર્યાં, બાઈ ચાંપાદે માત;
સાહમી અસવારી આવીઓ, અકબરસાહ સુજાત. થે૦ ૨
પૂછે એ કોણ લોક છે, સ્યો છેં મહોચ્છવ એહ;
બોલે કાંમેતી સેઠિયા, હજરત! સુણીઇં સનેહ. થે૦ ૩
રોજા ધરિયા દો માસના, બાઈ ચાંપાદે નામ;
તેહનો ફુલેકો એહ છે, એ સહુ રોજા ઈતમામ. થે૦ ૪
અકબરસાહ સુંણી બોલિઓ, એહમેં અધિકાઈ કાંય;
બાલક નાહનાં રોજા ધરેં, મહીના રમજાન માંય. થે૦ ૫

બોલે ફાત્મેતિ સેઠિયા, ઉન્હોં પાંણી ઉપવાસ;
એહવા રોજા છે એહના, અન્ન ન લેવું દો માસ. થે૦ ૬
ચમક્યો અકબર સાંભળી, આયો ચાંપાદે પાસ;
દેખ્યો દુરબલ દેહને, પૂછે અકબર તાસ. થે૦ ૭
બોલે ચાંપાદે માવડી, દેવ ગુરુ ધર્મ પસાય;
રોજા ધરિયા રે સાહિબા, સહુ તેહને સુપસાય. થે૦ ૮
તે ગુરૂ સેહેર ગંધાર છે, સપરિવાર ચૌમાસ;
નિસુણી અકબર રિઝીઓ, હુઓ મલવા ઉલ્લાસ. થે૦ ૯
અકબર ફુરમાન મોકલે, હીરજી ! વાંચીને જોય;
વહેંલા આજ્યો ગચ્છરાજજી, વિલંબ ન કિજે રે કોય. થે૦ ૧૦
કાતી ચોમાસે ઊતરે, સૂરિ હીર નિગ્રંથ;
બહુ પરિવારથી પાંગર્યો, ચલિયા દિલ્લિને પંથ. થે૦ ૧૧
દૂર દેસાંતર જાંણીને, રાજનગર સુભ ઠાંમ;
પટધર થાપ્યો રે પ્રેમસું, સેનસુરિ વઠ નામ. થે૦ ૧૨
પાલણપુરથી રે આગલે, રોહસરોતરા ગાંમ;
ઠાકોર આહેડં માચીઓ, તેહને બોધ્યો ગુણધાંમ. થે૦ ૧૩
ઈણી પરે પંથે રે ચાલતા, કરતા ભવિ ઉપગાર;
આગરા નયર પધારીયા, વંદે બહુ નરનાર. થે૦ ૧૪
માલમ હુઈ પાતસાહને, હરખ્યો ઉલ્લસિત અંગ;
સંવત સોલ ગુણચ્યાલમેં (૧૬૩૯), જેઠ વદિ તેરસે રંગ. થે૦ ૧૫
પરીક્ષા જોવાને કારણે, ભૂમ ખણી તેહમાંહે;
બકરી ઘાલી રે જીવતી, ઉપર આસન થાય. થે૦ ૧૬
ગુરુને મલવા બોલવીયા, દીધો ગુરુ ઉપયોગ;
આસન નહિ અમ કાંમનો, માંહે સચિત્ત સંજોગ. થે૦ ૧૭
એ આસન તલે મોટકાં, તીન પંચેંદ્રિય હોય;
અકબર મનમાંહે ચિંતવે, પૂરા સમજુ નહિ સોય. થે૦ ૧૮
ચિંતવી ભૂંયરું ઉઘાડીયું, બકરી જોવાને કાજ;
બાલક દોય ને માવડી, દીઠા ત્રણેનો સાજ. થે૦ ૧૯

અકબરસાહ મન ચિંતવે, પરતખ પરવરદિગાર;
પ્રણમેં પદ ગચ્છરાજના, ધરમ શ્રવણ મન ધાર. થે૦ ૨૦
એક પ્રહર લગેં સાહનેં, ઉપદેસે ગુરુરાય;
હિંસાપાતક સાંભલી, પરણુતી કુંણેરી થાય. થે૦ ૨૧
અરજ કરેં સુલતાંનજી, નિસ્પૃહ થેં સૂરિરાજ;
ધન મણિ કંચન લ્યો નહિ, મુઝ પ્રાર્થન કોણ કાજ. થે૦ ૨૨
પુસ્તક તુમચા રે ધર્મનાં, વોહોરો શ્રી ગચ્છરાજ;
સાહ વચનથી રે વહોરિયાં, પુસ્તક શ્રી શ્રુતરાજ. થે૦ ૨૩
આગરાનયર ભંડારમેં, પુસ્તક ઠવિયાં છે જેહ;
પ્રથમ ચોમાસું જી તિહાં રહ્યા, જાંણી ધરમ સ્નેહ. થે૦ ૨૪
આગરા નગરના સંઘને, ઉપદેસ્યો ગચ્છરાજ;
દીપવિજય કવિરાજજી, હીરસૂરિ મહારાજ. થે૦ ૨૫

## દુહા

વાચક શાંતિચંદ્રમણિવર્ણન—

સાંતિચંદ્ર વાચકજીકેં, જાવેં નિત દરબાર;
સાહ નિત ધરમ શ્રવણ કરેં, ભાષે સમય વિચાર.* ૧
ઈક દિન અકબરસા કહેં, વાચકજી મહારાજ;
ચમત્કાર કાંઈ દાખવો, તુમ વિદ્યા સામ્રાજ. ૨
કહેં વાચક સાહી સૂણો, સાહી બાગ મઝાર;
આગત વાસર આવજ્યો, રહેં સબ આસ્યાં લાર. ૩
ઈણ સંકેતે આવીયા, વાચક અકબર ભાન;
ધરમ ગોષ્ઠિ ચર્ચા કરેં, રાગ રંગ અરુ ગાંન. ૪
લોકપાલ પછિમ દિસા, દેવ વરુણ છે નાંમ;
વાચકજીનેં સહાય છેં, સમરન કીધો તાંમ. ૫
સાહી નોબત ગડગડી, ચમક્યો શ્રી સુલતાંન;
હુકમ વિના નોબત બજી, કરે રીસ મહેંરાંન. ૬
કહેં વાચક સુનિઈ નૃપત, શ્રી હુમાયુ તુમ તાત;
તુમ મિલનેકું આન હે, નોબત સોઈ સુનાત. ૭

## ઢાલ—૪૬

(ચાલ–સુરતી મહિનાની. ચૈત્રે ચતુર્ભુજ નાવિયા, રાધાજી કરે રે વિચાર–એ દેશી)
તથા (કોઈ લાવે પિઉની વધામણી, આપું એકાવલ હાર—એ દેશી)

ચિત્ત ચમક્યો ચંદની ચઢી, દેખેં શ્રી સુલતાન;
કૃષ્ણવરણ બહુ ગજઘટા, લાખોં ફોજ પ્રમાણ. ૧
તે વિચ ગજ અંબારિઈ, ચમર ઢળાટા હોય;
તાત હુમાઉ સાહનેં, દેખે અકબર સોય. ૨
ઈમ ચાલંતે આવિયો, સાહી બાગની પોલ;
પિતા પુત્ર દોઉ મિલ્યા, હરખતણું કલ્લોલ. ૩
બેઠા આસન એહવેં, હુઈ રસોઈ તયાર;
પુત્ર પિતા ભોજન કરી, આયા સભારે મઝાર. ૪
હોય પ્રહર લગ દો જણેં, કીધી ગોષ્ટિ પ્રપંચ;
પાછી બાજી સમેટવા, વાચકજી મન સંચ. ૫
અકબર તો બોલાવીઓ, મધ્ય સભામાંહે જાય;
વાત કરી કોઈ અભિનવી, ફેર કચેરીમેં આય. ૬
દેખે નહિ નિજ તાતને, પૂછેં ગુરુનેં રાય;
ગુરૂ કહે આયા તિહાં ગયા, અકબર મન પસ્તાય. ૭
ઈણી પરે સાત દિવસ લગ, પેઢી સાત દેખાય;
શ્રી અકબર મન રંજીઓ, ધન્ય હીરસૂરિ ગુરુરાય. ૮
હવે ચોમાસો ઉતરે, સૂરિ કરેં રે વિહાર;
ગામ નગર પુર પટ્ટણે, પ્રતિબોધ્યાં નરનાર. ૯
ફત્તેપુર હિલ્લિ આવીયા, વિહરંતા ચાઉમાસ;
તેહ નયરના સંઘની, ગુરુ સહુ પૂરેં આસ. ૧૦
ફરી ગુરુનેં અકબર મળ્યા, ધર્મ સુણાવેં સૂર;
ધરમ વાસના મન વસી, દિન દિન ચઢતેં નૂર. ૧૧
અકબરસાહ અરજી કરે, સુણીઈ શ્રી શ્રીમંત;
દરસન કાજે તેડાવીઆ, દૂર દેસથી રે સંત. ૧૨
કાંઇક માંગો મો ટને, મો મન હરખિત થાય;
અવસર દેખી શ્રી પૂજ્યજી, માંગે અમાર(રિ)પસાય. ૧૩

અઠ્ઠાઇ મોહોછવને સમે, અમર પલે તુમ દેસ;
વલી શેત્રુંજા જીજીઓ, ચઠલા જીભ વિશેષ. ૧૪
ડામર નામ સરવર માંહિ, જાલ નાંખે સોય;
એથી અધિક તુમ તરફથી, દીજીઇં અકબર મોય. ૧૫
નિસુણી રીઝયો સાહજી, અહો નિસ્પૃહ સુરિરાજ;
નૃપ કહેં સૂરીસર સૂણો, પર ઉપગાર જહાજ. ૧૬
આઠ દિવસ અઠ્ઠાઇના, મુઝ તરફથી રૈ ચ્યાર;
બાર દિવસ કોઈ જીવનો, હોવેં નહિ સંહાર. ૧૭
ત્રીસ દિવસ નવરોજના, બાર દિવસ સંક્રાત;
અકબર જનમ માસ તણા, ત્રિ દિવસ એહ સંત. ૧૮
રવિવાર સહુ વરસના, જે હોવેં તસ માંન;
સવેં ઈદના વાસરા, સવેં મિહર દિન જાંણુ. ૧૯
એ સહુ દિવસ ગણુંતાં, માસ સવે ષટ્ હોય;
તેહના ફુરમાના દિયા, સાહ અકબ્બર સોય. ૨૦
ગુર્જર માલવદેસના, દિલ્લિ - ફત્તેપુર જાંણુ;
અજમેરાં ચોથો સહી, લાહોર શ્રી સુલતાંન. ૨૧
ઇમ સહુ દેસ હુકમ લગેં, મોહોર છાપ ફરમાન;
છઠો ગુરૂ પાસેં રહે, પાંચની થાહ પ્રમાણ. ૨૨
ષટ્ ફુરમાંના અકબરેં, ગુરુપૂજન તિહાં કીધ;
બિરદ જગતગુરુ થાપિઓ, દીપવિજય જય સિદ્ધ. ૨૩

દુહા

ઘર આયો સુલતાંનજી, ધરતો સૂરિ ઉપગાર;
અકબર ભાગ ભુજાબલી, મંડલિક અવતાર. ૧
તિણી દિસે ગુરુજી કિયા, ચતુર ચોમાસાં ચ્યાર;
વિહરંતા શ્રી મરુધરા, સિરોહી સુખકાર. ૨
રિષભદેવ ચોમુખ પ્રમુખ, અજિતદેવ ભગવાન;
કિધ પ્રતિષ્ઠા જગગુરુ, ચોમાસો તિણુ થાન. ૩
તિહાંથી વિહરંતા ગુરૂ, હીર સેન ગણધાર;
પાટણ નગર પધારીયા, કરતા ભવિ ઉપગાર. ૪

તિહાં ચોમાસો ઉતર્યૈં, અકબર સાહ સુલતાંન;
સેનસૂરિ ગુરુ તેડવા, ફિર આયો ફુરમાન. ૫

ઢાળ—૪૭

(અમલી લાલ રંગાવો, વરનાં મોલિયાં—એ દેશી)

હવે હીરગુરુ પિણ વિહરંતા, જાવે પછમ દેસ સુવાસ રે;
જીરે પાઉ ધાર્યા નયર ઉનાઉઈ, જીરે રહિયા છેં ચતુર ચોમાસ રે.
વંદો હીરસૂરિ ગચ્છરાજને. (એ આંકણી) ૧
જીરે આખર સમય વિચારીનેં, મિલવાને શ્રી ગણધાર રે;
સૂરિ સેનનને તેડવા મોકલે, આપે લખિયો છે લેખ વિચાર રે. વંદો૦ ૨
વાંચી સેનસૂરિજી લાહોરથી, સીઘ્ર પંથ પ્રયાંણને કરતા રે;
નહી ભાવિનેં જોગ મિલાવડો, મન ધ્યાંન સૂરિજીનાં ધરતા રે. વંદો૦ ૩
જીરે સંવત સોલસેંહે બાવને(૧૬૫૨),પૂજ્ય હીરગુરુ ગચ્છરાય રે;
પાલી આયુ સહુ વરસ સાઠને (૬૦),લહ્યા દેવગતિ સુસાબ્રાજ રે.વંદો૦ ૪
જીરે અધવીચ મારગ ચાલતાં, સુણ્યો હીરગુરુ નિરવાંણ રે;
બહુ ગુરુ ઉપગાર સંભારતાં, ગુંણી સેનસૂરિ ગુંણખાંણ રે. વંદો૦ ૫
ગુરુ આયા શ્રીનયર ઉનાઉઇ, મલિયો સહુ ગુરુપરિવાર રે;
વંદો અઠ્ઠાવનમા પાટવી, વિજયહીરસૂરિ ગણધાર રે. વંદો૦ ૬

૫૯—આ. શ્રી વિજયસેનસૂરિવર્ણન—

હવે ઓગણસાઠમો પાટવી, વંદૂ સેનસૂરિ ગચ્છરાજ રે;
તાસ વરણન ગુણી જન સાંભલો, જે તપગચ્છ તિલક સાબ્રાજ રે.
વંદો સેનસૂરિ ગચ્છરાજને. (એ આંકણી) ૭
વિક્રમ સંવત સોલ ચિડોતરે (૧૬૦૪), જન્મેં નડુલાઈ નગર મઝાર રે;
એહ જનમ વરસ ગચ્છરાજનો,હુઓ નિજ કુલ ગુંણ સણગાર રે. વંદો૦ ૮
સૂરિ હીરગુરુ ઉપદેસથી, સહુ માતપિતા પરિવાર રે;
વિક્રમ સંવત સોલસેંહે તેરમેં(૧૬૧૩),લેવે સંજમભાર ઉદાર રે. વંદો૦ ૯
જીરે સંવત સોલ અઠાવીસે(૧૬૨૮), ભલો રાજનગર સુખદાય રે;
તિહાં આચારજપદ પાંમીયા, ગુરુ તપગણનાથ સવાય રે. વંદો૦૧૦

વલી વિહરંતા દિલ્લિનગર ગયા, જીહાં રાજે છેં સાહ જાહાંગીર રે;
તેણેં બિરદ દીઓ ગચ્છરાયને, સવાઇ જગતગુરુ વડ વીર રે. વંદો૦૧૧
સેંહેંર કાવીમેં દેવલ દો ભલાં, તેહ સાસુ નેં વહુઈ કરાયાં રે;
તેહ બિંબ પ્રતિષ્ઠા સૂરિ કરે, વલી સૂરજમંડણ જિનરાય રે. વંદો૦૧૨
જીરે ઇંમ બહુ ઉપગારી હુઆ, કીધાં ધરમતણાં મંડાણ રે;
ગુરુજી ઓગણસાઠમા પાટવી, હૂઓ જિનસાસન કુલભાંણ રે. વંદો૦૧૩
જીરે જંબુદ્વીપપન્નતિની ટીકા, તેહ તણા ઉદ્ધાર રે;
વલી કૃપારસકોસ જે ગ્રંથ છેં, વલી ટીકા નૈષધની ઉદાર રે. વંદો૦૧૪
જીરે ઇત્યાદિક બહુ ગ્રંથના, કરતા ગુરુ વાચક રાય રે;
શાંતિચંદ્રજી વાચક રાજીયા, સૂરિ હીરનેં સેન સહાય રે. વંદો૦૧૫
વંદુ હીરજી સેનજી જોડલી, હોઉ જિનસાસન વડ નૂર રે;
જીરે મુનિગણ તારકચંદ્ર છેં, વલી સોહમકુલ નભ સૂર રે. વંદો૦૧૬
જીરે સંવત સોલ એકોત્તર (૧૬૭૧), સૂરિ ખંભાત નયન
મઝાર રે;
તિહાં અકબ્બરપુરમાંહિ પૂજ્યજી, નિરવાંણ લહે ગણધાર રે. વંદો૦૧૭
ઇમ ગુણસાઠ પટધર વરણવ્યા, સહુ જીવદયા પ્રતિપાલ રે;
વંદો દીપવિજય કવિરાજનેં, હોઇ ઇચ્છિત મંગલમાલ રે. વંદો૦૧૮

## આણંદસૂરિગચ્છ—વર્ણન

### દુહા

ઈહાંથી ૧ દેવસૂરિ, ૨ આણંદસૂરિ ગચ્છ થયા તે કહે છે—

૧૦—આ. શ્રી વિજયદેવસૂરિ આ. શ્રી વિજયતિલકસૂરિવર્ણન—

સેનસૂરિ પાટેં પ્રગટ, પાટ સાઠમેં હોય;
દેવસૂરિ શ્રી તિલકસૂરિ, એ પટધારી દોય.* ૧
શ્રોતા તસ વરણન સુણો, કહીઈં સમય વિચાર;
સેનસૂરીશ્વર થાપિયો, દેવસૂરિ પટધાર. ૨
તિણેં સમેં ધરમસાગર ગણી, વાચકરાય મહંત; *
કુમતિકુદ્દાલ ઇતિ નામ છેં, કીઓ ગ્રંથ ગુણવંત. ૩
બહુ પંડિત સંમત સરિ, ગ્રંથ કીઓ અપ્રમાણ;
વાચક ગચ્છ બાહિર કિઆ, પેઢી ત્રણ્ય પ્રમાણ. ૪
સંસારી સગપણ અછેં, માંમા નેં ભાણેજ;
દેવસૂરિ ભાણેજ છેં, વાચક માંમા હેજ. ૫
લખી લેખ વ્યતિકર સહુ, મેં'હલ્યો તુરત જબાપ;
દેવસૂરિ વાંચી જુઈ, ચિંતિ મનમાં આપ. ૬
પત્ર જુબાપ એહવો લખે, ફિકર ન કરસ્યો કોઇ;
ગુરુ નિરવાણ હૂઆ પછેં, લેસ્યું ગચ્છમેં તોય. ૭

### ઢાલ—૪૮

(ગુજરો લ્યોને જાલમ જાટણી રે—એ દેશી)

કાગદ લઈને કાસિદ આવિઓ રે, ભૂલેં દીધો ગરુને આય;
ભાવિ જોગ મિટાવ્યો નહુ મિટેં રે, જો કરેં કોટિ ઉપાય.
જોજ્યો ભાવિ પદારથ સાજનાં રે. (એ આંકણી)
કાગલ વાંચી શ્રી ગુરુ સેનજી રે, ઉપનો રોસ અતિ મનમાંહિ;
ન ઘટેં સુવિનિત સૂરિ એહને રે, કરસ્યાં અવર સૂરિ ગચ્છમાંહે. જો૦ ૨
મુનિગણ ચ્યારસેં'હે વાચક આઠસું રે, આયા ખંભનગર ગચ્છરાય;
અકબરપુરમેં દેવગતિ સમેં રે, વાચક આઠનેં મુનિ બોલાય. જો૦

એક વાર જાણ્યો દેવસૂરિ કને રે, જો મુજ વચન કરેં સુપ્રમાણ;
તો પટધારી બીજો ન થાપસ્યો રે, નહિતર કરજો સૂરિ સુજાંણ. જો૦ ૪
સૂરિમંત્ર સંઘની સાખેં સુપિયો રે, કરજો આચારજ વડ નૂર;
ઈમ કહી સૂરિ સરગ સધારીયા રે, ધન્ય ધન્ય શ્રીતપગચ્છનભસૂર. જો૦ ૫
રાજનગરમેં દેવસૂરિ કને રે, આયા પૂછણ વાચક આઠ;
તીણ સમેં ધરમસાગર અણિ દેખિયા રે, ઝૂઝ્ય સમીપેં સમરેં રેં ઠાઠ. જો૦ ૬

૧૦—આ. શ્રી તિલકસૂરિવર્ણન—

હગિમત કહી સહુ સેનસૂરિ તણી રે, કાંનેં ન ધરી તે ગણધાર;
રિસાવી સહુ પાછા આવીયા રે, થાપ્યા તિલકસૂરિ પટધાર. જો૦ ૭
સોમકરણ મનિયા રાજનગર તણા રે, રાજીયા વજિર્યા સાહ સુજાંણ;
પટમોહોચ્છવ કીધો બહુ ભાવસું રે, શ્રી શ્રીરાજનગરમાંહે જાણ. જો૦ ૮
પિણ કોઈ આયુ અલ્પના જોગથી રે, જીવ્યા તીન વરસ ગચ્છરાજ;
સરગ સધાર્યો દેવગતિ લહેં રે, સાઠમા પટધર તપગચ્છલાજ. જો૦ ૯

૧૧—આ. શ્રી વિજયઆણંદસૂરિવર્ણન—

શ્રી ગુરુ હીરસૂરિના શિષ્ય છે રે, લાયક પુન્યતણો સાભ્રાજ;
કાકાગુરુ છે દોય સૂરિતણા રે, થાપ્યા આણંદસૂરિ વડ લાજ. જો૦૧૦
તેહનેં મલવા પધારિયા રે, શ્રી દેવસૂરિ મહારાજ;
પરિકર રાજનગરમેં દો મલ્યા રે, દો સૂરિ તપગચ્છપતિ સાભ્રાજ. જો૦૧૧
દોય મલી એક સંમતેં ચાલવ્યો રે, દોય નામે પટ્ટો નવ દેસ;
તીન વરસ લગ એક સંમત રહ્યો રે, દોય સૂરિ મનમેં પ્રેમ વિસેસ. જો૦૧૨
એહવેં ભાવિપદારથ જોગથી રે, શ્રી વિજયદેવસૂરિ ગચ્છરાજ;
ચોથેં વરસે આપણ નાંમનો રે, લખિયો પટ્ટો મુનિગણ કાજ. જો૦૧૩
સુણી આણંદસૂરિ તેહ વારતા રે, આપેં પિણ કીધી ઇહ રીત;
એ દોય સૂરિનેનામે ગચ્છ હુઆ રે+આચરણા કુલ એક જ નીત. જો૦૧૪
એહવેં સંવત સોલછીહાસિઈ રે(૧૬૮૬), સેઠજી સાંતિદાસ કહાય;
શ્રી સાગરગચ્છ હુઓ એહથી રે*, પટધર દેવસૂરિના કહાય. જો૦૧૫

૧૨—આ. શ્રી રાજસૂરિવર્ણન—

એ ગુરુ પુન્યપ્રભાવક દીપતા રે, એહનેં નામે ગચ્છ કહાય;
એહનો પટધર બાસઠમો ભલો રે, શ્રી શ્રીરાજ સૂરિ ગચ્છરાય. જો૦૧૬

૧૩—આ. શ્રી વિ૦ માનસૂરિ, ૧૪—આ. શ્રી વિ૦ ઋદ્ધિસૂરિવર્ણન—

પટધર ત્રેસઠમો સૂરિસરુ રે, શ્રી વિજેમાનસૂરિ પટધાર;
પટધર ચોસઠમો મુનિનાથજી રે, શ્રી વિજેઋદ્ધસૂરિ ગણધાર. જો૦૧૭

૧૫.—આ. શ્રી વિજયસૌભાગ્યસૂરિ આ. શ્રી વિજયપ્રતાપસૂરિ—

એહના પટધર દોય વખાંણીયેરે, સોભાગ્યસૂરિ વલી સૂરિ પ્રતાપ;
દોયના દોય પટોધર દીપતા રે, પટધર પાંસઠમા વડ માપ. જો૦૧૮

૧૬—આ. શ્રી ઉદયસૂરિવર્ણન—

સૂરિ પ્રતાપના ઉદયસૂરીંદજી રે, વાંકુલી જનમ ગચ્છરાય;
નગર મુંડારે સૂરિપદ પાઈયા રે, ગુર્જર આયા સહુ પરિવાર. જો૦૧૯
સૌભાગ્યસૂરિ કાકાગુરુ ભેટીયા રે, આગલ દક્ષણ દેસ વિહાર;
બહુ ઉપગાર કરી પાઉ ધારીયા રે, સુરત બંદિર શ્રી ગણધાર. જો૦૨૦
સંવત અઢારસેંહે સાત્રિસા (૧૮૩૭)સમેંરે, ઉજલ પોસદશમ મનુહાર;
સૂરિ ઉદય શ્રીસરગ સધારીયા રે, જેહનો ગુનિ જન સહુ પરિવાર. જો૦૨૧
લક્ષ્મીવિજય ગણી વાચકરાયજી રે,રામવિજય વિબુધ કહાય;
દક્ષણ દેશે પુના નયરમાં રે, પેસવા શ્રી શ્રી માધવરાય. જો૦ ૨૨
તેહને રાજેં જિનમતિ દ્વેષિયા રે, કીધો જિનપ્રતિમા ઉથાપ;
તિણેં સમેં વાદ કરી સહુ જીતીયા રે, રાખી જૈન ટેક તિહાં આપ. જો૦૨૩

૧૭—આ. શ્રી વિજયલક્ષ્મીસૂરિવર્ણન—

વરતું ઉદયસૂરિના પટધરુ રે, શ્રી વિજેલક્ષ્મીસૂરિ મહારાજ;
પટધર સડસઠમો એહ વંદીઈ રે, એ ગુરુ દીપવિજય કવિરાજ. જો૦૨૪
પેહેલાં સ્તુતિમાલા ગચ્છરાજની રે, વરન કીધો મેં ગુંણુજાણ;
તે સ્તુતિમાલા અવસરેં વરણું રે, સુણીઇં શ્રોતા ચતુર સુજાંણ. જો૦૨૫

દુહા

મહાવીર જગ મુગટમણિ, વર્ધમાન વડવીર;
ધરાપાલ ત્રિજગધણી, ધરણીધર પરેં ધીર. ૧

પ્રણમું ગોયમ ગણપતિ, મોહન લચ્છી મહંત;
કર કરસેં મુનિનેં કરે, કેવલકમલા કંત. ૨

## ઢાલ—૪૯

(હાંરે હું તો ભરવા ગઈતી તટ જમુનાનાં નીર જો—એ દેશી)
તથા (હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેસ જો—એ દેશી)

હાંરે વારી પ્રેમેં પ્રણમી બ્રહ્મસૂતા બ્રહ્માણી જો,
જગદંબા જગજનની જે જગ જાણીઈં રે લોલ;
હાંરે વારી વંદી મુઝ ગુરુ ચરણકમલ હિત આણી જો,
ગચ્છપતિની ગુંણમાલા જેહ વખાંણીઈં રે લોલ. ૧
હાંરે વારી આગે હૂઆ હેમાચારજ હેમ જો,
પ્રતિબોધ્યો જેણે રાજા કુંમરનરીંદને રે લોલ;
હાંરે વારી દેશ અઢારે અમર પળાવી એમ જો,
ધન ગુરુ ધન એ શ્રાવક ધન તે દેશને રે લોલ. ૨
હાંરે વારી વલી હીરા સમ હીરગુરુ જગભાંણ જો,
પંચમ આરે જેણે જગમાંહે જશ વર્યો રે લોલ;
હાંરે વારી પ્રતિબોધ્યો જેણે અકબરસાહ સુલતાંન જો,
જીવદયા ઓળખાવી જિનધર્મિ કર્યો રે લોલ. ૩
હાંરે વારી અમર પળાવી કર છોડવીયા અનેક જો,
પ્રણમું રે હું લળિ લળિ તે ગુરુ હીરને રે લોલ;
હાંરે વારી તાસ પરંપર લક્ષ્મીસૂરિ સુવિવેક જો,
હૂઓ રે સડસઠમેં પાટે વીરને રે લોલ. ૪
હાંરે વારી તેહ તણી સ્તુતિમાલા વરણું આજ જો;
જનમ ગામ ગુરુ દીક્ષા સૂરિપદ જીમ લહ્યું રે લોલ;
હાંરે વારી દીપવિજય કહે જયવન્તો ગચ્છરાજ જો,
તાસ ચરિત્ર પ્રબન્ધ તે સહુ આગલ કહું રે લોલ. ૫

## ઢાલ—૫૦

( આદિ જિનેશ્વર વિનતી હમારી—એ દેશી )

લઘુ મરુધર જે દેશ કહાઈ,જિહાં તીરથ બહુ સાથ વાહલા;
બંભણવાડ નેં દિયાણો લોટાણો, જીરાવલો જગનાથ વાહલા.
જયવંતા જિનતીરથ વદો. ૧

શ્રી સિરોહીમેં તેર દેરાસર, ઋષભ અજિત ભગવાન વા૦;
સહુ જિનરાજનાં બિંબ જુહારી, હૃદય ધરો તસ ધ્યાન. વા૦ જય૦ ૨
મોટો તીરથ શ્રી આબુજી, જોતાં હોય આહ્‌લાદ વા૦;
વિમલ મંત્રીસર તેહ કરાવ્યો, સુંદર જિનપ્રાસાદ. વા૦ જય૦ ૩
પોરવાડવંશી વિમલ મંત્રીસર, પુન્ય પ્રતાપી ભાણુ વા૦;
પાતસાહ બારે બાંધી આણ્યા, ધર્મઘોષસૂરિવચન પ્રમાણુ.વા૦ જય૦ ૪
શ્રી દેલવાડામેં દેવલ કીધો, ખરચ્યા બહોલા વિત્ત વા૦;
ધુધુઆ આરાસણુની કોરણિ નિરખી,જોઈ જોઈ હરખો ચિત્ત.વા૦ જય૦ ૫
ગુજરાતી શાંતિદાસ મનિયાનો, અચલગઢેં છે પ્રાસાદ વા૦;
અઠિહસેં હે ચુંમાલીસ મણુ ધાતુની, પ્રતિમા પૂરે આસ. વા૦. જય૦ ૬
એ તીરથ છે તારણુ રૂપી, વંદો ઉગમતે સૂર વા૦;
દીપવિજય કહે એ તીરથની, મેં યાત્રા કરી ભરપૂર વા૦. જય૦ ૭

## ઢાલ—૫૧

( સમુદ્રવિજયસુત ચંદલો શામલીયાજી—એ દેશી )

આબુજીની તલેટીઈં સુખકારી રે, પાલડી નયર છે ખાસ
જાઉં બલિહારી રે;
તિહાં શ્રી શાંતિનાથજી સુ૦, સહુની પૂરે આશ. જાઉં૦ ૧
રાજનીતિનો રાજવી સુ૦, રાજા ક્ષત્રિ સાર જાઉં૦;
પ્રધાન દીવાન ને સેઠિયા સુ૦, નિવસેં વર્ણું અઢાર. જાઉં૦ ૨
માહાજનમાંહિ દીપતો સુ૦, પોરવાડ વંશ સવાય જાઉં૦;
હેમરાજ સા દીરલો સુ૦,આણંદબાઈ નારી સોહાય. જાઉં૦ ૩
કોઈક ઉત્તમ પ્રાણીઓ સુ૦, ઉપનો કુંખે તાસ જાઉં૦;
સંવત સત્તર સત્તાણું (૧૭૯૭)એ સુ૦, ઉજલ ચૈતરમાસ. જાઉં૦ ૪
પંચમી દિન ગુરુ વાસરેં સુ૦, જનમ્યો સુત ગુંણુધામ જાઉં૦;
સુર સુપન દીઠો તિણું સુ૦, સુરચંદ ઠવિયો નામ. જાઉં૦ ૫
બાલપણામેં ગુરુ મલ્યા સુ૦, શ્રી સૌભાગ્યસૂરીંદ જાઉં૦;
દીપવિજય કહે સાંભલો સુ૦, એ લહેસ્યૈં પરમાણુંદ. જાઉં૦ ૬



ઢાલ—પર

( મુનેં સંભવ જિનસ્યુ પ્રીત અવિહડ લાગી રે—એ દેશી )
તથા ( કોલ કરીનેં રે, ચાલ્યા ગુણભરિયા—એ દેશી )

સોભાગસૂરિજી રે સોભાગે ભરીઓ,
પુન્યવંત પનોતે રે જ્ઞાનગુણે દરિયો;
ષટ્ માસ ચિંતામણુ રે સુર જિણે આરાધ્યો,
તે પ્રગટ થઇનેં રે કાજ સવે સાધ્યો. ૧
એક દિન સુરચંદને રે બોલાવેં પાસેં,
લક્ષણ જોવાનેં રે રંગભર ઉલ્હાસે;
સ્વસ્તિક નેં ધ્વજાદિક રે તોરણ જવમાલા,
વલી ઉરધ રેખા રે ચરણે સુકુમાલા. ૨
ઇત્યાદિક લક્ષણ રે દેખી સૂરિ હરખે,
શ્રી જિનશાસનમેં રે રત્ન સમો પરખે;
વલી સૂરિપદ લાયક રે આગમ અભ્યાસી,
એ આગલ હોસ્યેં રે બહુ ગુણનો રાસિ. ૩
પં૦ પ્રેમવિજયજી રે સુંપ્યા તેહ પાસે,
તે તિહાં અહનિસ રે આગમ અભ્યાસે;
હવે સૂરિ વિહરંતા રે સિનોર નગર જાવેં,
શ્રી રેવાકાંઠે રે સંઘ ખુસી થાવે. ૪
અઢારસેંહે ચઉદે રે (૧૮૧૪) શ્રી ચૈતર માસે,
સુદિ દસમી દિવસે રે અતિહેં ઉલ્લાસેં;
દીક્ષા ને સૂરિપદ રે દેઇ પટોધર કીનો,
સૂરિ આયુ પૂરણથી રે સુરગતિ પદ લીનો. ૫
પછેં મોહોચ્છવ મોટો રે સૂરિપદનો તિહાં,
કરેં છિતાવસનજી રે સંઘ મલી તિહાં;
ધન સેંહેર સીનોરને રે ધન સંઘ સુખદાયા,
શ્રી લક્ષ્મીસૂરિજી રે જિહાં સૂરિપદ પાયા. ૬
હવે સહુ સુણજયો રે ગુરુનો જ્ઞાનપણો,
મેં નયણે નિરખ્યો રે વલી શ્રવણે નિસુણ્યો;

કવિ દીપવિજય કહે રે આણા શિર વહું છું,
જે ગ્રંથ ભણ્યા છે રે તે વરણવ કહું છું. ૭

ઢાલ—પ૩

(ભવિકા, સિદ્ધચક્ર પદ વંદો—એ દેશી)

શ્રી આચારંગ સુયગડંગ ઠાણુંગ, શ્રી સમવાયંગ અંગ;
ભગવતી અંગ ને છઠ્ઠું જ્ઞાતા, વળી ઉપાસક તે દશંગ રે૦
પ્રાણી વંદો ગણધર વાણી. (એ આંકણી) ૧
અંતગડ ને અણુત્તરવાઈ, પ્રશ્નવ્યાકરણ જેહ;
વિપાક ઈગ્યારમો અંગ ઇગ્યારે, ટીકા સહિત ભણ્યા તેહ રે. પ્રા૦ ૨
ઉવવાઇ ને રાયપસેણી, જીવાભિગમ ને પન્નવણા;
જંબુદ્વીપપન્નત્તિ ને સૂરપન્નત્તિ, ચંદપન્નત્તિની વયણા રે. પ્રા૦ ૩
કપ્પિયાકપ્પ વડંસિયા જાણો, પુપ્ફિયા પુપ્ફચૂલા સાર;
વહ્નિદશા વળી સૂત્ર વિસેષે, એ ઉપાંગહ બાર રે. પ્રા૦ ૪
અંગ ઉપાંગ મલીને ત્રેવીસ, દસ પયન્નાં તેત્રીસ;
દસ્ત દીક્ષિત પ્રભુજીના મુનિવર, ગુંથે પયન્નાં વિસેસ રે. પ્રા૦ ૫
વૃદ્ધકલ્પ નિસિથ મહાનિસિથ, પંચકલ્પ વ્યવહાર;
દસાશ્રુતસ્કંધ છેદ ગ્રંથ એ, હવે કહું મૂલ સૂત્ર ચ્યાર રે. પ્રા૦ ૬
ઉત્તરાધ્યયન ને દસવૈકાલિક, આવશ્યક પીંડનિર્યુક્તિ;
અનુજોગદ્વાર ને નંદીસૂત્રની, જ્ઞાનતણી બહુ યુક્તિ રે. પ્રા૦ ૭
એ પિસ્તાલી સૂત્ર અભ્યાસ્યાં, નિર્યુક્તિ ચૂરણી ને ભાસ;
ટીકા સૂત્ર એ કહીઇ પંચાંગી, તે ભણ્યા અતિહેં ઉલ્લાસ રે. પ્રા૦ ૮
હવે બીજા ગ્રન્થ જે જિનશાસનના, આગલ કહું અધિકાર;
દીપવિજય કહે નિત નિત હોજો, જિનશાસન જયકાર રે. પ્રા૦ ૯

ઢાલ—પ૪

(ભરત નૃપ ભાવશું એ—એ દેશી)

વિશેષાવશ્યક ભવભાવના એ, આગમસારોદ્ધાર-નમો શ્રુતરાજને એ;
આવશ્યકનિર્યુક્તિ વળી એ, પ્રવચનસારોદ્ધાર નમો૦ ૧
કર્મગ્રંથ કુમ્મપેઢી ભણ્યા એ, સુંદર લોકપ્રકાશ નમો૦;
ગુંણમાલા અર્થદીપિકા એ, આવશ્યકદીપિકા ખાસ નમો૦ ૨

ઉપદેશમાલ વીરદેશના એ, તત્ત્વારથ અર્થ વિચાર નમો૦;
ઉપદેશચિન્તામણ મણિ એ, અર્થ પદારથ સાર. નમો૦ ૩
ષોડસક નેં નયચક્ર છેં એ, વિચારરત્નાકર જેહ નમો૦;
ઉપદેશરત્નાકર તણાં એ, અર્થ અદ્ધા ગુંણગેહ. નમો૦ ૪
ત્રેષઠ શલાકા પુરુષના એ, સહુ એ ચરિત્ર વખાંણ નમો૦;
તે સરવે અભ્યાસિયાં એ, ધન બુદ્ધિ ધન નાંણ. નમો૦ ૫
નાંહના મોટા સાતસેં એ, ગ્રંથ ભણ્યા ગચ્છરાજ નમો૦;
આગમ તત્ત્વ લહી ઘણાં એ, સાર્યા આતમકાજ. નમો૦ ૬
દિવસ એક વરસ તણાં એ, જે છે ત્રણ સેંહે સાઠ નમો૦;
ત્રણસેંહે સાઠ દિવસ તણાં એ, સુંદર જેહમાં પાઠ. નમો૦ ૭
આપે ગ્રંથ નવો કર્યો એ, શ્રી ઉપદેશપ્રાસાદ નમો૦;
ચોવીસ થંભે સોહતો એ, સુણતાં હોઈ આહ્લાદ. નમો૦ ૮
આંબિલતપ કરીનેં જપ્યો એ, સરસ્વતિમંત્ર સવાલાખ નમો૦;
સ્વપ્ને પ્રગટ થઈ પાઈઓં રે, અમૃત પ્યાલો શાખ. નમો૦ ૯
ગુણ કેતા ગુરુના કહું એ, શ્રીતપગચ્છ પટધાર નમો૦;
દીપવિજય કહે સાંભલો એ, પ્રતિષ્ઠાનો અધિકાર. નમો૦૧૦

## ઢાલ—૫૫

(સાહેલડીયાં—એ દેશી)

આમ નગર બંદિર તણી સાહેલડીયાં, કીધી પ્રતિષ્ઠા જેહ
હાંરે ગુણવેલડીયાં;
સાંભલજો ભવિભાવથી સા૦, સંક્ષેપે કહું તેહ હાં૦ ૧
સુરત બંદિર દીપતો સા૦, તિહા રતનચંદ છે તેહ હાં૦;
વાસુપૂજ્ય મહારાજ સા૦, કીધી પ્રતિષ્ઠા તેહ હાં૦ ૨
રાનેર સિણોર નેં ડેરવાડે સા૦, આંમોદનયર મોઝાર હાં૦;
છાયાપુરી ને ગોધરે સા૦, વલી જંબૂસર સુખકાર હાં૦ ૩
ઠોલેં (ઢોલ્કો) વિહારેં કીધલા સા૦, અંજનસિલાકા ખાસ હાં૦;
શ્રી મેવાડમેં સાથિઈં સા૦, પ્રભુ પ્રણમ્યાં લીલવિલાસ હાં૦ ૪
ઈત્યાદિક બહુ જિનતણી સા૦, અંજનસલાકા કીધ હાં૦;
ખંભાતે ભલીભાતસું સા૦, અઢાર ચોમાસાં કીધ હાં૦ ૫

સંવમેં શ્રીચંદલૂ સા સા૦, શ્રોતા સમજુ જાણુ હાં૦;
વિશેષાવશ્યક તિહાં સાંભળ્યો સા૦, પૂજ્યજીના મુખની જાંણુ હાં૦ ૬
ફરી મોહોચ્છવ મોટો કીઓ સા૦, ભગવતીસૂત્ર સુંણાય હાં૦;
વચન ધ્વનિ ગુરુરાજની સા૦, જિમ ગાજે ઘનરાય હાં૦ ૭
જિહાં જિહાં ચોમાસો કિઓ સા૦,તિહાંતિહાં બહુ આદરમાન હાં૦;
જ્ઞાનીને આદર કુણ ન કરે સા૦,કવિ દીપને નવેય નિધાન. હાં૦ ૮

## ઢાલ—૫૬

(ધન ધન સાચો સંપ્રતિ રાજા—એ દેશી)

શ્રી રિદ્ધિસૂરિજીને વારેંથી, ગચ્છભેદ હુતો જેહ રે;
ગીતારથ સમુદાય મલીને, નિવર્ત્યોં સહુ તેહ રે.
શ્રી તપગચ્છ પટધર જયકારી. (એ આંકણી) ૧
સંવત અઢારસેંહે ઓગણુપંચાસેં (૧૮૪૯), ગુજરાત સેંહેંર મઝાર રે;
શ્રી ઉદયસૂરિજીના પટધર થાપી, વરતાવ્યો જયકાર રે. શ્રી૦ ૨
રાજનગરનોં સંઘ કરે બહુ, આદર ને સનમાંન રે;
એ પૂજ્યજીનેં પુન્ય પસાઇ, પ્રગટયાં નવય નિધાંન રે. શ્રી૦ ૩
ન્યાયવિજયજી ને જીતવિજયજી, માંનવિજયજી પન્યાસ રે;
શ્રી પૂજ્યજી વંદીનેં સનમુખ, એહ કરેં અરદાસ રે. શ્રી૦ ૪
મરુધર દેશ પધારો રે સાહેબ, હોસ્યેં ધર્મના થાટ રે;
સાહેબ મુખથી સૂત્ર સાંભલી, સંઘ જોવેં છે વાટ રે. શ્રી૦ ૫
સાંભલી પૂજ્ય પધારેં તે દેસેં, સિરોહી નયર સુઠાંમ રે;
રાવ તિહાંનો અનમી કહાઈ, વેંરીસાલ તસ નાંમ રે. શ્રી૦ ૬
સેંહેરે પ્રવેશ કર્યો બહુ જુગતેં, તિહાંહીજ કીધ નિવાસ રે;
સાંભલી સૂત્રની અમૃતવાંણી, સંઘની પોહોતી આશ રે. શ્રી૦ ૭
રોહિડે બેહેંડેં કાલિંદ્રી ને હરજી,વિહરંતા પાલી આવેં રે;
હેમચંદ પિંડિયો અતિહે આદર, સાહમઈઓ લેઈ આવે રે. શ્રી૦ ૮
તિહાં ગોડીદાસ શ્રાવક છે શ્રોતા,પિણ પ્રતિમા ઉથાપી રે;
સૂત્ર આલાવા દેખાવી તેહનેં, પ્રતિબોધ્યા ગુન થાપી રે. શ્રી૦ ૯

એહવા ભવિ જીવ કેઈ પ્રતિબોધ્યા, કેતા કહું તસ નાંમ રે;
દીપવિજય કહેં શ્રી ગચ્છરાજનેં, નિતનિત હોજ્યો સલાંમ રે. શ્રી૦ ૧૦

ઢાલ—૫૭

(સુરતી મહિનાની દેશી)

સંઘ સૂરત રાનેરને, અંજનસિલાકા કાજ;
વિનતિલેખ જે મોકલે, તે વાંચી ગચ્છરાજ. ૧
સીઘ્ર પ્રયાણેં ચાલતા, આયા વડોદરા સેંહેર;
સંઘ આગ્રહથી ચોમાસાની, પૂજ્યજીઈ કીધી મેંહેર. ૨
દેહેં અસ્યાતા દેખનેં, પટધર થાપ્યો પાટ;
શ્રી વિજયદેવેન્દ્રસૂરીંદજી, અડસઠમેં પટ થાટ. ૩
આયુદાનેં સંબંધે, સરીરેં સ્યાતા થાય;
મુહૂરત અવસર જાંણીને, રાનેર બંદર આય. ૪
અંજનસિલાકા કરીનેં, સૂરત કીધ પ્રવેશ;
તપ ઉપધાન માલાદિક, કિયો ઉપગાર વિસેસ. ૫
ધન સૂરતના સંઘનેં, ધન વિમલચંદ શાહ;
શ્રી સૂરતનેં સંઘેં, લીધો ભક્તિનો લાહ. ૬
સંવત અઢાર અઠાવનેં (૧૮૫૮), મેરતેરસ દિન જેહ;
વરસ ચોસઠ(૬૪)આયુ પાલીને, ગયા સુરલોકેં તેહ. ૭
નિર્વાણ મોહોચ્છવ મોટો, કીધો સંઘેં સાર;
અમર પલાવી જીવની, જીવદયા ઉપગાર. ૮
ગુણવંતા ગુરુરાજના, ગુણ સંભાલે લોક;
દીપવિજય ગુણ ગાવેં, નરનારીના થોક. ૯

ઢાલ—૫૮

(લાછલદે માત મલ્હાર—એ દેશી)

એ ગુરુ માત સુગાત, હુઓ જગ વિખ્યાત;
આજ હો આગમ જ્ઞાનખજાનેં જગ જશ પાઈયોજી. ૧
વડભાગી ગચ્છરાજ, મ્હોટી જેહની લાજ;
આજ હો મુનિ મન માન્યા નેં વલી મોટા રાજવીજી. ૨

સમતાવંત મહંત, પ્રણમે મુનિજન સંત;
આજ હો નિરલોભી નિઃકષાઈ એ ગચ્છરાજીઓજી. ૩
ધન હેમરાજ સા તાત, આણંદબાઈ જેહની માત;
આજ હો પોરવાડ વંશેરે જિણે કુલ અજુઆલીઓજી. ૪
પૂજ્યનાં પગલાં ઉછાંહિ, દુલ્લભ વેલજી સાંહે;
આજ હો સંઘવી થઈ થાપ્યા સિદ્ધાચલ ઉપરેંજી. ૫
દીપવિજય જયકાર, મુઝ એ ગુરુ ઉપગાર;
આજ હો કીધું રે જેણે જ્ઞાનદાન અતિ સુંદરૂં જી. ૬

ઢાલ—૫૯

(મિરુઆ રે ગુણ તુમ તણા—એ દેશી)

ગાયો રે મેં ગચ્છપતિ ગાયો, ઉલ્લટ હિયડે આંણીજી;
એ ગુરુની સ્તુતિમાલા ગુંથી, મુઝ ઉપગારી જાંણીજી. ગા૦ ૧
પંચમે આરે જ્ઞાન વિલાસી, પ્રગટ્યો પુન્ય પ્રતાપીજી;
ભવિ જીવનેં ઉપગાર કર્યો તે, દિસોદિસ કીરત વ્યાપીજી. ગા૦ ૨
બારેજાનગરે રહી ચોમાસું, સંઘતણા આગ્રહથીજી;
વલી કુંઅરજી સાહ કેહેણથી, એ સ્તુતિમાલા ગુંથીજી ગા૦ ૩
ગુરુનો કલ્યાણક મેરતેરસદિન, રાતીજગે મીલી ટોલીજી;
એ ગુરુની સ્તુતિમાલા ગાજ્યો, અનુભવ રંગ રસ ઘોલીજી. ગા૦ ૪
એ ગુરુના ગુંણ ભણતાં સુણતાં, ગણતાં સંપદ થાવેજી;
દીપવિજય કવિ જગ જસ પસરે, ગજપતિ લીલા પાવેંજી. ગા૦ ૫

કલશ

સૂરિમંત્ર ધારક દુરિતવારક હીર[1] સેન[2] જગખ્યાત એ,
તિલક[3] આણંદ[4] શ્રીરામ[5] માનથી[6] ઋદ્ધિ[7] સૌભાગ્ય[8] પ્રતાપ[9]એ;
ઉદય[10] લક્ષ્મી[11] દેવેન્દ્ર[12] વંદિત, મહેન્દ્રસૂરિ[13] ગચ્છરાજ એ,
તાસ રાજે સ્તુતિમાલા કરી ભવિ હિત કાજ એ;
પ્રેમરત્ન ગુરુ વિબુધ તેહના પાય પ્રણમી હિતકરી,
દીપવિજય ગચ્છરાજ ગાયો જગત જસ જયસીરી વરી. ૧

ઇતિ શ્રીસતુંમો પટ્ટધર શ્રી વિજયલક્ષ્મીસૂરિ

## વર્ણન સ્તુતિમાલ

૧૮—આ. શ્રી વિજયદેવેન્દ્રસૂરિવર્ણન—

અડસટ્ઠમો પટધર કહું, દેવેન્દ્રસૂરિ મહારાજ;
સૂરત બંદિર જનમિયા, શ્રીમાલી વડ સાજ. ૧
સંવત અઢાર સતાવને (૧૮૫૭),વટપદ્રનયર સુહાય;
આચારજ પદવી લહી, મંગલ ધવલ ગવાય. ૨
જિનસાસન સોહીતણાં, કર્મગ્રંથનાં જ્યાંન;
આયુ અલ્પ ગચ્છરાજનું, ભાવિ અધિકો કોંન. ૩
સંવત અઢારસેંહે સાઠમે(૧૮૬૦),રાજનગર ચોમાસ;
પામ્યા પૂરણ આઉખે, સરગાપૂરી નિવાસ. ૪

૧૯—આ. શ્રી. વિજયમહેન્દ્રસૂરિવર્ણન—

તસ પટધર સૂરિસરુ, મહેંદ્રસૂરિ ગચ્છરાજ;
અગણ્યોતરમા પાટવી, તપગચ્છ તિલક સમાજ. ૫
સંવત અઢારસેંહે ઇકસઠે(૧૮૬૧),રાજનગર ઉલ્લાસ;
આચારજ પદ અનુભવ્યુ, નિજ કુલ કમલ વિકાસ. ૬
સંવત અઢાર પાંસઠવરસ(૧૮૬૫),બિજાપુરનયર મઝાર;
સૂરિ સરગ સધારીયા, તપગણપતિ સરદાર. ૭

ઢાલ—૧૦

( અમોથા સ્યાંને લ્યો છો—એ દેશી )

૭૦—આ૦ શ્રી વિજયસમુદ્રસૂરિવર્ણન

સિત્તરમો પટધારી વિભુજી, વિદ્યમાન ગચ્છરાજ;
પટોધર જગ જયવતો.
સમુદ્રસૂરિ મહારાજ ચિરંજય, વરણું તસ સાશ્રાજ. પટો૦ ૧
દેસ ગોઢાંણમેં નયર કવલા, પોરવાડ કુલ સણગાર. પટો૦;
હરનાથ તાત પુરાદે માતા, જિનસાસન સણગાર. પટો૦ ૨
સંવત અઢારસેંહે એંસિમે (૧૮૮૦)વરસેં, મૃગસિર માસ સોહાય પટો૦;
નયર પુનામાં સંઘ સવાઈ, સૂરિપદ ગચ્છરાય. પટો૦ ૩

દક્ષણ ગુજ્જર મરુધર દેસેં, કીધા સૂરિ વિહાર પટો૦;
પંચતીરથી જિનરાજ જુહાર્યાં, બહુ મુનિગણ જસ લાર. પટો૦ ૪
શ્રી આબુજી તીરથ સુખદાઈ, વિમલમંત્રી ગુંણ ખાંણ પટો૦;
વસ્તુપાલ તેજપાલ ચૈત્ય કરાવ્યા, જિનસાસન કુલ ભાંણ. પટો૦ ૫
અચલેંસર દેલવાડેં જૂહાર્યા, તાર્યા આતમ નેહ પટો૦;
ચઉદસેંહે ચૌમાલીસ મણ ધાતુની, અચલગઢેં પ્રભુ દેહ. પટો૦ ૬
બંભણવાડથી વીરજિણેસર, ત્રિસલાનંદન દેવ પટો૦;
ભાવભક્તિ જિનરાજ જુહારી, કીધી પદકજ સેવ. પટો૦ ૭
સિરોહી સેંહેરમેં તેર દેરાસર, ઋષભ અજિત ભગવાંન પટો૦;
સહુ જિનરાજનાં વંદન કીધાં, દીધાં આતમ દાન. પટો૦ ૮
હિયાણો લોટાણો ને જીવતસાંમી, નંદીવરધન રાય પટો૦;
પ્રભુ જીવતાં બિંબ ભરાયો, નંદીપુરે સુખદાય. પટો૦ ૯
રાંણકપુર ચોરાસી મંડપ, ત્રિભુવનતિલક છે નાંમ પટો૦;
સાહ ધન્ના પોરવાડે નિપાયો, વધા પ્રભુ અભિરાંમ. પટો૦ ૧૦
નડુલાઈ નય પ્રાસાદ જે, આણ્યા જશોભદ્રસૂરિ દયાલ પટો૦;
ઋષભ જિણેસર જાદર સાંમી, વધા ત્રિભુવન પાલ. પટો૦ ૧૧
શ્રી વરદા જગદંબ ભવાની, શ્રી સરસ્વતી મુઝ માત પટો૦;
નયર અઝાઈમેં પર ઉપગારી, જેહની જગમેં ખ્યાત. પટો૦ ૧૨
સૂરિ ધનેસર હેમસૂરિજી, માનતુંગ ગચ્છરાજ પટો૦;
કુમર નૃપતિ કાલિદાસ પ્રમુખનેં, દીધા વડ સામ્રાજ. પટો૦ ૧૩
ઇમ પંચતીરથી વંદન કરતા, કરતા ભવિ ઉપગાર પટો૦;
બહુ પંડિત મુનિગણ સમુદાઈ, સોહમકુલ સણગાર. પટો૦ ૧૪
ચિર પ્રતપો શ્રી સમુદ્રસૂરીસર, દીપવિજય કવિરાજ પટો૦;
શશિ સૂરજ મહીધર લગ પ્રતપો, તપગચ્છનાથ સામ્રાજ. પટો૦ ૧૫

દુહા

સોહમ પાટ પરંપરે, ગાયા એ ગચ્છરાય;
જેહનેં નામેં સંપજે, ઇચ્છિત ફલ મન ભાય. ૧
સોહમ કુલનેં ગાવતાં, ઇતિ ઉપદ્રવ જાય;
કષ્ટભંજન ગુણ ગાવતાં, પ્રગટેં રિદ્ધિ સવાય. ૨

## ઢાલ—૬૧

(રાગ ધનાશ્રીઃ તુઠો તુઠો રે મુઝ સાહેબ જગનો તુઠો—એ દેશી)

તુઠો તુઠો રે મુઝ, અનુભવ સાહિબ તુઠો;
સોહમ કુલનો રાસ કરંતાં, જ્ઞાન અમૃતરસ વુઠો રે.
મુઝ અનુભવ સાહેબ તુઠો. (એ આંકણી) ૧
દોય હજાર નેં ચ્યાર સૂરીસર, પહેલા ઉદયમેં વીસ;
બીજા ઉદયમેં ત્રેવીસ સૂરિ, ત્રીજે અઠાંણું જગીસ રે. મુઝ૦ ૨
તે અઠાંણું મેં સંપ્રતિ વંદો, એકાદસમો સૂરિ;
સરવાલે ચોપન સૂરિ પ્રગટચા, એકાવતારી સનૂર રે. મુઝ૦ ૩
સૂરતબંદિર સેહેર નિવાસી, પોરવાડ કુલ સણુગાર;
કેલા શ્રીપત શ્રાવક જિનધર્મિં, પ્રભુ આણા સિરધાર રે. મુઝ૦ ૪
સાહવધુસુત વ્રજલાલ શાહજી, તસ સુત જિનગુંણધારી;
અનોપચંદ શાહ આગ્રહથી કીધો, એહ પ્રબંધ વિચારી રે. મુઝ૦ ૫

સાક્ષિ ગ્રંથોનું વર્ણન—

મુનિસુંદરસૂરિકૃત પટ્ટાવલી, ધરમસાગર ઉવજ્ઝાય;
દુપ્પસહયંત્ર દેવેંદ્રસૂરિકૃત, પ્રભાવકચરિત્ર કહાય રે. મુઝ૦ ૬
કલ્પસૂત્ર થેરાવલી દેખો, પરંપરાગત જાંણુ;
ગુરુમુખ બહુ પંડિત જન સુંણીયા, પ્રાચીન સૂરિ વખાંણુ રે. મુઝ૦ ૭
ચ્યાર* ગ્રંથ અનુસારે કીધો, એહ પ્રબંધ સવાઈ;
સોહમકુલ પટ્ટાવલી ગાતાં, મંગલગીત વધાઇ રે. મુઝ૦ ૮

આલોયણા—

એકેંદ્રીયાદિ પંચેદ્રી હુહંણ્યા, હાસ્યતણું રસ જાંણુ;
જ્ઞાન-દેવ-દ્રવ્ય ભક્ષણુ કીધાં, ભાગ્યાં વ્રત પચ્ચખાંણુ રે. મુઝ૦ ૯
ગુણી આચારજ વાચક મુનિના, અવરણવાદ કહાયા;
શ્રાવક શ્રાવિકા જિનધર્મિં, તેહના મર્મ બતાયા રે. મુઝ૦ ૧૦
નહી અણુંવ્રત નહી મહાવ્રત મોમેં, નહી ગુણ સીલ સંતોસ;
થાંનક પાપ અઢારે સેવ્યાં, આતમ કીધો પોસ રે. મુઝ૦ ૧૧
જિન આગમ પ્રરૂપણુ કરતાં, નિજ મતિ અધિક સુનાયા;
ઉત્સૂત્ર ભાષણુ પાતિક મોટો, જાંણીને હઠ લ્યાયા રે. મુઝ૦ ૧૨

કવેસર બિરદ ધરાવી જગમેં, બહુ નૃપ સભ વખાંણ્યા;
ભુજબલ ફોજ સંગ્રામ વખાણ્યા, આતમ દોષ ન જાંણ્યા રે. મુઝ૦ ૧૩
મેં આ ભવમેં તપ નહી કીધા, નહી વ્રત નહી પચ્ચખાંણુ;
મુનિ મારગની નહિ આચરણા, નહી કાંઈ સુકૃતકમાંણી રે. મુઝ૦ ૧૪
આતમતારણ દોષનિવારણ, શ્રી સોહમકુલ ગાયો;
જીભ પવિત્ર કરી સૂરિ સ્તવનાથી, ભવભવ દુકૃત મિટાયો રે. મુઝ૦ ૧૫
સોહમકુલ નેં સંઘની સાખેં, એ સહુ પાપ પલાઉં;
ત્રિકરણ સુદ્ધે મિચ્છા મિદુક્કડં, ભવભીરુ કહેવાઉં રે. મુઝ૦ ૧૬
શ્રી સોહમકુલરત્ન-પટ્ટાવલી, એહ રાસનું નામ;
એહમેં રત્નસૂરીશ્વર ગાયા, સોહમ પટધર સ્વાંમ રે. મુઝ૦ ૧૭
વીર જગતગુરુ સાસન અવિચલ, વરસ એકવીસ હજાર;
ભગવતી સૂત્રમેં ગજગતિ સરખો, વરતશ્યે જયજયકાર રે. મુઝ૦ ૧૮
તિહાંલગ એહ રાસ જયવંતો, વલી રહો સસિ નભ સૂર;
મેરુ મહીધર લગ જયવંતો, એ પુસ્તક વડ નૂર રે. મુઝ૦ ૧૯
સંવત અઢારસિત્તોતર(૧૮૭૭)વરસે, શક સતરસેં હે બેંહેતાલ;
શ્રી સૂરત બંદિરમેં ગાઈ, સોહમ કુલ ગણ માલ રે. મુઝ૦ ૨૦
પ્રેમરત્ન ગુરુરાજ પસાઈ, સોહમ પટધર ગાયા;
મન ઇચ્છિત લીલા સહુ પ્રગટે, દીપવિજય કવિ રાયા રે. મુઝ૦ ૨૧

ઇતિ શ્રી પ્રાગવાટજ્ઞાતીય સાહ કલા શ્રીપત કુલોત્પન્ન સાહ અનોપચંદ વ્રજલાલ આગ્રહાત્ સકલ પંડિત પ્રવર પં. શ્રી પ્રેમવિજયગણિ, પં. રત્નવિજયગણિના શિષ્ય, પં૦ દીપવિજય કવિરાજ બહાદુરેણ વિરચિતાયાં, શ્રી સોહમકુલરત્ન પટ્ટાવલી રાસ પ્રાકૃતપ્રબંધે જ્ઞાનસાગરસૂરિ પ્રમુખ પંચસૂરિ, મુનિહત્યા પાતકી પ્રતિબોધન, ધન્ના પોરવાડકૃત રાંણપુર પ્રાસાદે ચ્યારસૂરિ આગમન, સંતિકર સ્તોત્ર નિષ્પન્ન, દીવાલીકલ્પકર્તા પ્રમુખ ચ્યારસૂરિ, લહુડી પોસાલ, કમલ કલસા, કત્તપરા, વિજામતી, કડુઆમતિ, પાર્શ્વચંદ્રસૂરિ, લુંકાપ્રમુખ ગચ્છભેદ, હેમવિમલસૂરિ ક્રિયાઉદ્ધાર, રાજવિજયસૂરિગચ્છ, પાલણપુર તથા પલ્લવિયા પાસ ઉત્પત્તિ, અકબર શાહ પૂર્વભવ, હીરસૂરિદીલ્હીગમન, સાહીમિલન; ડાંમરસર—ચિડીજીભ—જીજીયાદિ—હિંસામોચન;

સાહીરાજ પર્યંત પટ્ટ ફુરમાના ગુરૂદક્ષણા કરણ; જગતગુરુ બિરદ પ્રાપણ; હીર–સેન ઉભય વરણન; શ્રી દેવસૂરિ; શ્રી વિજયાનંદસૂરિ ઉભયગચ્છ નાંમ ધારણ, શ્રી વિજયાનંદસૂરિ, શ્રી વિજયદેવસૂરિ ઉભય પટોધર મિલન, ઉભય ગચ્છ વરણન, શેઠ શાંતિદાસ કૃત સાગરગચ્છ નિષ્પન્ન, શ્રી લક્ષ્મીસૂરિ પ્રમૂખ ચોવીસ સૂરિવર્ણન, કવેસર સમસ્ત સૂરિ સમક્ષે પાપ આલોયણાદિ પ્રમુખવર્ણનો નામ ચતુર્થોલ્લાસઃ સમાપ્તઃ શ્રી. શ્રી. શ્રી.

## શ્રી વિજયાનંદસૂરિગચ્છે પંડિતમતં

| | | | |
|---|---|---|---|
| ૧. | પં. વિનય | (ગુરુ) | જિતસત્કમતં |
| ૨. | પં. તીર્થ | ,, | વિનોદ. સ. મતં |
| ૩. | પં. પ્રેમ | ,, | ગંભીર. સ. મતં |
| ૪. | પં. નાયક | ,, | વિનય. સ. મતં |
| ૫. | પં. હર્ષ | ,, | પં. તત્ત્વ સ. મતં |
| ૬. | પં. જય | ,, | પં. માન. સ. મતં |
| ૭. | પં. કપૂર | ,, | પં. કેસર. સ. મતં |
| ૮. | પં. ચતુર | ,, | પં. હિત. સ. મતં |
| ૯. | પં. ચતુર | ,, | ધનસત્કમતં |
| ૧૦. | પં. પ્રતાપ | ,, | પં. માન. સ. મતં |
| ૧૧. | પં. રાજેન્દ્ર | ,, | પં. ભક્તિ. સ. મતં |
| ૧૨. | પં. લબ્ધિવિજય | ,, | પં. ગૌતમ. સ. મતં |
| ૧૩. | પં. દયા | ,, | પં. દેવ. સ. મતં |
| ૧૪. | પં. કૃત્તે | ,, | પં. ક્ષમા. સ. મતં |
| ૧૫. | પં. માન | ,, | રૂપ. સ. મતં |
| ૧૬. | પં. ભાગ્ય | ,, | પં. ગુલાબ. સ. મતં |

## શ્રી દેવસૂરિગચ્છે પંડિતમતં.

| | | | |
|---|---|---|---|
| ૧. | પં. સુબુદ્ધિવિજય ગણિ૦ | (ગુરુ) | પં. વલ્લભ. સત્કમતં |
| ૨. | પં. વિવેક વિ. ગ૦ | ,, | કુંઅર. સત્કમતં |
| ૩. | પં. ખુશાલ વિ. ગ૦ | ,, | દેવ. સત્કમતં |
| ૪. | પં. માણિક્ય વિ. ગ૦ | ,, | અમોલ. સ૦ મતં |

| | | |
|---|---|---|
| ૫. | પં. મુક્તિ વિ. ગ૦ | „ મણિ હંસ સ૦ મતં |
| ૬. | પં. સંવેગી પં. રૂપવિજય ગ૦ | „ પદ્મ. સ૦ મતં |
| ૭. | સંવેગી. પં. વીરવિજયગણિ | „ શુભં. સ૦ મતં |
| ૮. | પં. દીપવિજય ગ૦ | „ કૃષ્ણ. સ૦ મતં |
| ૯. | પં. વિનય વિ. ગ૦ | „ કલ્યાણ. સ૦ મતં |
| ૧૦. | પં. રાજવિજય. ગ૦ | „ રૂપ. સ૦ મતં |
| ૧૧. | પં. અમર વિ. ગ૦ | „ પ્રેમ. સ૦ મતં |

### શ્રી સાગરગચ્છે પંડિતમતં

૧. ભ. શ્રી શાંતિસાગરસૂરિભિમતં
૨. ઉ. શ્રી મુક્તિસૌભાગ્યગણિમતં
૩. પં. કલ્યાણસૌભાગ્યગણિ ઉ૦ શ્રી મુક્તિ.
૪. પં. ફત્તેસાગરમતં [ગુ. સુખસાગર]

### શ્રી રાજવિજયસૂરિગચ્છે

૧. પં. ઋદ્ધિરત્ન ગ૦ શ્રીજી. સત્કમતં
૨. પં. જિનેંદ્રરત્નગણિ (ગુરુ) રૂપરત્ન સત્કમતં

### શ્રી લોહોડી પોસાલ ગચ્છે પં. મતં

૧. ભાગ્યહંસગણિ. (ગુરુ) પં. જ્ઞાનહંસમતં

### શ્રી વડીપોસાલ ગચ્છે પંડિતમતં

૧. પં. બુદ્ધિસાગરગણિ (ગુરુ) પુન્યસાગરમંત

॥ ગ્રંથાગ્રંથ—૨૦૦૦ ॥

ઇતિ શ્રીસોહમકુલરત્નપટ્ટાવલી રાસ સમાપ્તં ભદ્રં ભૂયાત્ ભ. શ્રી. ૧૦૦૮ શ્રી. ભ. શ્રી ઉદયસૂરીશ્વરજી શિષ્ય પં. ગલાલવિજયગણિ તત્ શિષ્ય પં. ગૌતમવિજયજી ગણિનાર્થે પં. દીપવિજય કવિરાજેન પુસ્તિકા લિખિતાસ્તિ સં૦૧૮૭૭ના વૈશાખ વદી ૩ રવિ દિને ઈદં પુસ્તકં સમાપ્તં. ॥

## દેવસૂરિગચ્છવર્ણન +

### દોહા

૧૦—આ૦ શ્રી વિજયદેવસૂરિવર્ણન—

સેનસૂરિ પાટે પ્રગટ, પાટ સાઠમેં હોય;
શ્રી દેવસૂરિ શ્રી તિલકસૂરિ, એ પટધારી દોય. ૧
સંવત સોલ ચોતિસમેં (૧૬૩૪), ઈડિરનગર મઝાર;
દેવસૂરિ ગુરુ જનમિયા, જિનસાસન જયકાર. ૨
સંવત સોલત્રેંતાલમેં (૧૬૪૩),લે સંજમ વ્રત ભાર;
સંવત સોલસેં હે છપનેં (૧૬૫૬), સૂરિપદ મનધાર. ૩
વિહરંતા ઇડરનગર, પાઉ ધાર્યો ગચ્છરાજ;
કેહ્યાંણમલ્લ નૃપ બોધિઉ, તપગચ્છપતિ મહારાજ. ૪
માંડવગઢ પાતસાહ છેં, અકબરસુત જહાંગીર;
ગુરુનેં મલવા તેડીયા, પાઉ ધાર્યો મનધીર. ૫
પ્રસન હોય દીધો બિરદ, મહાતપા વડ નાંમ;
તિહાંથી ભૂમંડલ વિષુ, વિહરંતા ગુનધામ. ૬
તેણે સમે ધરમસાગર ગણિ, વાચકરાય મહંત;
કુમતિકુદ્દાલ ઇતિ નામ છે, કીઓ ગ્રંથ ગુનવંત. ૭
બહુ પંડિત શ્રી સેનસૂરિ, ગ્રન્થ કીઓ અપ્રમાણ;
વાચક ગણુ બાહિર કીઆ, પેઢી ત્રણુ પ્રમાંણ. ૮
સંસારી સગપણુ અછેં, મામા ને ભાણેજ,
દેવસૂરિ ભાંણેજ છે, વાચક માંમા હેજ. ૯

---

+ આ રાસની ૪૭મી ઢાળ, જે આ પુસ્તકના ૯૫મા પાને પૂરી થાય છે, ત્યાંસુધીમાં ૫૯ પટ્ટધરનું વર્ણન આપ્યા પછી ૬૦મી પાટ પછી આણંદસૂરિગચ્છ અને દેવસૂરિગચ્છ એમ બે ગચ્છ જુદા પડ્યા. કવિ દીપ-વિજયજી પોતે આણંદસૂરિગચ્છના હોવાથી ૪૮મી ઢાળથી આણંદસૂરિ-ગચ્છનું વર્ણન શરૂ કરી રાસ પૂર્ણ કર્યો, અને ત્યારપછી દેવસૂરિગચ્છનું વર્ણન આપવું એમને જરૂરી અને ઉચિત લાગ્યું હશે તેથી રાસ પૂર્ણ કર્યા પછી ફરીથી ૪૮મી જ ઢાળથી શરૂ કરીને ૫૧મી ઢાળ સુધીમાં દેવસૂરિ-ગચ્છનું વર્ણન આપ્યું છે.

લખી લેખ વ્યતિકર સહુ, મેહેલ્યો તરત જવાબ;
દેવસૂરિ વાંચી કરી, ચિંતી મનમેં આપ. ૧૦
પત્રજુંવાબ એહવો લખ્યોં, ફિકર ન કરસ્યો કોય;
ગુરુ નિવારણુ હુઆ પછે, ગચ્છમેં લેસ્યાં તોય. ૧૧

ઢાલ—૪૮

( મુજરો લ્યોનેં જાલમ જાટણી રે—એ દેશી )

કાગદ લઇને કાસદ આવીયો રે, ભૂલેં દીધો ગુરુનેં આય;
ભાવિ જોગ મિટાવ્યો નહુ મિટેં રે, જો કરે કોટાકોટિ ઉપાય;
જોજ્યો ભાવી પદારથ સાજનાં રે. (એ આંકણી). ૧
કાગલ વાંચી શ્રી ગુરુ સેનજી રે, ઉપનો રોસ અતિ મનમાંહે;
ન ઘટે સુવિનિત સૂરિ એહને, કરસ્યાં અવર સૂરિ ગચ્છમાંહે. જો૦ ૨
મુનિગણુ ચ્યાર સેં હેંવાચક આઠસ્યું રે, આયા ખંભનયર ગચ્છરાય;
અકબરપુરમેં દેવગતિ સમે રે, વાચક આઠનેં મુનિ બોલાય. જો૦ ૩
એક વાર જાજ્યો દેવસૂરિ કને રે, જો મુંઝ વચન કરેં સુપ્રમાણુ;
તો પટધારી બીજો ન થાપસ્યો રે,નહીંતર કરજ્યો સૂરિ સુજાંણુ જો૦ ૪
સૂરિમંત્ર સંઘની સાખે સુંપિઇ રે, કરજો આચારજ વડ નૂર;
ઈમ કહી સૂરિ સરગ સધારિયા રે, ધન્ય ધન્ય શ્રી તપગચ્છ નભસૂર. જો૦ ૫
રાજનગરમેં દેવગુરુ કને રે, આયા પુછગુ વાચક આઠ;
તિણુ સમે ધરમસાગર ગણિ દેખીયા રે,પૂજ્ય સમીપે સખરે ઠાઠ. જો૦ ૬
હગીગત કહી સહુ સેન ગુરુ તણી રે, કાંને ન ધરી તે ગનધાર;
રીસાવી સહુ પાછા આવીયા રે, થાપ્યા તિલકસુરિ પટધાર. જો૦ ૭
કોઈ આયુ અલપના જોગથી રે, જીવ્યા તીન વરસ ગચ્છરાજ;
કાકા ગુરુ જે હોય સૂરિતણા રે,થાપ્યા આણુંદસૂરિ વડ લાજ. જો૦ ૮
તેહનેં મલવા આપ પધારીયા રે, શ્રી શ્રી દેવસૂરિ મહારાજ;
પરિકર રાજનગરમેં દો મલ્યા રે,દો સૂરિ તપગચ્છપતિ સાઝાજ. જો૦ ૯
દોય મલી એકસંમત્તે ચાલવ્યો રે, દોય નાંમે પટ્ટો નવ દેશ;
તીન વરસ લગ એક સંમત્ત રહ્યો રે,દોય સૂરિ મનમેં પ્રેમ વિશેષ. જો૦૧૦
એહવે ભાવિ પદારથ જોગથી રે, શ્રી દેવસૂરિ ગચ્છરાજ;
ચોથે વરસેં આપણુ નામનો રે, લખિયો પટ્ટો મુનિગણુકાજ. જો૦૧૧

સૂણી આણંદસૂરિ તેહ વારતા રે, આપે પણ કીધી ઇહ રીત;
એ દોય સૂરિને નામે ગચ્છ હુઆ રે, આચરણા કુલ એક જ નીત જો૦૧૨
શ્રી વિજેદેવસૂરિ ગચ્છરાજજી રે, કરતા મહિમંડલ સુવિહાર;
એહવે સવત સોલછિઆસીઇ(૧૬૮૬)રે, કોઇક ભાવિ જોગ ઉદાર. જો૦૧૩
પાતસાહિ માંસુ જેહને બિરદ્યો રે, જેહના રાજનગરમે વાસ;
સાગર ગચ્છ જે તેહથી નિપનો રે, ગુર્જરશેઠ શ્રી શાંતિદાસ. જો૦૧૪

૬૧—આ૦ શ્રી વિજયસિંહસૂરિવર્ણન—

શ્રી ગુરુ દેવસૂરિ નિજ પાટવી રે, શ્રીવિજયસિંહસૂરીશ્વર કીધ;
એકસઠમો એહ પટધર વંદીઇ રે, આયુ અલ્પ અમરપદ લીધ. જો૦૧૫

૬૨—આ૦ શ્રી૦ વિજયપ્રભસૂરિવર્ણન—

બાસઠમો પટધર પ્રભસૂરિજી રે, હુઓ વડભાગી ગચ્છરાજ;
ગંધારબંદિરમે પ્રભુ પાઇયા રે, શ્રી શ્રી સૂરિપદ સામ્રાજ. જો૦૧૬
તપગચ્છ ગયણ વિસાલ પ્રભાકરું રે, તપગચ્છનાથ પ્રભાકર ભાન;
સંવત સત્તરસેહે ગુણપંચાસમે(૧૭૪૯)રે, પાવે સદ્ગુરુ અમર વિમાન. જો૦ ૧૭
તેહનો પરિકર બહુ મુનિ થોક છે રે, એ ગુરુ સોહમકુલની લાજ;
જેહને નામે સંકટ સહુ ટલે રે, એ ગુરુ દીપવિજય કવિરાજ. જો૦ ૧૮

દુહા

૬૩—આ૦ શ્રી વિજયરત્નસૂરિવર્ણન—

ત્રેસઠમા પટધર પ્રભુ, પ્રભવસૂરિને પાટ;
શ્રી વિજયરત્નસૂરિસરુ, કુમતિ કરે નિર્ઘાટ. ૧
શ્રી પ્રભસૂરિ ઉપદેશ સુણ, હીરો હીરાં માત;
પિતા માતા દો નાંમ એ, દો ગુણવંતા ભ્રાત. ૨
ચ્યારેજણ સંજમ લિઉ, સંવત સત્તર બતિસ(૧૭૩૨);
આચારપદ પાઇયા, હુઆ મુનિગણ ઇસ. ૩

ઢાલ—૪૯

(વાડીના ભમરા દ્રાખા મીઠી રે ચાપાનેરની—એ દેશી)

જીરે સંવત સત્તરસેહે ચોસઠે(૧૭૬૪),ગુરુજી ઉદેપુરનયર ચોમાસ રે;
સમકિતના ભમરા વાંણી મીઠી રે ધારા પૂજ્યની. (એ આંકણી).
તિહાં અમરસી શ્રીમહારાંણ છે,તેહને પ્રતિબોધ્યો ગુંણરાસ રે. સ૦ ૧

જીરે ચીડીમાર આહેડી નેં ખાટકી, વલી હિંસાકારી જીવ જેહ રે સ૦;
જીરે પજુસણ પર્વમેં તે સહું, દિઓ દેસ અમરપટ્ટો તેહ રે. સ૦ ૨
ગુરુજી ઈમ ભવિજીવ બહુ બુઝવ્યા, સૂરિ વિહરંતા દક્ષણ દેશ રેં સ૦;
જીરે ઉદેપુર સરગ સધારીયા, જેહની કીરત દેસ વિદેશ રે. સ૦ ૩

૬૪—આ૦ શ્રી વિજયક્ષમાસૂરિવર્ણન—

હવે ચોસઠમા પટધર સૂરિ, પ્રણમું ક્ષમાસૂરિ ગચ્છરાજ રેં સ૦;
જીરે પાલીનગર ગચ્છરાજનો, ભલો જનમ સમય વડ લાજ રેં. સ૦ ૪
જીરે સાહ ચતરાજી કુલ ઉપનો, બાઈ ચતુરાંદે માત મલ્હાર રે સ૦;
વિક્રમ સંવત સત્તર સાત્રિસેં (૧૭૩૭), ગુરુને સૂરિપદ હુઓ
જયકાર રે. સ૦ ૫
જીરે ઉદેંપુર નયર શ્રી રાણાનો, તિહાં મોહોચ્છવ પાટ સવાય રે સ૦;
જીરે દીવબંદિર ગચ્છરાયજી, ગુરુજી સરગ લહ્યો સુભ ઠાય રે. સ૦ ૬

૬૫—આ૦ વિજયદયાસૂરિવર્ણન—

વરણુ પાંસઠમા પટધર પ્રભુ, વંદુ દયાસૂરિ ગચ્છરાજ રે સ૦;
જીરે દીવબંદર પ્રભુ પાઈયા, રૂડા પટધર સૂરિ સામ્રાજ રે. સ૦ ૭

૬૬—આ૦ વિજયધર્મસૂરિવર્ણન—

કહું છાસઠમા પટધર પ્રભુ, વિજયધરમસૂરિ કુલ ભાંણુ રે સ૦;
ભલો ઉદેપુરનયર શ્રી રાણનો, તિહાં પટધર પદ સુપ્રમાંણુ રે. સ૦ ૮
જીરે દેશ નગર પુર નવનવા, જીરે કરતા ભવિક ઉપગાર રે સ૦;
ગુરુજી નવાનગર માંહિ બેહુ મલ્યા, દોય સૂરિ સકલ પરિવારરે. સ૦ ૯
જીરે દયાધરમ જગ જોડલી, એ તો સોહમકુલ નભ સૂર રે સ૦;
સૂરિ ધરમગુરુ ભુવિ વિહરંતા, પૂજ્યજી કુમતિ હરણ વડ સૂર રે. સ૦૧૦
જીરે નગર બહુંદો મારુ દેશમેં, કીધો સંઘ આગ્રહથી ચોમાસ રે સ૦;
ગુરુજી સૂત્ર સિદ્ધાંતની વાયણા, સહુ સંઘની પૂરી છેં આસ રે. સ૦૧૧
જીરે છાસઠમા એ પટધરુ, સાતે બિરદતણા ધરણાર રે સ૦;
વંદૂ દીપવિજય કવિરાજજી, શ્રી શ્રી ધરમસૂરિ ગણધાર રે. સ૦૧૨

દુહા

સંવત અઢારઈકતાલમેં (૧૮૪૧), શ્રી તપઃગણપતિ ગુણધામ;
સૂરિ સરગ સધારીયા, સેંહેંર બહુંદા ઠામ. ૧

૬૯—આ૦ વિજયજિનેંદ્રસૂરિ—

એહના પટધર ગણપતિ, સડસઠમો સૂરિરાજ;
શ્રી વિજયજિનેંદ્રસૂરીસરુ, તપાગચ્છ વડ લાજ. ૨
ચિરંજીવી ગુરુ વિહરતા, વરણું તાસ વખાણ;
કડખા રાગેં વરણવું, આશિષ વચન પ્રમાણ. ૩
કડખો મંગલરૂપ છે, કડખો જીત કહાય;
કડખો અરિમર્દન કરણ, તાથેં સકલ લિખાય. ૪

ઢાલ—૫૦

(મંગલરૂપ કડખા રાગેણ ગીયતે)

સૂરિ ગચ્છરાજ મહારાજ જીવો ઘણું, દીપ કવિરાજ આશિષ બોલેં;
અવર. સૂરિ બહુ ભાતસેં દેખતાં, નાંહિ આવેં કોઉ આપ તોલે,
સૂરિ ગચ્છરાજ મહારાજ જીવો ઘણું. (એ આંકણી) ૧
હીરસૂરિ વિજેસેનસૂરીસરા, દેવસૂરિ વિજયસિંહરાજે;
પટધરા પ્રભસૂરિ રત્નસૂરિ ક્ષમા-સૂરિ ગચ્છરાજ ચઢતેં દિવાજેં. સૂ૦૨
દીનદયાલ દયાસૂરિ દીપતો, ધરમ મૂરતસમો ધર્મસૂરિ;
જિનેંદ્રસૂરિ તસુ પટઉદયાચલેં, ઉદય કીનો નવે ખંડ ભૂરી. સૂ૦૩
વંશ ઓસવ કુલેં દેશ મરુધર ધરા, તાત હરચંદ ગુમાન જાયો;
સંવત અઠાર ઈકતાલ કે (૧૮૪૧) વરસમેં, બલુંદા નયરમેં
પાટ પાયો. સૂ૦૪
સોહમ જંબૂપટેં પાટ તપગચ્છ તણું, લાયકો ઉદય ઉદયો પ્રતાપી;
કલિજુગેં હીરસમ પુન્ય વડભાગીઉ, દેશદેશાંતરાં કીર્તિ વ્યાપી. સૂ૦૫
ચંદ સૂરજ પરેં ગેંણ તપગચ્છતણેં, ચંદ સૂરજપરે ગયણ છાજેં;
દીપ કવિરાજ ગચ્છરાજ બહાદર ધણી, ગચ્છપતિ નાથ ચઢતેં
દિવાજેં. સૂ૦૬

દુહા

સોહમ પાટપરંપરેં, ગાયા એ ગચ્છરાય;
જેહને નામેં સંપજે, ઈચ્છિત ફલ મન ભાય. ૧
સોહમ કુલને ગાવતાં, ઈતિ ઉપદ્રવ જાય;
કષ્ટ ભંજ ગુણ ગાવતાં, પ્રગટે ઋદ્ધિ સવાય. ૨

## ઢાલ—૫૧

(રાગ ધન્યાશ્રી : તુઠો તુઠો રે મુઝ સાહેબ જગનો તુઠો—એ દેશી)

તુઠો તુઠો રે મુઝ, અનુભવ સાહેબ તુઠો;
સોહમ કુલનો રાસ કરતાં, જ્ઞાન અમૃતરસ વૂઠો રે,
મુઝ સાહેબ જગનો તુઠો (એ આંકણી) ૧
દોય હજાર ને ચ્યાર સૂરિમેં, પેંહેલા ઉદયમેં* વીસ;
બીજા ઉદયમેં ત્રેવીશ સૂરિ, ત્રીજેં અઠાંણું જગીસ રે. મુ૦ ૨
તેહ અઠાણુંમેં સંપ્રતિ વંદો, એકાદશમો સૂરિ;
સરવાલેં ચોપન સૂરિ પ્રગટ્યા, એકાવતારી સનૂરી રે. મુ૦ ૩
સૂરત બંદિર સેંહેર નિવાસી, પોરવાડ કુલ સણગાર;
કુલાશ્રીપત શ્રાવક જિનધર્મિ, પ્રભુ આણા શિરધાર રે મુ૦ ૪
શાહ વધુસૂત વ્રજલાલ સાહજી, તસ સૂત જિનગુંણધારી;
અનોપચંદ સાહ આગ્રહથી કીધો, એહ પ્રબંધ વિચારી રે. મુ૦ ૫
સાક્ષિ ગ્રંથોનું વર્ણન—
મુનિસુંદરસૂરિકૃત પટ્ટાવલી, ધરમસાગર ઉવજઝાય;
દુપ્પસહ યંત્ર દેવેંદ્રસૂરિકૃત, પ્રભાવકચરિત્ર * કહાય રે. મુ૦ ૬
કલ્પસૂત્ર થેરાવલી દેખો, પરંપરાગત જાંણુ;
ગુરુમુખ બહુ પંડિતજન સુણિયા, પ્રાચીન સૂરિ વખાંણુ રે. મુ૦ ૭
ચ્યાર ગ્રંથ અનુસારે કીધો, એહ પ્રબંધ સવાઈ;
સોહમકુલ પટ્ટાવલી ગાતાં, મંગલગીત વધાઈ. મુ૦ ૮
આલોચણા—
એકેંદ્રીયાદિ પંચેંદ્રી દુહવ્યા, હાસ્યતણેં રસ જાંણુ;
જ્ઞાન-દેવ-દ્રવ્ય ભક્ષણ કીધાં, ભાગ્યાં વ્રત પચખાંણુ રે. મુ૦ ૯
ગુણી આચારજ વાચક મુનિના, અવરણવાદ કહાયા;
શ્રાવક શ્રાવિકા જિનધર્મિં, તેહના મર્મ બતાયા રે. મુ૦ ૧૦
નહિ અનુવ્રત નહી મહાવ્રત મોમેં, નહિ ગુંણ સીલ સંતોસ;
થાંનક પાપ અઢારે સેવ્યાં, આતમ કીધો પોસ રે. મુ૦ ૧૧
જિન આગમ પ્રરૂપણ કરતાં, નિજમતિ અધિક સુનાયા;
ઉત્સૂત્ર ભાષણ પાતિક મોટો, જાણી નેંહ હલાયા રે. મુ૦ ૧૨

કેવેસર બિરદ ધરાવી જગમેં, બહુ નૃપ સભા વખાંણ્યા;
ભુજબલ ફોજ સંગ્રામ વખાણ્યા, આતમ દોષ ન જાંણ્યા રે. સુ૦ ૧૩
મેં આ ભવમેં તપ નહી કીધાં, નહી વ્રત નહી પચ્ચખાંણ્યું;
મુનિમારગની નહી આચરણા, નહિ કાંઇ સુકૃત કમાંણુ રે. સુ૦ ૧૪
આતમ તારણ દોસ નિવારણ, શ્રી સોહમકુલ ગાયો;
જીભ પવિત્ર કરી સૂરિસ્તવનાથી, ભવભવ દુકૃત મિટાયો રે. સુ૦ ૧૫
સોહમકુલ નેં સંઘની સાખેં, એ સહુ પાપ પલાઊ;
ત્રિકરણ સુધેં મિચ્છા[મિ] દુક્કડ, ભવભીરૂ કેહેંવાઉં રે. સુ૦ ૧૬
ગ્રંથનામ તથા સમાપ્તિવચન—
શ્રી સોહમકુલરત્ન-પટ્ટાવલી, એહ રાસનું નામ;
એહમેં રત્નસૂરીસર ગાયા, સોહમ પટધર સ્વાંમ રે. સુ૦ ૧૭
વીર જગતગુરૂ શાસન અવિચલ, વરસ એકવીસ હજાર;
ભગવતીસૂત્રમેં ગજગતિ સરખો, વરતસ્યેં જયજયકાર રે. સુ૦ ૧૮
તિહાંલગ એહ રાસ જયવંતો, વલિ રહો નભ શશિ સૂર;
મેરુ મહીધર લગ જયવંતો, એ પુસ્તકે વડ નૂર રે. સુ૦ ૧૯
શ્રી વિજયાનંદસૂરિ પટધારી, સમુદ્રસુરિ ગચ્છરાજા;
તસ રાજેં સ્તવના કીધી, દિનદિન ચડત દિવાજા રે. સુ૦ ૨૦
સંવત અઢાર સત્યોત્તર(૧૮૭૭) વરસે, શક સત્તર એંહેંતાલ;
શ્રી સુરત બંદિરમેં ગાઇ, સોહમ કુલગણમાલ રે. સુ૦ ૨૧
પ્રેમરત્ન ગુરુરાજ પસાઈ, સોહમ પટધર ગાયા;
મન ઇચ્છિત લીલા સહુ પ્રગટે, દીપવિજય કવિરાયા રે. સુ૦ ૨૨

ઇતિ શ્રી પ્રાગ્‌વાટજ્ઞાતીય સાહ કલા શ્રીપત કુલોત્પન્ન સાહ અનોપચંદ વ્રજલાલ આગ્રહાત્ સકલ પંડિત પ્રવર પં૦ શ્રી પ્રેમવિજય ગ. પં. રત્નવિજયજીગણિના શિષ્ય પં. દીપવિજય કવિરાજ બહાદરેણ વિરચિતે શ્રી સોહમકુલરત્ન-પટ્ટાવલી-રાસ પ્રાકૃત પ્રબંધે જ્ઞાનસાગરસૂરિં પ્રમુખ પંચસૂરિ, મુનિ હત્યા પાતકી પ્રતિબોધન, ધન્ના પોરવાડકૃત રાણપુર પ્રાસાદે ચ્યારસૂરિ આગમન, શ્રી સંતિકર સ્તોત્ર નિષ્પન્ન દીવાલી કલ્પકર્તા પ્રમુખ ચ્યારસૂરિ વર્ણન, લહોડી પોસાલ, કમલકલસા, કત્તપરા, વિજામતી, કડુઆમતી, પાર્શ્વચંદ્રસૂરિ, લુંકા પ્રમુખ ગચ્છભેદ, હેમ-

વિમલસૂરિ ક્રિયા ઉદ્ધાર, રાજવિજયસૂરિમાહાત્મ (ગચ્છ); પાલણપુર પલ્લવિયા ઉત્પત્તિ વરણુન ગઝલ, અકબરશાહ પૂર્વભવ, હીરસૂરિ દીલ્હીગમન, સાહિ મિલન, ડામરસર ચિડીજીભ જીજીઆદિ હિંસામોચન, સાહીરાજ્ય પર્યંત અમારી પટ્ટકુરમાના દક્ષણા, ગુરુ પૂજન કરણ, જગતગુરુ બિરદ પ્રાપણ, હીર-સેન ઉભય વરણુન, શ્રી દેવસૂરિજી શ્રી વિજયાનંદસૂરિ ઉભય ગચ્છ વરણુન, ઉભય પટોધર મિલન, શેઠ શાંતિદાસકૃત સાગરગચ્છ નિષ્પન્ન, શ્રી જાંહાંગીરપાતસા દત્ત શ્રી દેવસૂરિજી મહાતપા બિરદ પ્રાપણ, શ્રી રત્નસૂરિ મહારાણા શ્રી અમરસિંહ પ્રતિબોધિત પર્યુષણ પર્વ અમારી લેખ કરણ, પ્રમુખ ઉગણિસ સૂરિ વરણુન, કવેસર સમસ્તસૂરિ સમક્ષે પાપઆલોયણાદિ વર્ણનો નાંમ ચતુર્થોલ્લાસઃ ૪

॥ ઇતિ શ્રી સોહમકુલરત્ન પટ્ટાવલી રાસ ॥

શ્રી દેવસૂરિગચ્છ પંડિતમતં

૧. પંન્યાસ વિવેકવિજયગણી કુમર૦ સતકમતં
૨. પં૦ સુબુદ્ધિ વિ૦ ગ૦ વલ્લભ૦ સતકમતં
૩. પં૦ ખુશાલ વિ૦ ગ૦ દેવ૦ સતકમતં
૪. પં૦ માણિક્ય વિ૦ ગ૦ ગલાલ૦ સતકમતં
૫. પં૦ મુક્તિ વિ૦ ગ૦ હંસ૦ સતકમતં
૬. સંવેગી પં૦ રૂપવિજયજી પં૦ પદ્મ૦ સતકમતં
૭. સંવેગી પં૦ વીરવિજયજી ગ૦ શુભ૦ સતકમતં
૮. પં૦ દીપવિજયજી ગ૦ કૃષ્ણ૦ સતકમતં
૯. પં૦ વિનય વિ૦ ગણિ કલ્યાણ૦ સતકમતં
૧૦. પં૦ રાજવિજય ગણિ રૂપ૦ સતકમતં
૧૧. પં૦ અમરવિજયજી પં૦ પ્રેમ૦ સતકમતં

શ્રી રાજવિજયસૂરિગચ્છ પંડિતમતં

૧. પં૦ ઋદ્ધિરત્નગણી શ્રીજી સતકમતં
૨. પં૦ જિનેન્દ્રરત્નગણી પં૦ રૂપરત્નમતં

શ્રી વિજયાનંદસૂરિગચ્છ પંડિતમતં

૧. પં૦ વિનયવિજય ગણિ જીત૦ સતકમતં
૨. પં૦ તીર્થવિજય પં૦ વિનોદ૦ સતકમતં
૩. પં૦ પ્રેમવિજયગણિ ગંભીર૦ સતકમતં

૪. પં૦ નાયકવિજય પં૦ વિનય૦ સત્કમતં
૫. પં૦ હર્ષવિજય ગણિ તત્ત્વ૦ સત્કમતં
૬. પં૦ જયવિજય ગ૦ પં૦ માન૦ સત્કમતં
૭ પં૦ ચતુઃવિજય પં૦ હિન૦ સત્કમતં
૮ પં૦ કપૂર પં૦ કેસર૦ સત્કમતં
૯. પં૦ ચતુરવિજય ધન૦ સત્કમતં
૧૦ પં૦ પ્રતાપવિજય પં૦ માન૦ સત્કમતં
૧૧. પં૦ રાજેંદ્રવિજય પં૦ ભક્તિ૦ સત્કમતં
૧૨. પં૦ લબ્ધિવિજય પં૦ ગૌતમ૦ સત્કમતં
૧૩. પં૦ દયાવિજય ગ૦ પં૦ દેવ ૦ સત્કમતં
૧૪. પં૦ ફતે પં૦ ક્ષમા૦ સત્કમતં
૧૫. પં૦ માન પં૦ રૂપ૦ સત્કમતં
૧૬. પં૦ ભાગ્ય પં૦ ગુણાગ્ર સત્કમતં

સાગરગચ્છે પંડિતમતં

૧. ભ૦ શ્રી શાન્તિસાગરસૂરિ ભ૦ મતં
૨. ઉ૦ શ્રી મુક્તિસૌભાગ્ય ગણિ મતં
૩. પં૦ ફત્તેસાગર ગણિ૦ સુખસાગર મતં
૪. પં૦ કલ્યાણસૌભાગ્ય ગ૦ ઉ૦ મુક્તિ૦ સત્કમતં

શ્રી લોહોડી પોસાલગચ્છે પંડિતમતં.

૧. પં૦ ભાગ્યહંસ૦ ગણિ૦ જ્ઞાનહંસ સત્કમતં

વડી પોસાલગચ્છે પંડિતમતં

૧. પં૦ બુદ્ધિસાગર ગણી૦ પુન્યસાગર મતં

ઉપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિ મહારાજે વૃદ્ધ પટ્ટાવલિમેં પંડિતની મતાં કરાવ્યાં, તે રીતે કરાવ્યાં છે.

## આ. શ્રી પ્રજ્ઞાતિલકસૂરિશિષ્યવિરચિત

# કચ્છૂલી (ગચ્છ) રાસ

[ રચનાસંવત-વિ. સં. ૧૩૬૩; લેખન સંવત્-વિ. સં. ૧૪૦૮ ]

ગણુવઇ જો જિમ દુરીઉવિહંડણુ, રોલનિવારણુ તિહૂયણુમંડણુ,
પણુમવિ સામીઉ પાસ જિણુ;
સિરિ ભદ્દેસરસૂરિહિં વંસો, બીજી સાહહ વંનિસુ રાસો,
ધમીય રોહુ નિવારીઉ.
સગ્ગખંડુ જિમ મહિયલિ જાણુઉ, અટ્ઠારસઉં દેસુ વખાણુઉં,
ગોવલિ (ગોઉલી) ધન્નિ રમાઉલઉ;
અનલકુંડ સંભમ પરમાર, રાજું કરઈ તહિં છે સવિચાર,
આબુ ગિરિવરુ તહિં પવરો.
વિમલવસહીં આદિ જિણુંદો, અચલેસરુ સિરિમાસિરિ વિંદો,
તસુ તલિ નયરી ય વન્નીય એ;
જણુમણુ નયણુહ કમ્મણુમૂલી, કેછૂલી કિરિ લંકિનિસાલી,
સર-પ્રવ વાવિ મણોહરીય ॥ ૭ ॥

### વસ્ત (વસ્તુ છંદ)

તમ્હિ નયરી ય તમ્હિ નયરી ય વસઇ બહુ લોય,
ચિંતામણિ જિમ દુત્થીયઈં દીઈં દાનુ સવિવેય હરિસી ય,
સચ્ચઇં સીલિ વવહરઇં કૂડ કપડુ નવિ તે ય જાણુઇં;
ગલીઉં જલુ વાડી પીઇ ધમ્મ કમ્મિ અણુરત્ત,
એક જીહઈ કિમ્ વન્નીઈ કેછૂલી સુપવિત્ત. ॥ ૭ ॥
હિમગિરિ ધવલઉ જિસુ કવિલાસો, ગુરમંડપુ પૂતલીય વિણાસો,
પાસ ભૂયણુ રલિયામણુઉં;
ભવીયઇં ગુરુમણિ આણુંદુ આણુઈ, જસહડનંદણુ તં પરિમાણુઇ;
સત્તરિ ભેદિ સંજમુ પરિપાલઇ, વિહિમગિ સિરિપહસૂરિ ગુણુ ગાજઈ.
એગંતર ઉપવાસ કરેઈ, બીજા દિણુ આંબિલ પારેઈ;
સાસણુદેવતિ દેસણુ આવઇ, રયણિહિ બ્રહ્મસંતિ ગુરુ વંદઈ;
કવિલ કોટિ શ્રીયસૂરિ વિહરંતઈ, માલા રોપણુ કીયાં દુરંતઈ.

સઈ નર આવીય પંચસયાઈં, સમકતિનં દઈ બહૂય વયાઈં;
છાહડનંદણુ બહુ ગુણુવંતઉ, દિક્ખ લીઇ સંસાર વિરત્તઉ.
લાખણુ છંદ પમાણુ પરિક્ખણુ, આગમ ધમ્મ વિચાર વિયક્ખણુ;
છત્રીસી ગુરુગુણિ જુત્તઉ, જાણિઉ નિય પહિ ઠવિઉ નિરુત્તઉ.

માણિક્કપહુ સૂરિ નામુ, શ્રીયસૂરિ પ્રતીઠીઉં;
કચ્છુલી પૂરી પાસજિણુ, ભૂયણિ અહિઠીઉ.

સાવયલોય કરંઈ તસુ ભત્તી, નવ નવ ધમ્મ મહૂસવ જુત્તી;
શ્રીયસૂરિ આરાસણિ અ હાહી, અણુસણુ વિહિ પહુત્તઉ સુરમાહી.
નિવીઅ આંબિલિ સોસીય નિય કાયા, માણિક્કપહસૂરિ વંદઉ પાયા;
વિણુઠ દેહ જસ ધવલઉ રાણી, પાય પખાલણિ હુઈ ય પહાણી.

માણિક સૂરિ જે કીધ, જિણુધમ્મ પભાવણુ;
ઈક મુહિ તે કિમ વન્નઉ, ભવ પાવ પણાસણુ.

કાલુ આસન્નુ જાણેવિ માણિક્કસૂરિ,
નયરિ કચ્છુલિ જાએવિ ગુણુમણિ ગિરિ;
સેઠિ બાસલસૂઓ વાહિગયકેસરી,
વિરસ સંસારસરિયનાહ તારણુતરી.
સઘુ મેલવિ સિરિ પાસ જિણુમંદિરે,
વેગિ નિય પાટિ ગુરુ ઠવિઉ અઇસઈપરે;
ઉદયસિંહસૂરિ કીઉ નામિ નાચંતી એ,
નારીજણુ ગચ્છભરુ સયલુ સમપીજએ,
સૂરુ જિમ ભવિય કમલાઈ વિહસંતઓ,
અંબરિ ચઢાવલિ તાવ સંપત્તઓ;
જન્ન ચત્તારિ વર વાણિ જો રંજ એ,
રાઉલો ધંધલો દેઉ મણિ ચમક એ.
કોઇ કમ્માલી ઓ પાઉયારૂઢઓ,
મયણિખા(ખો)પરિથીઈ ભણુંઇ હઉં વાદીઓ;
પંડિતે બંભણે તાપસે હારિયં,
રાઉલો ધંધલો દેવિંહિં ચિંતિયં.

વાદીહિં જીતઉં નયરો, નવિ કોઉ હરાવઈ;
ઉદયસૂરિં જઈ હોએ, અમ્હ માણુ રહાવઈ

વસ્ત (વસ્તુ છંદ)

જિત્ત નયરી ય જિત્ત નયરી ય સયલ મુણિ સીહ,
નીરંતઈં નીસેવડો (નિરૂપડો) ગરૂય દંડ ડંબરૂ કરંતઈ,
ધંધલુ રાઉલુ વિન્નવઈ સામિસાલ પઈ મજિઝ સંતઈ;
બંભણુ તપસી ય પંડીયા જં ત ન બંધઈ બાલા,
સુગુરુ કમ્માલિઉ નિજ્જણીઉ અમ્હ અપ્પઉ વરમાલા ॥ ૭ ॥
ધંધલ જિણુહરિ સવિ મિલિય, રાણુાલોય અસેસ;
ઉદયસૂરિ સંઘિહિ સહિઓ, નિવસઇ એ નિવસઇ એ નિવસઈ વર હરિ પીઠિ.

.... .... .... .... .... .... ....

સત્થિ પમાણી હરાવિઉં મંત્રિહિં એ મંત્રિહિં એ મંત્રિહિં વાદુ કમઠો.
સેયંવર તઉં હિવ રહિજે, જે ગુરુ સિદ્ધિહિં ચંડો;
વિસહરુ આવતુ પરિષંજિ હૈ, લંખિઉ એ લંખિક એ લંખીઉ દંડુપ્પયંડો.
તઉ ગુરિ મુહંતાં મિહિહટરિ, હોઈ ગરૂડુ પણેણ;
ધાઈઉ લીધઉ ચંચુપુડે, ગિલીઉ એ ગિલીઉ એ ગિલી કે કાલભૂયંગો.
પાઉપિહિ વિ સંમુહીય, ડર ડરંતુ થીઓ વાઘો;
જોવણુહાર સવિ ખલભલીય, હીયડઇ એ હીયડઇ એ હીયડઈ પડીઓ હાઘો.
તડે સૂરિ મૂકીઉ રયહરણુ, કીધઉ સીહુ કરાલો;
વાઘહ જંતાં દૂરિથીઉં, હરિસીઉ એ હરિસીઉ એ હરિસીઉ નયરૂ સબાલો.
ઇત્થંતરિ મુણિ ગયણુઠિય, તસુ સિરિ પાડીય ઠીબ;
હૂઓ કમાલીઓ કાલમુહો, લોકિહિં એ લોકહિં એ લોકિહિં વાઇય બૂંબ.
છંડિક માણુ કવાલધરો, ધાઈડિ વંદઈ પાય;
ખમિ ખમિ સામિ! પસાઉકરી જીતઉં એ જીતઉં એ
જીતક તઈ મુણિ વાય ॥ ૭ ॥

વસ્ત (વસ્તુ છંદ)

તાવ સંધીઉં તાવ સંધીઉં ઠીમ મંતેણુ,
ગણુહરિ કરિ કમ્માલીયહ ભિકખ ભરીઉ અપ્પિઉ મુહત્તિણ;

રામિ હિં જિમ વાયસહ ઇકિકુ નિચ્છુત્ત(ગુત્ત) સુ હરીઉ સત્તીણુ;
ધારાવરસિ કયંત સમિસિંઠીઓ ડિંભીઉ તામ,
મતપઉ કોહિ વરીસ જિનઉદયસૂરિ રવિ જામ. ॥ ૭ ॥
ચડ્ડાવલિહિં વિહરીઉ, પ્રભુ પહુતઉ મેવાડિ;
પાસુ નમંસીઉ નાગદ્રહે, સમોસરીઉ આહાડિ.
જાલુ કુદ્દાલી ય નીસરણી, દીવઉ પાટઉ પેટિ;
વાદીય ટોહરુ પહૂ ધરએ, પહુત્તઉ ખમણુઉ એટિ.
કેવલિ ભુક્તિ ન જિણુ ભણુએ, નારિહિં સિદ્ધિ સજાણિ;
ઉદયસૂરિ ખમણુઉં ચલીઉ, જયતલ્લ રાયઅથાણિ.
કેવલિ ભુક્તિ મ ભ્રંતિ કરે, નારી જતિ ધ્રુવ સિદ્ધિ;
તિસમય સિદ્ધા વજ્જિં, જીય લીઈ આહારુ વિસુદ્ધ.
ખીચ ખીર હિકંતુ હીઉ, જિત્તુ નંદિમુણિ દેવિ;
ગયકુંભથલિ આરૂઢીય, પઢમ સિદ્ધ મરુદેવિ.
વિવરણુ પિંડવિસુદ્ધિ કીઉ, ધમવિહી ગ્રંથુ પ્રસિધ્ધુ;
ચીયવંદણુદીવીય રચિય, ગણુહરુ ભૂયણિ પ્રસિધ્ધુ.
અમ્હહં સાજણુ સેઠે, છમ્માસહં કાલો;
વસતિણિ ઉયરિ ઉપનઉ, પહિ ઠાવિજિ બાલો.
તેરહુરોત્તર (૧૩૦૨) વરિસે, અપ્પઉં સાધેઈ;
ચડ્ડાવલિ હિવિડો, જગિ લીહ લિહાવી ॥ ૭ ॥
કચ્છૂલી જાએવિ પરમકલ સુ ગચ્છભારુધરો;
પંચમ વરિસ વહંતિ, સાજણુનંદણુ દીખીઉ.
દેવાએસુ લહેવિ ગોડીય, સત્તમે વરિસ લહો;
ચઉ દિસિ મેલીઉ સંઘુ. આરિઠવણુઉ વિવિહપરે.
ગૌતમ સામિહિં મંત્રુ, આયાત્રીજઈ દિણિ દીઈ એ;
જોગ-વહાણુ વહેવિ, અંગ ઇગ્યારઇ સો પઢએ.
ત સંજમિ રણિ જીતુ, સયરહ ચૂકઉ પંચસરો;
ગૂજરધર મેવાડિ, માલવ ઉજ્જેણી બહૂ ય.
સાવય કીય ઉવયાર, સંઘ પભાવણુ તહિ ઘણી ય;
સાત્રીસઈ (૧૩૭૭) આસાઢિ, લખમણુ મયધર સાહુ સૂઓ.

છયણી નયર મઝારિ, આરિહવણુઉં 'લીમિકીઓ;
કમલસૂરિ નિય પાટિ, સઈ હથિ પ્રજ્ઞાસૂરિ ઠવીઓ.
ખમીઉ ખમાવીઉ જીવુ અણુસણિ અપ્પા સુધુ કીઓ;
પણિ પહુત્તઉ સુરલોઇ, ગણહરુ ગંગાજલ વિમલો.
તાસુ સીસુ ચિરકાલુ, પ્રતપઉ પ્રજ્ઞાતિલકસૂરો;
જિણસાસણિનહચંદુ, સુહગુરુ ભવીયહં કલપતરો.
તા જગે જયવંતઉ હોઉ, જાં જગિ ઊગઇ સહસકરો;

.... .... .... .... ... ....

તેરત્રિસઠઇ (૧૩૬૩) રાસુ, કોરિંટા વડિ નિમ્મિઉ;
જિણહરિ હિંત સુણંતં, મણુવંછિય સવિ પૂરવઉ ॥ ૭ ॥

॥ કછૂલીરાસઃ સમાપ્તઃ ॥

નોંધ :—પાટણના શ્રી હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાંના શ્રીસંઘ તાડપત્રીય જૈન જ્ઞાનભંડારની ડબ્બા નં૦ ૧ વસ્ત્ર પર લખેલ પ્રત૦ નં૦ ૧ પરથી ભોજક ચીમનલાલ પૂનમચંદે કરેલ નકલ તથા વડોદરાની ગાયકવાડ ઑરિએન્ટલ સીરિઝ વૉ૦ XIII (૧૩) 'પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ'માં છપાયેલ રાસના આધારે આ રાસ અહીં આપ્યો છે.

અજ્ઞાતકર્તૃક

# તપાગચ્છ-ગુર્વાવલી-રાસ

[ રચનાસંવત-વિ૦ સં૦ ૧૪૫૦ ]

વીરૂ નમેવિણુ ભણિસુ ગુરાવલી,દિપ્પઇ દિણયરુ જીમ કિરણાવલી,
તારાવલી સસિ ચંગો. ૧
તિમ ધુરિ ગણહરૂ ગોયમસામી, સોહમ જંબુ થૂલભદ્દ નામી,
પ્રામીજઈ સુહસંગો. ૨
સામી વયરકુમારૂ નમીજઈ, વયરસેણુ ગુરુરાઉ થુણીજઈ,
ખીજઈ કમ્મકિલેસ. ૩
ઇણિ ક્રમિ ચઉદહ-દસ-પૂરવધર, લમધિવંત સુયકેવલિ જુગવર,
પૂરવ રિષિ પ્રણમેસુ. ૪
પહિલઉં દેવભદ્રગણિ ગુણમાલિઉ,સંજમ મારગુ જિણિ ઉજુઆલિઉ;
લાલિઉ ધમ્મનરિંદો. ૫
સસિગછિ તપ તેજઇ દિણકારો, દૂસમિ દુઃકર ચારિત ધારો,
સૂરિ શ્રી જગચંદો ૬
દેવિંદસૂરિ દેવે વંદિઉ, વિદ્યાણંદસૂરિ જગુ આણંદિઉ;
ઇંદ્રિયદમણુ નિસ કો. ૭
ધર્મધુરંધર શ્રી ધર્મઘોષસૂરિ, સોમવયણુ શ્રી સોમપ્રભસૂરિ,
સૂરિજ જિમ નિકલ કો. ૮
વિમલપ્પહ શ્રી વિમલપ્પહસૂરિ, પરમાણંદકરૂ પરમાણંદસૂરિ,
પૂરિઉ હરખિ નમામિ. ૯
ભાવઇં વંદઉં પાવ-તિમિરહરૂ, પઉમતિલયસૂરિ સાસયસુહકરૂ,
ગણહરૂપઈ સિરૂ નામિ. ૧૦
જસુ કેરઉ જસપડહઉ વાજઈ, આજુ લગઈ ગુણિ ગુહિરઉ ગાજઈ,
ભા(ભા)જઈ સંકટ નામિ. ૧૧
સો શ્રીસોમતિલયસૂરિ નંદઉ, ઉદયુ તવગચ્છિ નિરમલુ ચકઉ,
વંદઉ હંઉ પ્રણામિ. ૧૨

ચંદકિરણસમ ગુણરયણાચલ, ચંદસેહરસૂરિ ધ્યાનિ સુનિશ્ચલ,
અવિચલ ચિત્તિ જુહારો. ૧૩
શ્રીજયાણંદસૂરિ જગિ સુપ્રસિદ્ધા, તપિ જપિ સંજમિ સીલિસમૃદ્ધા,
સિદ્ધિ-વધૂ ઉરિ હાર. ૧૪
શ્રીગચ્છનાયક જગિ જયવંતા, ચિરૂ જયુ દેવણિ જણ મોહંતા,
બોહંતા બહુ દેસો. ૧૫
શ્રી દેવસુંદરસૂરિ ચૂડામણિ, જામલિ કોઈ ન દીસઈ તિહુયણિ,
સુવિહાણઈ પ્રણમેસુ. ૧૬
મોહનરેશ્વરૂ વિશ્વવિદીતઉ, બાલપણા ધુરિ જિણિ રણિ જીતઉ,
વરતઉ જયજયકારો. ૧૭
જ્ઞાનસરોવરિ ક્રીડાહંસો, જ્ઞાનસાગરસૂરિ મુણિ-અવતંસો,
પ્રણમઉ સોહગસારો. ૧૮
જે બાપડુલા કુગ્રહિ જડિયા, લોક વિચારઈ ઊલટી પડિયા,
ચહિયા માણગઈંદે. ૧૯
જિણિ લીલાં તીહં ભવભમુ ચૂરી, જયુ જયુ શ્રીકુલમંડણસૂરિ,
સૂરિસિરોમણિ વંદે. ૨૦
જિણિ લહુઅત્તણિ તિજીઉં સંસારો, નિરુપઉ લધઉ સંજમ ભારો,
સારો દુત્તર તારો. ૨૧
સૂરિ શ્રી ગુણરયણ વખાણઉં, ગરૂઉ ગણહરૂ ગરૂ પ્રમાણ,
પ્રણમઉ જ્ઞાનભંડારો. ૨૨
એ સવિ ગણહરૂ તિહુયણિ ભાણુ, વચનિ સુકોમલુ કુગ્ઈ વખાણુ,
વાણિ વસઈ કિરિ વયણે ૨૩
ચિંતામણિ એ કપ્પદુમ, કામધેણુ એ તીરથ જંગમ,
અમિઉ ધરઈ કિરિ નયણે. ૨૪
ધ્યાનિ લીણા પરમ જોગેસર, છબ્વિહ જીવાભય દાનેસર,
કટરે લબધિ ઉદાર. ૨૫
વાધઈ દિણિ દિણિ અધિકુ પ્રતાપો, દરિસણિ તકખણિ નાસઈ પાપો,
બપુરે સંઘ આધાર. ૨૬

માયાવયર વિશેષિં રહિયા, ઉવસમ પંથ મહુઅવઈ સહિયા,
અહિરે (?) સીલંગધાર. ૨૭

એ ગુરુ સરણાગય વજ પંજર, મહિમા ભાગિ સુભાગિહિં ગુંજિર,
કુંજરગતિ પય ચાર. ૨૮

નવ કલપઈં પ્રભુ કરઈં વિહાર, હોસ આયાલિસ સુદ્ધાહાર,
તારણ તરણ સમત્થ. ૨૯

જં બોલઈ તં સહુઈ નિશ્ચલુ, ભાવહિ ભંજણ સેવક વચ્છલુ,
ભવજલ નિહિ બોહિત્થ. ૩૦

આગમ સારવિચાર વિચક્ષણ, વાદિય વાદિ હરાવિય તકખણિ,
લક્ષણવંત સરીર. ૩૧

પુર પાટણમેં ધન ધન નરવર, જીહં વિહરઈ જે સેવઈં સિવકર,
ગણહર સાહસ ધીર. ૩૨

વર ઉવઝાય વણારીય ગણિમણિ, ગુરુણીય મહત્તર પવત્તિણિ સાહુણિ,
અણુદિણુ પય સેવંત. ૩૩

સાવય સાવિય સંધિહિં પૂરા, પ્રતપઉ જાં ધ્રૂ-મહિ-ચંદ-સૂરા,
ગરુયા સુરગુરુ પંતિ. ૩૪

અનુ પરિપાટિહિં એ ગુરુમાલા, સોહઈ જીમ ચંપકવરમાલા,
સાલા સુકખનિહાણ. ૩૫

નિતુ ઊલટિ જે કંઠિહિં પહિરઈ, અષ્ટ મહાસિદ્ધિ ફલીઈ તીહં હુઈ,
અનુ હુઈ સફલુ વિહાણ. ૩૬

॥ ઇતિ ગુર્વાવલી—રાસ સંબંધી સમાપ્ત ॥

નોંધ :—આ. શ્રી કુલમંડનસૂરિનું સૂરિપદ સં૦ ૧૪૪૨, સ્વર્ગ ૧૪૫૫. આમાં સોમસુંદરસૂરિનું નામ નથી, જેમનું સૂરિપદ સં. ૧૪૫૭માં થયું હતુ

નકલ કરનાર—મુનિ મહારાજ શ્રીઅમરવિજયજીના શિષ્ય મુનિ ચતુરવિજયજી.

આ રચના 'જૈનયુગ' પુસ્તક ૫, અંક ૪–૫ (સં. ૧૯૮૬ માગશર–પોષ)ના પત્ર ૧૫૨–૧૫૩ના આધારે અહીં આપી છે.

પં. શ્રી જ્ઞાનકીર્તિગણિવિરચિત

# શ્રીસોમસુંદરસૂરિ-સ્તુતિ

[ રચનાસંવત—વિ. સં. ૧૪૭૦ ]

સિરિ સોમસુંદરસૂરિ ગુરુ, ગુરુ ગુણરયણ ભંડાર;
ભાવિહિં ભગતિઈં વીનવઉં, જિણસાસણ સિંગાર. ૧
સિરિ દેવસુંદર પટ્ટધર, સાહુણિ સાહુ સણાહ;
ભવસાયર બુડુંત જણ, હત્થાલંબણ બાહુ. ૨
આગમિ જાણીય તત્ત્વ નવ, જીવાજીવ વિચાર;
બાલપ્પણિ પામિઅ ચરણ, સિક્ખિય સવ્વાચાર. ૩
ઉવસમિ સામિઅ કોહ દવ, મદ્દવ મદ્દિઅ માણ;
અજ્જવ તજ્જિય માયભર, વર સંતોષ નિહાણ. ૪
દુદ્દમ પિંચિંદિય દમણ, રાગદોસ પરિહાર;
નવ બંભગુત્તિહિં ગુત્ત તણુ, દુજ્જય નિજ્જિય માર. ૫
તસ થાવર રકખણ નિરત્ત, પચ મહવ્વય ધાર;
ગામાગરિ પટ્ટણ નયરિ, નવ કપ્પિ વિહિય વિહાર. ૬
દેસણ રંજિય સયલ જણ, પયડિય ધમ્માધમ્મ;
જે તુમ્હ વંદઈં ભવ્વ જણ, તાહ સફલઉ નરજમ્મ. ૭
જણ મણ વંછિય કપ્પતરુ, જગબંધવ જગનાહ;
જઈ સુચિરં નિમ્મલ ચરણ, દંસણ નાણ સણાહ. ૮
એવં ગુણે જંપઈ સો ગુરુણં, ચંદુજ્જલે ભત્તિભરેણ ભવ્વો;
સંસાર કારાગિહવાસ દુકખં, મુત્તુણ સો જાઇ કમેણ મુકખં ૯

ઇતિ શ્રીસોમસુંદરસૂરિસ્તુતિ. પં. જ્ઞાનકીર્તિગણિભિઃ કૃતાઃ શુભં ભવતુ.

નોંધઃ આ રચના 'શ્રી જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૭ અંક ૯ પૃષ્ઠ ૪૬૩માં સાક્ષર મો. દ. દેસાઈએ સંગ્રહીત લેખને આધારે અહીં આપી છે. આ સ્તુતિના રચયિતા પં. શ્રી જ્ઞાનકીર્તિગણિનો પરિચય આ પ્રમાણે છેઃ—

श्रीमंतः श्रुतशेखराह्वयचिबुधाः श्रीवीरचूडेश्वराः,
श्रीसोमादिमशेखराश्च विदुराः श्रीज्ञानकीर्त्याह्वयः ॥
चत्वारः श्रुतविश्रुताश्चतुरतासंशोभिताः संश्रयान्,
घ्नन्ति स्माऽसुमतां तमांसि तरणेर्दीप्ताः करौघा इव ॥

सोमसौभाग्य काव्य, स० १०, श्लो० ५७।

આ. શ્રી. ભુવનસુંદરસૂરિશિષ્યવિરચિત

# શ્રીતપાગચ્છ-ગુર્વાવલી

[ રચનાસંવત—વિ. સં. ૧૪૯૦ ]

વીર જિણેસરસીસ, ગોઅમસામિય પય નમિઅ;
પંચમ સોહમસામિ, જંબૂ પભવાનુકંમિ હુઅ. (૧)
સિજ્જંભવુ સુઅસારુ, સિરિ જસભદ્દુ સુભદ્દકરો;
જયઉ સામિ સંભુઅ-વિજય ભદ્દબાહ સુગુરો. (૨)
થૂલભદ્દ મુણિરાઓ, રાઉતુ અભિનવુ સીહસરિ;
જિણિ લીધઉ જસવાઓ, મોહનરેસર જાઇ ધરિ. (૩)
અજ્જ મહાગિરિસુરિ, જિણિ જિણકપ્પહ તુલહ કિઅ;
અજ્જ સુહત્થિ સુસૂરિ, સંપઇ નિવુ જિણ બૂઝવિઅ. (૪)
કલિ કરાલિ દુકાલિ, જો ગયણંગણિ નિજ્જ બલિ;
લેવિ સંઘ સુભ દેસિ, પૂરિ મણોહર ફૂલિ ફલિ. (૫)
દેવહં કિઉ આણંદ, બાલ કાલિ ગુરુ જણ વસિ;
સિરિ સંઘહ જયકારુ, હોઉ સુસામિઉ વઇરિ રિસિ. (૬)
વયરસેણુ તસ સીસુ, અમિયવાણિ ગુણરાસિ ગુરુ;
વિજ્જાહર નાગિંદ, નિવ્વુઈ ચંદ ચઉ સીસ કરુ. (૭)
તિહિં નામિહિં સુપસિદ્ધ, ચઉર સાખુ અનુકંમિ હુઅ;
ચંદગચ્છિ ગણહાર, ભુવણચંદસૂરિ સંથુઅ. (૮)
તિણિ કમિ સિરિ ઉજ્ઝાય, દેવભદ્દગણિ ગુણનિલઉ;
તસ્સ સીસ તવારઉ, સિરિ જગચંદ ગણેસુ હુઉ. (૯)
તઉ ગુણમણિ ભંડારુ, સિરિ દેવિંદ મુણિંદ વરુ;
જો આગમ બહુલીણુ, સાર સુત્ત વર વિત્તિ કરુ. (૧૦)
તસ પય પઉમ સુભિંગ, વિજ્જાણંદ ગણેસુ વરુ;
ધમ્મધુરંધર જાઓ, ધમ્મઘોસસૂરિ જુગપવરુ (૧૧)
તસ પય સોમસરિચ્છ, સોમપ્પભસૂરિ અવયરિઉ;
તે વંદિય મણુઇસ, પૂરઉ જો ગુણગણ ભરિઉ. (૧૨)
વિમલચરિત્તિ સુલીણુ, વિમલપ્પભસૂરિ સાતિસઉ;
સિરિ પરમાણંદસૂરિ, પઉમતિલયસૂરિ મણિનિસઉ. (૧૩)

સોમતિલયસૂરિરાઉ, જિણુ દૂસમિ સૂસમુ કિયઉ;
સૂવિહિં ધમ્મવએસિ, જાણે ગોઅમ અવયરિઉ. (૧૪)
ચંદ જિમ જલકંતુ, ચંદસિહરસૂરિ અભિય ઘડુ;
જયકર સિરિ જયાણંદ, સૂરિ સુહારસવાણિ કુડુ. (૧૫)
સિરિ દેવસુંદરસૂરિ, દીઠંઈ મણુ આણંદ હિઅએ;
મુણિ અપંસુ તસુ પાસિ, રાગસોસ નિઠ્ઠહિઅએ. (૧૬)
તસ પટગયણદિણિંદુ, સિરિ નાણુસાગરસૂરિવર;
અમિયવાણિ ગુણખાણિ, સિરિ સિદ્ધંતુવએસપરુ. (૧૭)
સિરિ કુલમંડણસૂરિ, પુવ્વમુણીસર ગુણનિલઉ;
લખ્ખણિ છંદિ પ્રમાણિ, કવિકુલમંડણુ કુલતિલઉ. (૧૮)
ભવિયણુ-ભવદહદાહ, વાહિવિણાસણુ અમિયઘડુ;
સિરિ ગુણરયણસૂરિ, દૂરિ પણાસિઅ મોહ-ભડુ. (૧૯)
સંપઈ દૂસમકાલિ, સિરિ સોમસુંદર જુગપવરો;
અમયરસોવમ વાણિ, સયલ જણહ જો સુખ્ખકરો. (૨૦)
સંઘસમુદ્દ સુચંદ, સાહુરયણુ સૂરિપ્પવરો;
લખ્ખણુ અઠ્ઠ (તઠ્ઠ) અણેગ, સાંહિચ્ચાગમગંથધરો. (૨૧)
જગવિસ્સુઅ પરભાણુ, વિજ્જાસાયર સૂરિવરો;
નિમ્મલનાણપહાણુ, નિરઈઆર ગુરુ ચરણધરો. (૨૨)
સિરિ મુણિસુંદરસૂરિ, ભૂરિ વિબુહ જણુ પત્તજઉ;
નાણુ-ગરુઅ-વેરગ્ગિ, બાલિ કાલિ જોગહિઅવઉ. (૨૩)
સિરિ જયચંદ સુસૂરિ, દૂરી કઉ જણુ દુહનિવહો;
સિદ્ધંતહ ઉવએસિ, પયડિય ભવિયણુ મુખપહો. (૨૪)
ભુવણસુંદરસૂરિ ગુરુરાય, નાયસવ્વગંથત્થભરો;
નિઅદંસણુમિત્તેણુ, બહુ જણુ પરમપ્પીઈ કરો. (૨૫)
વાયગ પંડિઅ સાહુ, મહત્તર પવયણિ સાહુણિઅ;
નામગહણિ જયકારિ, ચઉવિહ સિરિ સંઘિહિં થુણિઅ. (૨૬)
ઈઅ ગુરુગુણનામં, થુણઈ પગામં જો નરુ બહુ ભત્તિહિં ભરિઉ;
જગ જગડણું કામં, દોસારામં દલઈ સુસિરિ મુત્તિ વરિઉ. (૨૭)

॥ ઇતિ શ્રી તપાગચ્છ શ્રી ગુરુવાવલી સમાપ્તા ॥

નોંધ—આ રચના 'શ્રી જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૭, અંક ૯, પૃષ્ઠ ૪૬૩માં સાક્ષર મો. દ. દેસાઇએ સંગ્રહીત લેખના આધારે અહીં આપી છે.

## વિબુધવિમલશિષ્ય-વિરચિત

# શ્રીતપાગચ્છપટ્ટાનુક્રમ-ગુર્વાવલી છંદ

[ રચનાસંવત-વિ સં. ૧૫૭૭ : લેખનસંવત-વિ. સં. ૧૬૫૩ ]

જયતિ જગત્રય જન ઉદ્ધરણી, નિજ કરિ કનક કમંડલુ ધરણી;
તું ત્રિવેણીસંગમ સચરણી, વરદા ભવ વિધિતનયા તરુણી. ૧
અજ નિરજ નિકર કિત્તીસોહર, તપાગચ્છ ધવલિત ભુવનોદર;
પટ્ટાનુક્રમ પભણિસુ ચગા, નિસુણુ સાવય સુગુણ સુરંગા. ૨

विविधगणांबुधिमध्याद् यदुघृता रत्नत्रयो विधेर्विहिता ।
तपगच्छचतुर्थिता रत्नं जगतीतले जयति ॥३॥

અથ બોલી (ગદ્ય ભાષા)

સુસમૃદ્ધ સાજન સુગુણમણિભાજન શ્રૂયતાં સભાજન વિશ્વત્રયરાજન અશરણશરણ ભવભયહરણ સકલસૌખ્યકરણ તારણતરણ; મેરુધીર કનકરુચિશરીર પ્રાપ્તભવાંભોધિતીર દેવાધિદેવ શ્રીમહાવીર, તેહ તણું પટ્ટાવતંસક ગણાધીશ કવણ બોલીઇ.

श्रीमद्वीरजिनेन्द्रस्य विनेयो विश्ववल्लभः ।
येनाऽधीतानि पूर्वाणि सुधर्मस्वामिनाऽद्भुतम् ॥४॥

જગમજિઝ કવણ શ્રીજંબુઓડી, નવનવઈ કંચનતણી કોડિ;
નવપરણીં તરૂણી અઠ્ઠ છોડી, સંયમસિરિ સાધઈ નવલ કોડિ. ૫
સૌધર્મ સીસિ ભુજયુગલ જોરિ, જિણિ કીધા સાથી સબલ ચોર;
સવિ લદ્ધિ લેવી કેવલહ નાણુ, સંપત્તઉ સાસય સુખ ઠાણુ. ૬
તસ પટ્ટી વુચ્છઈ ગુરુ વખાણિ, પ્રભવઉ ભવતરૂઅર દ્વિરદ જાણિ;
દુખદારિદ વારિદ હર સમીર, "ઊએસિનયર" થાપ્પઓ વીર. ૭

દુહા

પ્રગટ પટ્ટધર પંચમુ, શ્રી સચ્યંભવસૂરિ;
સુત કારણિ અવગાહિઉં, આગમજલનિધિ પૂર. ૮
શ્રુતકેવલનાંણી રચઈ, "દશવૈકાલિક" સુત્ત;
મણિગપુત્ત સરિસુ સુગુરૂ, સ્વર્ગભુવનિ સપત. ૯

ગણુધર અતિશય અગગલુ, યશોભદ્ર ગુરુરાય;
જલદવૃષ્ટિ જાણી કરી, સંપત્તુ રવિ હાય. ૧૦
ભાવિં ભગતી પુસ્તકતણીં, કરઈ ભેટિ ગ્રહનાથ;
અવલોઈ આપુ સ ગુરુ, લેસિં આવી હાથ. ૧૧

સઈ હત્થિ શ્રીગુરિ પુસ્તકલિદ્ધઉ દિદ્ધઉ શ્રુતઉપયોગ,
મનમોહા ઓહા આપુ પુસ્તક જોવાનુ નહીં યોગ;
રાખિતાં રાહડિ પેખઈ પાહુડ બાહુડ રવિ કરિ લિદ્ધ,
બલિ વિજ્જાકેરઈ "નયરસંડેરઈ""પાલી"નું ઘૃત દિદ્ધ. ૧૨

રેવઈગિરિ સંઘસહિત ગુરુ ચડતા નડતા બૌદ્ધ અભંગ,
વિદ્યાબલિ ઓહઈ તણિ ઠાયુ "જીરણુ" નામિ દુરંગ;
નિજ ભુજબલિ ભૂમિરૂહશિર વાલી તેહ મદકંદ,
શ્રી સંઘસહિત સાનંદઈ વંદઈ યદુકુલ કૈરવચંદ. ૧૩

તસ પટ્ટિ પ્રભાકર ગુણમણિ આગર સાગર જિમ ગંભીર,
સંભૂતિવિજય ગુરુસેવક સુરતરુ સુંદર સાહસધીર;
તસ જોડઈ મોડઈ વાદી કેશ માણુમહાગિરિ ઈંદ,
ઉપસર્ગ હર તવણુ તણુઇ પરભાવે મારિ હરિણુ ધરણિંદ ૧૪

તીણી નયરી વરાહમિહર સુપયાસીય જ્ઞાન નરિંદ વદીત;
દિસિ પુબ્વહ ભાગિં મધ્ય વિભાગિઈ કુંડક નિય કિર કિત્ત;
ઉત્તર દિસિ ચડતા ઘન ગડગતા પડતા શફર પ્રમાંણુ,
પલ બાવન પૂરાં નહીં અણુંરાં તું રાજન ગુણુજાંણુ. ૧૫

નૃપઆગલિ શ્રુતકેવલિ ઈમ જંપઈ નહીં ઉત્તર ઈશાન;
પલ બાવન ભાવન જાણુ નૈરૃતિ પલ પંચાસહ માંન;
ઈણિ પરિ ગુરિ વરાહમિહિર ઉથાપીય વ્યાપીય સુજસ અનંત,
તે ભદ્રબાહુ ગણુધર જગતીજનભયભંજન ભગવંત. ૧૬

તસ· પટ્ટિ વિભૂષણુ વિગલિતદૂષણુ થૂલિભદ્ર ભૂઅંગ,
કોશા મનિ વસીઓ નવરસિરસીઓ ઉદ્ધસીઓ અનંગ;
વેશ્યા સિઉં બાર કોડિ ધન ખાધી લાધી વાહ વિશેષ,
વૈરાગિં વલિઓ સમરસિ ભલીઓ કલિઓ મુનિવર વેષ. ૧૭

ચોમાસઇ લાગઈ મુનિવર માગઈ આગઈ જિહાં મનરંગ,
તે કોશાબંદિરિ ષટરસ જિમસ્યું રમસ્યું સબલ અનંગ;
સારંગાનયણી શશિહરવયણી મંડઈ નવલ ઉપાય,
વિવહપ્પરિ હાવભાવ કરી ભાગી લાગી નિજ પતિ પાય. ૧૮

સંસાર મહાવન ભીતરિ ભૂલી તું લીધું આધાર,
હિવ તારિ તારિ કરુણાપર સ્વામી પામીજઈ ભવપાર;
ચુરાસી જિણહ તણી ચુવીસી તાં જપસિં સહુ નાંમ,
શ્રી થૂલીભદ્ર મુનિવર પય વંદઇ નંદઇ જાં દ્રુ તાંમ ૧૯

મહાગિરિ સુહસ્તી દ્વૌ તચ્છિષ્યૌ દશપૂર્વિણૌ ।
સુહસ્તિશિષ્યૌ જગન્મુખ્યૌ સુસ્થિતસુપ્રતિબદ્ધકૌ ।.૨૦।।

તચ્છિષ્ય વિશિષ્ય સલક્ષણ લક્ષત ઇંદ્રદિન્ન સૂરિંદ,
દ્વાદશમઈ પટ્ટિ પ્રભાકર ઉદયુ દિન્નસૂરિ દિણંદ;
તત્પટ્ટિહિં સીહસૂરિ ગુરુ સમરણિ કુમરણિ ન મરઈ કોઈ,
જસ સીલતણાં અવદાત અનંતા વયરસ્વામિ ગુણ જોઈ. ૨૧

દૂહો—બાલપણઇ આકર્ષિયા, નાગલોક ભૂપીઠ;
છાત્રતણી તે પઠઈ, ઇસ્યુ કવણ ગુરુ દિઠ. ૨૨

વિકરાલ કાલ દુકાલ દુક્કઇ માંણ મૂંકઈ નરવરા;
અતિ અન્ધ પશુવધ લોક મંડઇ કે વિછંડઈ પુરવરા;
દશ પુવ્વધારહ કરઈ સારહ વાહર તવ વેગિ ચડઈ,
મુખવસ્ત્રિકોપરિ સંઘ રોપિઅ દેસિ ઉત્તમે દડવઈ. ૨૩
તાસ પટ્ટિ વાદી સિરિ સ(મ)લ્લહ, ગુડઘૃત વલ્લા જિંમતુ ક્ષુલ્લહ;
ગી વિમાણગયણ-ગચ્છઇ, છઠઇ માસિ જ ઉત્તર પુછઇ. ૨૪
ગુરુલાભ જાણી નયર સોપારક પધારીયા,
દુર્ભિક્ષ ડરતા મરણ કરતા ચતુર બંધવ તારીયા;
શ્રી ચંદ્ર સિઉ નાગેંદ્ર નિર્વૃતિ શાખ વર વિદ્યાધરી,
તે વયરસેન મુણિંદ થપ્પિય ચતુર શાખા વિસ્તરી. ૨૫

દૂહો—તપાગચ્છ સુરતરુ સમુ, ચંદ્રગચ્છ સુવિશાલ;
અમિઅ સરિસ ફલ દાખવંઈ, ચંદ્રસૂરિ સુ સાલ. ૨૬

ચુસાલ સામંતભદ્રપટ્ટિ દેવસૂરિ પાયયા,
જિણભવણુ વાલણુયણાયતી સરસ ગુરમારગિ ઠાયયા;
તત્પટ્ટિ પ્રદ્યોતન પ્રસિદ્ધઉ માનદેવ મહીતલે,
પદ્માદિ દેવી નત નિરંતર શાંતિકર મહિમા ભલે. ૨૭

દૂહો—માનતુંગ મહિમા ઘણું, કવિ જીતા બાણુ મયૂર;
શ્રી ભક્તામર તવનબલિ, શૃંખલ કિય ચકચૂર. ૨૮

ચકચૂર શૃંખલ કરવિ ભુવિનાયક સુમારગિ ઠાવિઉ,
શ્રી ભોજ ભૂપ નરિંદ નિજ મનિ જૈનધર્મહ ભાવિઉ;
તસ પટ્ટિ પંચાનનતણી પરિ વીર ગુરુ ગણિ ગજ્જએ,
જયદેવસૂરિ દયાલ ત્રેવીસમઇ પટ્ટિહિં છજ્જએ. ૨૯

દૂહો—જિનસંખ્યાપટ્ટિપ્રવર, દેવાનંદમુણિંદ;
શ્રીવિક્રમસૂરિ હપય, સેવઈ નરહ નરિંદ. ૩૦

નરનાથ કોડિનામંતી સીસ, નરસિંહસૂરિ પૂરઈ જગીસ;
તર્કાગમલક્ષણ શ્રુતસમુદ્ર, શ્રીસૂરિરાય સોહઇ સમુદ્ર. ૩૧
જિણ જીતા 'ક્ષપનક' કરીય વાદ, થપ્પિઉ નાગહ્રદ વર પ્રાસાદ;
તેહ વારઈ કાલિક ગુરુ પ્રસિદ્ધ, જિણઈ ચુથિં પર્યુષણા કિધ. ૩૨
તત્પટ્ટિ મનોહર માનદેવ, સુરકિન્નર જેહની કરઈ સેવ;
ગુરુ ધ્યાનતણું મહિમા અનંત, અંબિકા સમપ્પિઓ સૂરિમંત. ૩૩
વિબુધપ્રભ સુધાં વાદિ સલ્લ, મનમથ સિઉ જીતુ મોહમલ્લ;
જય જય જયાનંદ કરણ હાર, તસ પટ્ટિ રવિપ્પહ ગુણ સમાહ. ૩૪
ગુરુ સુરતિ મોહનવલ્લિ કંદ, સિરિ વિમલ વિધાયક વિમલચંદ;
ઉદ્યોત કીઉ જિનમતિ અનંત, ઉદ્યોતન ગુરુ ગુરુઉ મહંત. ૩૫
વટવૃક્ષ હેઠિ ગુરિ વડઉગચ્છ, ચુરાસી પદ થાપ્પઉ અતુચ્છ;
આચારિ ચતુર ચાલઈ સુચંગ, ગુરુ રાખઇ રવિતલિ ઘણું રંગ. ૩૬

पंचत्रिंशत्तमे पट्टे, विख्यातो विश्वरञ्जनः ।
सर्वदेवो गुरुः सेवा, देवनामपि दुर्लभा ॥३७॥

દૂહા

ગુરુ વાદિકુલ વૈતાલ, શ્રી અજિતદેવ દયાલ;
તસ પટ્ટિ ગુરુ ચિરજીવિ, શ્રી વિજયસિંહ પઇવ ૩૮

તત્પટ્ટિ ગુરુસર એક, સુગચ્છ કહઈંસુ છેક;
સિરિ સોમપ્પહ ગુરુ સૂરિ, જસ નામિ દુક્કૃત દૂરી. ૩૯
તત્પટ્ટિ શ્રીમુનિચંદ, ગુરુ વાદિગરુડ મુકુંદ;
શ્રીઅજિતસિંહ કૃપાલ, ગુરુ ચરણ ગુણ પ્રતિપાલ. ૪૦
જય વિજયસેન દિણંદ, તત્પટ્ટિ શ્રીમુનિચંદ;
તવ ગુણ રમા ઉરિ હાર, જસ નામિ જયજયકાર. ૪૧
અવર તિમિરહર તેઅભરિ, દિપ્પઇ જિમ રવિ ચંદ;
તપાગચ્છ ઉદ્યોતકર, ઉદયુ જગિ જગચ્ચંદ. ૪૨
જરે સબલ મિથ્યાત માતંગ મોડઈ, જરે અતુલ કલિકાલ અરિ અણુખોડઈ;
તપાગચ્છનંદણ વણે સિંહ સોહઇ, જગચ્ચંદસૂરિસરો ભુવણ મોહઇ. ૪૩
જરે વરસ દસદૂઅ ગુરિ વિગય છંડી, જરે અમલ આંબિલ તપતેજ મંડી;
જરે ગુર્જરાધીશ જયસિંહ દિધ્ધુ, તપાગચ્છ અભિધાન તિહાંથી પ્રસિધ્ધુ. ૪૪
જય જગચંદ સુગુરુ મુકટામણિ, તાસ પટ્ટિ દેવિંદ દિવામણિ;
વિદ્યાનંદ વિચાર વિચક્ષણ, ધર્મઘોષસૂરિંદ સુલક્ષણ. ૪૫
સુરનારી ચ્યારઈ સવિ સરિખી, ગુરમૂરતિ નિરખી સા હરખી;
સચણિ સહિત લિદ્ધઉ ગુરુ રયણિહિ, ચડચડ ચલ્લઈ ગઈ તવ ગયણિહિ. ૪૬
જવ ગઈ ગયણમાર્ગ ઉદ્દંડ પવણ વાગઈ સુગુરૂ નયણ જાગઇ સચણિ ગ્રહી,
સા રૂપિ જિસી રંભ સુગુરિ જાણીય દંભ થંભીય ચારિ થંભ ગગનિ રહી;
સા સુરી બે કર જોડિ સ્વામી અબલા છોડિ નમઈ નરિંદ કોડિ તુમ્હ સહી,
તે ધર્મઘોષસૂરિ ગુરુ ક્ષમા ખડગધર કરઈ વિહાર વર ઉત્તમ મહી. ૪૭
તાસ પટ્ટિ સોમપ્રભસૂરી, જાસ કિરિ ખિતિ મંડલ પૂરી;
તપાગચ્છ ભામનિ ભાલ સ્થલિ, સોમતિલક દિપ્પઈ તિલક છલી. ૪૮
દીપઈ દીપઈ તિલકછવિ એણઈ વિષમ કલિ નિજ તપ તેજ બલિ સુગણધરો,
માનઇ માનઈ જેહની આંણ તિરિઅ અચિઅમાંણ સુણઈ ગુરુ વખાંણ વિબુધ પરો;

કહઇ વહુ કણુયરી પાય નીજ સીસ પ્રતિભાય સુગુરુવંદણિ આઈ સિદ્ધવરે,
શ્રી દેવસુંદર ગુરુ નરમણિ તણુધર અભિનુવુ ગણધર સુખકરો. ૪૯

દૂહો--સોમનામ સમરતડા, દુરિય પલાઇ દૂરિ;
વિષમ ગ્રંથ વિરતા કીયા, માતિનિર્જિતસુરસુરી. ૫૦

જીતુ જીતુ વિબુધસૂરિ નિજમતિતણુઇ પૂરિ સોમસુંદરસૂરિ સોહમસહી,
લીઇ લીઈ અપરપખિ આલોઅણુ ગુરુમુખિ દેસિવિદેસિ લખિ
સ્વપક્ષિ લહી;
જેહ વચનરચન પામી ત્રૈલોક્યદીપ નામિ ધરણુવિહાર ઠામિ
ઉત્તમ કીઉ,
વલી તારણુ દુંરગ સિરિગોવિંદ સાહસૂધરિ અજિત ઠવી ગુરુ
સુજસ લીઉ. ૫૧

દૂહો—શ્રી મુનિસુંદરસૂરિનું, મહિમા અવનિ અનંત;
રત્તકાલ સોમા સુરી, શ્રી મુખિ આપિઉ મંત. ૫૨

આપિઉ આપિઉ શ્રી મુખિમંત કીઉ અશિવઅંત મરક વિકારજંતિ
સંતે કરઇ,
વલી મગનિ લગન તીડ ભખઇ તે વન તીહ કરઈ કરસણુ પીડ દેસ ડરઇ;
ગુરિ ધરીય વિમલ ધ્યાન વહઇ ત્રિદિનમાંન જનપદિ અનપાન
સુભક્ષ સઈ,
જટ લઈ દુર્ભિક્ષડમરભીતિ સાતઈ પ્રબલ ઇતિ શત્રુમિત્ર સમ-
પ્રીતિ સુગુરુ ધરઈ. ૫૩

ત્રોટક

અનુક્રમિ જયું જયચંદ ગુરુ, વર કૃષ્ણસારદા બિરુદ ધરુ;
વાદીમદકંદ નિકંદ કરુ, નવયૌવન ચારિત સુવતિ ચરુ. ૫૪

श्रीमच्चंद्रगणांम्भोधि-समुल्लासनचन्द्रिमाः ।
द्विपंचाशत्तमे पट्टे, जीयात् श्रीरत्नशेखरः ॥ ५५ ॥

દૂહો—ગ્રંથગવિલ-રાસ બાંધીયા, તેહ પાર ન પામઈ કોઈ;
તાસ પટ્ટિ ત્રઇપન્નમઈ, શ્રી લક્ષ્મીસાગર જોઈ. ૫૬

મનમોહન મૂરતિ આરતિ ચૂરતિ પૂરતિ કામિત કામઘટં,
મહીમંડલિ ભૂરિ મણ્ડોવરપુરિ અછઈ બહૂ સૂરિ થરો મુકટં;

સુવિચાર અઢાર સઇં પરિવાર મઝારિ અગ્યારહ સૂરિવરા,
ગુર થપિય ચંગ વખાંણુઈ અંગ હયા ઘણુરંગ શીલંગધરા. ૫૭

દુહો—શ્રી લક્ષ્મીસાગરસૂરિની, આંણુ વહંતી જોઈ;
પુર સંખ્યા નવિ પામઈ, દેસ સુણુ સહુ કોઇ. ૫૮

( ચઉપ્પઈ )

દેસનામ—

ધુરિ અંગ બંગ કલિંગ, વરમેહપાટ તિલંગ;
બંગાલ ડાહલ લાટ, પંચાલ નઈ કર્ણાટ. ૫૯
શ્રીમાલ માલવ ભોટ, નેપાલ નઈ મહાભોટ;
કાસ્મીર કુંકણુ ચીંણુ, ઉડ્ડીસ ગુલ મહાચીંણુ: ૬૦
મરહટ્ઠ સોરઠ્ઠ કચ્છ, વલી ઉંદ્ર પુંદ્ર સુવચ્છ;
કંબોજ કાસી ગૌડ, આભીર જંગલ ચોડ. ૬૧
વઇરાટ સિંધુ સુવીર, વલી દ્રવિડ કુરુ કાસ્મીર;
મરુદેશ ટક્ક આભીર, તોરક્ક ગૂર્જર કીર. ૬૨
જાલંધરા હન જાંણિ, ખસ કન્યકુબ્જ વખાંણિ;
બંગેરિ કોશલ્લપિંડ, હર મગજ મગધ ઉદંડ. ૬૩
વર તિલક પુહવી ભાલિ, વૈદેહ મલય કુણાલ;
શ્રી સુરસેન ન અંત, વૈદર્ભ વાલંભ કંત. ૬૪
નર્મદાતટ કેદાંણુ, ઉડ્ડીસ દેસ બચાણુ;
શ્રીરાષ્ટ્ર કુંતલ લાઢ, સવાલક્ષ છઈ બહુ આઢ. ૬૫
શ્રીકામરૂપ કિરાત, સુણીઈ સુસિંહલ વાત;
તાપીતટાવનિ ભૂરિ, શાકંભરી છઇ દૂરિ. ૬૬
કોશાર્ત ઉત્તર જોઇ, હુર હુણુ બર્બર હોઇ;
વર વરણુ લાંજી અંધ્ર, પારસી કન્હડ સિંધુ. ૬૭
પારકર પશ્ચિમ દ્રોણુ, ઉચ્ચ મૂલતાણુ સગોણુ;
વાહલીક દક્ષણુ ઠાંમ, સુદેસના એ નામ. ૬૮
કિં બહુના ! જેતઈ રવિકર ઊગઈ, તેતઈ શ્રીગુરું આંણુ;
જુ જીહા કોડી હવઈ, તુ કવિ કરઇ વખાંણુ. ૬૯

તાસ પાટિ ગિરુઉ ગછનાયક, સુમતિસાધુસૂરિ સુમતિવિધાયક;
ભૂપતિમાંડુ તણુ વ્યાપારી, શ્રી શ્રીપાલિહિં ઉસવ કારીય. ૭૦
ત્રિણિ માસ આંબિલતપ તપીઉ, સૂરિમંત્ર સૂધઈ મનિ જપીઉ;
તવ તુઠી શાસનધણીઆંણી, વર દીધુ શ્રીફલ સહ નાંણી. ૭૧

જાવડ-પ્રતિષ્ઠા-ઉત્સવ—

મંડવગઢનું મહિમા મોટઉ, જાણે લછિ ઘરંગણિ ઉટઉ;
જિમઈ ગવીલઘૃત ખાટઉ રોટઉ, પૌરલોક પ્રાહી નહીં ખોટઉ. ૭૨
સબલ નરિંદ ગ્યાસશાહ થપ્પિય, વડવિવહાર બિરુદ તસ અપ્પિય;
સંઘાહીવ જાવડ લીલાપતિ, તેડાવઈ બહુભાવિં ગચ્છપતિ. ૭૩
ચુરાસી જોડાં નફેરી, વાજંઈ ઢોલ દદાંમાં ભેરી;
સરસ સહિ સરણાઈ સીંગા, તંતી તાલ તિવિલ મૃદંગા. ૭૪
અભિનવ દેવભુવન દેવાલા, શત ઉપરી ચ્યારઇ ચઉસાલા;
કણ્ય રજત પીતલમય કારીય, બિંબ પ્રતિષ્ઠા જગ સાધારીય. ૭૫
દહ દીસી લેખ લીખી પઠાવઈ, સંઘસહિત ઊમાહ્યા આવઈ;
જાવડ કિત્તિ જગત્રય વાસી, ચુપટ જ્ઞાતિ મિલઈ ચુરાસી. ૭૬

ચોરાશી જ્ઞાતિનાં નામ—

શ્રીમાલી ઉસવંશ અલવેસર પોરવાડ આનંદ પૂરા,
સુરાણા ડીંડૂવાલ દસુરા નાગર નાણાવાલ વરા;
ભટેરા ભાંભુ નઈ ભુંગડીયા ભેડિયડા ભાડિયા ઘણા,
માથુહડા મેડતવાલ સંડેરા મડાહડાની નહીંઅ મણાં. ૭૭
જાલહરા જયવાત જેહરાંણા જેસાવાલ વાઘેર કહું,
જગિ સુણીઇ જાંબૂસરા જીણાડી લાડીસખા લલાટ બહું;
હરસુરા હાલર હુંબડ બંભણવાલ લોહાણા લાખ મિલી,
પંથિ પંચમ પુષ્કરવાલ પલંતા આવઇ અછિતવાલ વલી. ૭૮
કંબોડ કપોઈ અનંઇ કરહેઆ કાથયરા કાકલી ભલા,
ખંડાયડ વીગ્ગૂ સિરિખંડેરા ખડાયતા ખંડેરક વા;
ગુણવંતા ગૂંજર અનઈ ગજઉડા ગોહીલરા પંકવાલ ઘણાં,
વઘણુરા વયસ વાયડા વાગડ વાલમીક વિદ્યાનિપુણા. ૭૯

કોરંટાવાલ સોઢવા ચુરાસી નીમા નાગદ્રહા નિપુણા,
નાગઉરા સુહડવાલ નરસિંહયા ઉદિય ચિત્તાવાલ ઘણા;
મેવાડા ધાકડ બસ્તકિ બંભણુ પઉમાવય પોરૂઆ બહુ,
શ્રીગુડ નઈ ટંકણુવાલ તિસલા તેલઉટા દોહિલ્લ કહું. ૮૦

અડવર્ગી સોની સોધિત ડીસાવાલ અગર પલ્લીય નિશા,
ચીત્રુડા સેકુરીયા સાચુરા મહુખરા આવંતિ ધશા;
કલિરવ કવિ કેલિ કવિતા જન સાજન મનિ આણંદ બહુ,
મોદક ઘૃતપૂર સુરભિ ઘૃતપૂર સરસ રસકુર જિમંતિ સહુ. ૮૧

વિહરઈ મુનિવર સઈત્રીસ સાર, આરોગઈ મગ્ગણુત્થ હજાર;
ઇણિ પરિ માસ ત્રય રંગરોલ, સંઘાહિવ જાવડ કરઈ કલ્લોલ. ૮૨

વેષ-ભૂષા-વર્ણન—

તેણુઈ અવસરિ મડિઅપ્પઈ તુંગ, અણી તિહાં અંબતણા તંગ;
દ્વિપટી વરચિત્રિત ચોલરંગ, તનમનસુખ અપ્પઈ તે તરંગ. ૮૩

અડગડતા ગૌટિક તણા રેડ, પીતાંબર પોઠી પવર હેડ;
શિકલા હશિ લહતી શ્રીપ્રતાપ, ભલમૂલી ભઇરવ ધન પ્રતાપ. ૮૪

સિરિખંડા સાલુ ધૂમરાઈ, મંદીલ અનઇં મહીમુંદ શાહિ;
ખીરોદક મોદક કરંત હિંડ, પટ્ટઉલી પોતા પવર પીંડ. ૮૫

સુખસાગર સણીઆં અતિસુગંધ, કલગઈ કુંતાઈણુ કમરબંધ;
કમખાબ કતીફા કમલવન્ન, કબાહિ કહિજઈ વિવહ વન્ન. ૮૬

પાર કરી કંબલિ નિરમસિંધુ, સાઉલા સમપ્પઇ સુ સિરબંધ;
નીરંગી ચંગી અવલ ચીર, કેતકી કણા ગુણુ ગંગનીર. ૮૭

ઝંમર તલીઝૂના અતિ ઝમાલ, હારેવીઊચાઇ હમાલ;
સોહવાં નવાં બાસચ્છત્રત્થ, જર બઝ ફરંગીય બહુઅ અચ્છ. ૮૮

છાયલ ફાડા જાસૂનં ફૂલ, મૂડાસા મિશ્રૂ બહુ અમૂલ;
ખંડિકી ખેસ ખરબાસ ઉલિ, ચજવાલા વીટીતણી અમોલિ. ૮૯

સિર છટાંતી ધરી ચુપટ અટાંણુ, દામણી ગણી કુણુ કરંઇ માણુ;
ડોકડા હયા પાર દીઈ કોડિ, કવિ કરઇ કિત્તિ કરકમલ જોડિ. ૯૦

दूहा

સહિસ ચુરાસી ચુકડા, દીધા સુગુરુ પ્રવેસિ;
પ્રતિષ્ઠા અવસરિ પનર, લાખ કહું સુવિશેષ. ૯૧
શ્રી સુમતિસાધુ સૂરિંદ, ગુરિ બિંબ પ્રતિષ્ઠા કિદ્ધ;
સંઘાહિવ જાવડ સહિત, ગુરિ ગિરુઓ જસ લિદ્ધ. ૯૨
તાસ પટ્ટિ ઉદયાચલિહિં, ઉદયું અભિનવ ભાંણુ;
પાપ તિમર ભર ઉપહરઇ, ગુરુ નામિ સુવિહાંણુ. ૯૩
લઘુવઈ લક્ષણુ અગ્ગલા, દેખી હરિષ અપાર;
શ્રી સુમતિસાધુ સૂરિંદ, ગુરિ સુંપિઓ તપગચ્છભાર. ૯૪

અથ બોલી (ગદ્ય ભાષા)

શ્રી હેમવિમલસૂરિ—

અહો ભવિક લોકો નિર્મલવિવેકો, સાવધાન થઇ મન ઉછ્છહી, સાંભલુ જિમ સદા સુખસંપત્તિ મિલુ. યુગપ્રધાન સંપ્રતિવિજયમાંન, તપાગચ્છાધિરાજ શ્રીહેમવિમલ સૂરીશ્વર તણા ગુણ તે વર્ણઈ જે હુઈ સુરગુરુ મતિ સમાન.

જે ગુરુ લઘુ વઇ પંડપાચલિ ચડયા, નિજ નિસ્તુષ વિદ્યાવાદબલિ વિવિધ વાદીંદ્ર નડયા.

શ્રી સુમતિ સાધુસૂરિ આનંદપૂરિ, સાહ શ્રી પાતરાજ;
ઇસિં નામિ પંચલાસ ગ્રામિ, અનેક દેસવિદેસ નગર પુરતણા સંઘ મેલી,

જાંણે દુગ્ધમાંહિં શકંરા ભેલી,
શ્રી હેમવિમલ સૂરીંદ્ર થાપી, આપણી પ્રૌઢ પદવી આપી;
માર્ગણુતણા ઘોર દ્રારિદ્ર દોર કાપી, કીર્તિ પ્રતાપ દહ દિશિ વ્યાપી.
જે વિજયવંત ગચ્છનાયક શ્રી હેમવિમલસૂરિ.
લઘુ લંકા ત્રંબાવતી તણુ સુરતરુ જેહે ગુરે,
સ્તંભતીર્થ ચતુર્માસિક રહી દેવતાદત્ત સ્વપ્ન લહી,
શ્રી શત્રુંજય મહાતીર્થ યાત્રાતણુ પ્રતિબોધ દીધું.
ચતુર્વિધ શ્રી સંઘ મન મનોરથ કીધુ;
એહવા ગુણુતણુ પાર ન લહીઈ તે કવણુ કવણુ સંઘાધિપતિ કહીઈ

શત્રુંજયના સંઘ—

લીલાપતિ સંઘપતિ લટ્ટુ કિદ્ધ, સંઘાહિવ કાલૂ સુજસ લિદ્ધ;
શ્રી જાગજીવ જયવંત જોડિ, જે પૂરવઇ મગ્ગણુ તણું કોડ. ૯૬
શ્રી હેમ ખીમ લખરાજ લક્ષ, વિત્ત વેચઇ શ્રીવંત સઘમુખ્ય;
સંઘાહિવ સુણીઈ સાહસધીર, પુણ્યવંત પ્રસિદ્ધિ પરનારી વીર. ૯૭
સેજવાલાં પાલાં નહીં પાર, લહલહઈ ધજા અંબરિ ઉદાર;
પાલખી સુખાસણુ સુઘટસાર, કુજંત કુમેલક ભરીય ભાર. ૯૮
રથવાહિણિ જૂયઈ વૃષભ તુરંગ, વેગવતી રત્તકિ હય કુરંગ;
પરદલ પંચાનન સુહડ સૂર, સાથિ છઇ વરણાવરણુ ભૂરિ. ૯૯
સરણાઈ સીંગા ઢોલ ઢક્ક, કઠવડી દમામાં દમદમક્ક;
તુતૂ રણુકિ તુરકિ રણુરણુંતિ, નફેરિ નદ્દિ કાયર ધ્રુણુંતિ. ૧૦૦
નીસાંણુ પ્રસૂક્કઇ નવલ નાહિ, ભંભારવ વજ્જઈં ગુહિર સાદી;
વર તંતિ તાલ વાજઈં મૃદંગ, તિમતિમ સઘાહિવ ધરઈ રંગ. ૧૦૧
પીંપરાલી ઉછવ ઘણુ કિધ, સંઘાહિવ પદવી સુગુરિ દિદ્ધ;
સિરિ વિમલાચલ શૃંગારહાર, રિસહેસર વંદઇ વારવાર. ૧૦૨
જિન પૂજી પરમાનંદ પૂરિ, શ્રી સંઘભગતિ તિહાં કિધ ભૂરિ;
અગ્યાર ગણાધિપ મુનિ ન પાર, સંઘપુજ સુપરિ કિધિય ઉદાર. ૧૦૩
કબાહિ કનકટંકા પ્રવાહિ, કે કાંણુહાણુ પંચવિધ ચાહિ;
મગ્ગણુ જણુ પૂરિ અતુલ આસ, તિમતિમ સંઘાહિવ મનિ ઉલ્લાસ. ૧૦૪
ગયગમણી રમણી રાસા દિંતિ....ગછણાયક ગાઈ એક ચિંતિ;
આચારિજ દોઇ થપ્પિય સુજાંણુ, મહીમંડલિ વરતઇ સુગરુ આંણુ. ૧૦૫

શ્રી હેમવિમલ ગછપતિ તણી, દહ દિસિ પસરી હૂક;
વાહિ વિડંબન બિરુદ બલિ, વાદી કીધા મુક. ૧૦૬
હેમસરિસ અમરસ ધરઈ, તિહંપિ સુણુપડઈ બહુ ચૂક;
દુમન નયન નવિ ઊથલઇ, જિમ રવિ દિઠઇ ઘૂક. ૧૦૭
હરાંમખોર ઘૂક ઘોર છડિ જોર છપ્પએ....
સુઆમિ ગામી ઠાંમિ ઠાંમિ હેમનાંમ દિપ્પએ;

મહુવ્વયાંણુ પંચપંચ તંચ દોસ ટાલએ,
તિકરણુ ચરણુ સત્તરીતિ સુત્તરીતિ પાલએ. ૧૦૮

તિરિદ્ધ ધાણુ પંચ બાંણુ સૂરિરાંણુ સોહએ,
સુધા સમાંણિ સુદ્ધ વાણિ મહીઅલોઅ મોહએ;
તિકોહ લોહ મોહ જોહ માંણુ આંણુ વારએ,
તિપાય પઉમ ચંચરીક સાવયાણુ તારએ. ૧૦૯

તિ ગોઅમાઈ બહુ અભાઈ વીરસીસ વન્નિયા,
સુરાસુરાધિપત્તિ ચિત્ત ભત્તિભાવિ નમ્મિયા;
અપુવ્વ પુવ્વ અંગ અંગ સુત્તતત્ત પારયા,
અતુચ્છ સચ્છ ચંદ્રગચ્છ સારભાર ધારયા. ૧૧૦

વિદેશ દેશ સન્નિવેસ ગાંમ ઠામ નયરએ,
સોહમ્મ સમ્મ સૂરિરાય જત્થ જત્થ વિહરએ
ચકોરચક્ખિ ચંદમુક્ખિ દેઅતી આસીસએ.
શ્રી સુમતિસાધુસૂરિસીસ જીવ કોડિ વરીસએ. ૧૧૧

જાં સાયરજલપૂર સૂર સુવિ ત્તપઈ પુરંદર,
સકલ કલાનિધિચંદ હંદશુકાહિવ સુંદર;
દ્રૂં મંડલ મેદની જામ થિર રહઈતિ મંદર,
પુહવિ પવન સંચરઈ ધરઈ દિગ્ગય દિસિકંદર;
એતા જિં અચલતા વિબુધ, શ્રી વિમલસીસ ઈમ ઉચ્ચરઈ,
શ્રી હેમવિમલ ગુરુ પયકમલ, સયલસંઘ મંગલ કરઈ ૧૧૨

॥ ઈતિ શ્રી તપાગચ્છ પટ્ટાનુક્રમ ગુર્વાવલી છંદ સંપૂર્ણ.
સંવત્ ૧૬૫૩ વર્ષે ભાદ્રપદ વ૦ ૧૩ દિને લખતં ॥ શ્રીઃ ॥

નોંધ—આ ગુર્વાવલી છંદ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકના વર્ષ ૧ ના અંક ૨, ૩, ૫માથી અહીં આપેલ છે. આમાં આપેલ વિબુધ શ્રી વિમલ તે વિ. સં. ૧૭૯૮માં થયેલ આ. વિબુધવિમલસૂરિથી જુદા છે.

# પં. શ્રી ઉદયસમુદ્રવિરચિત
# પૂર્ણિમાગચ્છની ગુર્વાવલી
[ રચનાસંવત—વિ. સં. ૧૫૮૦ ]

.... .... .... .... .... .... .... ણિઠામિ તિણિ. ૨
અનુક્રમિ દસ પુવ્વધર મુણિંદ, સિરિ વયરસામિ પણમઈ સુરિંદ;
.... .... .... .... .... થાપ્યા સોપારાપુર મઝારિ. ૩
તિહિં ચન્દ્રગચ્છિ ગુણનિહાણું, પુહુ ચંદ્રપ્પહુ સૂરિ જગપહાણું;
વિહિપકખ ગયણ મંડણ મયંકુ, કમિ છત્ર નિકંદણ મનિ નિસંકુ. ૪
જિણિ અણહિલ્લપુર પાટણ વિદિતુ, ચઉરાસી વાદી સૂરિ જિત્ત;
સાવઈ પઈટ્ટ પૂનિમ પમાણ, છઈ માસિ નદકકૂકિ જિણહ આણ. ૫
જીણઈ ચઉપટઉવર કિરીય દૂરિ, ચઉદસીઆ દીક્ષા પંચ સૂરિ;
છત્તીસ સૂરિ સિદ્ધંત સાર, ઉદ્ધરાવી અસંજિમતણઉરાં ભાર. ૬
તસુ પઢમ સીસુ સૂરિ ધમ્મઘોષ, સિદ્ધરાય નમંસીય રહીય રોષ;
જે નિરીહ સિરોમણિ મણહરાણિ, પરહરઈ પંચસઈ જિણહરાણિ. ૭
જિણિ અવહીઅ મૂકીય એકમન્નિ, ચુરેવિણ દમ્મહ લખ તિન્નિ;
એઅંતર વરિસ પંચાસ જેણ, બીય કંજીઉ પારીય મુણિવરેણ. ૮
સિરિ દેવભદ્રસૂરિ સુગુરુરાઉ, જિણદત્તસૂરિ પણમું ધરીય ભાઉ;
સિરિ સંતિભદ્રસૂરિ ગુરુ પહાવ, જગુણા જાણઈ નિમ્મલ ગુણ સહાવ. ૯
જસુ પટ્ટમહોચ્છવ વીરઠામિ, મેઘમંડપ વૂઠઉ પાદ્રગામિ;
સિરિ ભુવણતિલકસૂરિ ભુવણભાણુ, સૂરિ રયણપ્પહ આગમિ સુજાણ. ૧૦
સિરિ હેમતિલકસૂરિ કંથુદુગ્ગિ, ગોધણ જકખ આણિઉ જિણહ મગ્ગિ;
વીનઉ ઉ નરેસર સમરસીહ, પડિબોહીઉ લિહીઅ સુચંદ લીહુ. ૧૧
સિરિ હેમરયણસૂરિ નમઉ પાય, પહુ હેમપ્પહ સૂરિ ગયકસાય;
ગુરુ રયણસેહર સૂરિવર પસંસુ, જિણવર પયપંકજ રાયહંસ. ૧૨
દૂસમિ હલિ ભૂયંબલિ જે ભડંતિ, નવ નવગુણ શ્રેણિહિ નિતુ વડંતિ;
સિરિ રતનસાગરસૂરિ મુણિવરિંદ, શ્રીસંઘ ગૂરઈ મનિ આણંદ. ૧૩
ચંદણ રસ સીતલ સીયલ સાર. ગુણ ગણ મણિ સોહઇ બહુ વિચાર;

શ્રી ગુણસાગરસૂરિ ગુણભંડારૂ, તમ્હિ વંદિઉ ભવિયણુ સવ્વેવાર. ૧૪
જિનશાસન ભાસન ભાનુરૂપ, સમતાગુણિ ગંજઈ મોહભૂપ;
તસુ પટ્ટિ પઇઠ્ઠિય ગ્રમગંતિ, શ્રી ગુણસમુદ્રસૂરિ ગુરુ જયંતિ. ૧૫
કલિયુગિ કલપત્તર કામધેનુ, ચિંતામણિ સુરવટ્ટ સગુણ શ્રેણિ;
તસ્સ પટ્ટિ પૂરવ ગણહર સમાન, શ્રી સુમતિપ્રભસૂરિ ઉદયઉ ભાણુ. ૧૬

તસ બંધવ નંદન અતિ ઉદાર, બાલાપણિ ધરિઉ ગચ્છભાર;
જન રંજન ગુરુ સેવક સાધાર, શ્રીય પુણ્યરયણસૂરિ પુનિ ભંડાર. ૧૭

તસુ પાટિ પ્રગટ ગુરુ ગુણનિહાણુ, શ્રી સુમતિરયણસૂરિ જુગપહાણુ;
જસ વાણી સરસ અમી સમાણુ, તુમ્હિ વંદુ ભવિયણુ નિત સુજાણુ. ૧૮

॥ ઇતિ ગુરાવલી ॥

આજ હરિખ હઈઈ મઝ અતિ ઘણા, ગુણ ગાવા શ્રી સહગુરુતણા;
પૂનિમપાખિ નિરમલ જસ ધરુ, શ્રી સુમતિરતનસૂરિ મુનિવરુ. ૧
અન્તરાય સંઘે નિરાકરી, યતિધર્મ ચિંતામણિ ચિતિ ધરી;
સાત વરીસે સંયમ શ્રીવરી, ગુરુચરણ કમલ સેવા કરી. ૨
રૂપ નિરુપમ ભાગ્ય સોહામણા, લક્ષણ ગુણ લાવણ્યે નહી મણા;
દિન થોડે આગમ બહુ ભણ્યા, એ મહીયલિ મહિમા પુણ્યતણા. ૩
સહજઈ સલલિત રલીઆમણા, વિધિ વિનયાદિક ગુણમણિ તણા;
સોભાગઈ સિરિ જંબૂ જસ્યા, નિરખંતા ગુરુનઇં મનિ વસ્યા. ૪
મંડવગઢિ સાહ દેવા તણુ, પુત્ર કરઈ મહોત્સવ તિહા ઘણુ;
માન માગઈ ગુરુપદ થાપણુઈ, ધન વિલસઈ ભાવઈ આપણુઇ. ૫
પન્નરસ તતાલઈ (૧૫૪૩) વૈશાખ ધરિ, શુક્ર પંચમિ જંગ માહિઉ સપરિ;
સવિ સુજન રોમાંચિઉ સહસા, વેગઇ કરઇં સજાઇ હસમસા. ૬
કર જોડી પૂજ્ય પાએ નમઇ, પ્રભુ પાત્ર કહુ જે તુમ્હ ગમઈ;
પરિવાર પુછી તવ દાખીઆ, જેગરાજ જસાદિક હરખીઆ. ૭
નહ્વણ આવાર કરાવીઆ, અનુપમ અલંકાર પહરાવીઆ;
સૂહવિ સવિ હેજિ વધાવીઆ, દૂરિ દૂજણ દોષ નિવારીઆ. ૮

નાંહિ મંડપ ઘાલયા મોકલા, ચિહું દિસિના સંઘ જોવા મલ્યા;
રંગિ ધવલ મંગલ મહિલા દીઇં, આવી લગન વેલા આણંદીઇ. ૯
ગુરુઈં સઈં હાથિ વાસ આરોપીઇ, વિધિ મારગ કિસિઉ ના લોપીઈ;
શ્રી સૂરિમંત્ર કાને નિસ્યા, પરમાણંદ હૃદય કમલિ વસ્યા. ૧૦
વરીસ પનરમઈં સૂરિપદ લહઈં, નામઈં સુમતિરતનસૂરિ ગહઈં;
ગુરુ આદેશઈં ઉપદેશ દીધ, સુધારસ વચન વિલાસ કીધ. ૧૧
ઘણુ વાજિત્ર વાજઈં મધુર સરઈં, યાચિકજન જયજય ઉચ્ચરઈં;
સાહમીવત્સલિ સવિ કહઈં પોષીઈં, ચઉરાસી ગચ્છ સંતોષીઇ. ૧૨
સાતે ક્ષેત્રે નિજ વિત વાવરઇં, જીવરાજ કીરતિ જગિ વિસ્તરઇં;
આચારિજ દિન દિન દીપતા, તપ તેજઈં રવિ સસિ જીપતા. ૧૩
દૃઢ પંચ મહાવ્રત સાદરુ, છઇંતાલીસ દોષ નિરાદરુ;
જિનશાસન મંડન સુંદરુ, સવિ સુવિહિત સાધુ પુરંદરુ. ૧૪
ગુરુ પાયકમલિ અહનિશિ વસઈં, પ્રમાદ પ્રતિઇ નવિ વીસસઇં;
ક્રોધ માન માયા લોભ મદ હરુ, ભવીયણ તારઈં સહિ ગરુ. ૧૫
પ્રવચન આરાધક સમરથૂ, નિજ આણ મનાવિઉ મનમથૂ;
લક્ષ્મીવંત જંગમ તીરથૂ, સેવકજન કરણ કૃતારથ. ૧૬
સિદ્ધાંતપયોનિધિ સસિધરુ, વાણી જસી સજલ પયોધરુ;
પ્રતિન્યા મેરુ મહીધરુ, છત્રી સૂરિવર ગુણધરુ. ૧૭
આઠ પ્રવચન માત રક્ષાકરુ, અજ્ઞાણ તિમિર ભર દિનકરુ;
ત્રસ થાવર જીવ કૃપાકરુ, નવ બ્રહ્મચર્ય વિધિ તત્પરુ. ૧૮
ભવિયણ જણ કામિત સુરતરુ, સંસાર સમુદ્ર તારણ તરુ;
પંચાચાર વિચાર ચતુર નરુ, પ્રજ્ઞાબલિ નિર્જિત સુરગુરુ. ૧૯
વિહરઈં મહિમંડલિ શ્રુતધરુ, શ્રાવય કુલ કમલ પ્રભાકરુ;
લબ્ધિવંત જીહં કરઈં સિરિકરુ, તીહં મંદિરિ રુદ્ધિ પ્રભાભરુ. ૨૦
શ્રીવંશ મંત્રિ સુંધાગરુ, સુત માતા પૂગી જયુવિરુ;
શ્રી અરિહં દેવ આરાધકૂ, પુહવઇ પરમારથ સાધકૂ ૨૧

નમીયે સુગુરુ (૫૧) મહિંદ્રસૂરિ (૫૨) રતનાકરસૂરે,
સૂરિ મેરુપ્રભુ (૫૩) રાજરતન મહિમા ભરપૂરે;
સૂરીસર (૫૪) મુનિદેવ (૫૫) રતનશેખર ગુરુ લહીયૈ,
(૫૬) પુન્યપ્રભુસૂરિ (૫૭) સંજમરાજ ગુરુ તસુ પટ્ટિ કહીયૈ. ૩૬

(૫૮) ભાવસૂરિ (૫૯) ઉદૈરાજ ગછપતિ ગુણઆગર,
(૬૦) ભટ્ટારક શ્રી શીલદેવ (૬૧) સૂરેન્દ્ર (૬૨) પ્રભાકર;
સપરગછ પાલંતિ જિકે જિણુ આગ્યા માલ,
આચારજ ઉવઝાઇ સાહુ તે નમો ત્રિકાલ. ૩૭

ગછપતિ (૬૩) શ્રી માણિકદેવ ગુણવંત સમિધો,
(૬૪) દામોદર (૬૫) દેવસૂરિ હુવો જગમાંહિ પ્રસિદ્ધો;
તાસુ પટ્ટ (૬૬) નરેન્દ્રદેવ મિલિ સંઘહિં કીધો,
વૈદક વિદ્યા ગુણનિધાન પગ બહુલી ઋદ્ધો,
નામ લેહ જો જુગપ્રધાન તિહ સંકટ ભાજૈ;
પ્રાત ઊઠિ જો નામ લેહિ તિહિ નવનિધિ સાજૈ.

॥ ઇતિ શ્રી બૃહદ્ગછીય ગુર્વાવલી સમાપ્તેતિ ।

ચિરંજીવી દલપતરાઇજી પઠનાર્થં । શુભં ભૂયાત્ ॥

નોંધ—આ ગુર્વાવલી બિકાનેર સ્ટેટ લાયબ્રેરીના ગુટકા નંબર ૧૧૪, લેખનસંવત ૧૭૪૯ થી ૧૭૫૧માં લખેલ, તેના આધારે શ્રીયુત અગરચંદ નાહટા સંગૃહીત અને "જૈન સત્યપ્રકાશ" વર્ષ ૭, અંક ૫, પૃષ્ઠ ૩૧૭ માં પ્રકાશિત છે.

०

## શ્રી હીરવર્ધનશિષ્ય શ્રી ખેમવર્ધનવિરચિત

# પુણ્યપ્રકાશરાસ–કળશ

[તપગચ્છ સાગરશાખા પટ્ટાવલી; તપગચ્છ વર્ધનશાખા પટ્ટાવલી]

[રચનાસંવત–વિ સં. ૧૮૭૦ : રચનાસ્થળ–અમદાવાદ]

સોહમપાટ પરંપર પ્રગટ્યા, શ્રી હીરવિજય સૂરીંદાજી;
બુજવ્યો અકબરશાહ નરીંદા, મોહનવેલી કંદાજી. ૧
ડાબર સરવર જાળ મુકાયા, જીજીયા કર છોડાયાજી;
મહીતલમાં સુજસ ગવાયા, અમારિપડહ વજડાયાજી. ૨
અઠાવનમેં પાટ સુહાયા, જગગુરુ નામ ધરાયાજી;
વિજયસેનસૂરિ તસ પાટે, પંડિત નામ ઠરાયાજી. ૩
વાદી અનેક જીત્યા તેણે, સૂરિ ગુણે કરી છાજેજી;
તપગચ્છ મંડણ દુરિતવિહંડણ, દિનદિન અધિક દીવાજેજી. ૪
તાસ પાટ પટોધર સુંદર, ભવિયણને ઉપગારીજી;
શ્રી રાજસાગરસૂરિ જયવંતા, શુદ્ધ પ્રરૂપણકારીજી. ૫
શાંતિદાસ શેઠને ત્રૂઠા, મનવંછિત ફળ પાયાજી;
અગીઆર લાખ ધન ખરચ્યુ જેણે, ગુરુ ઉપદેશ સુહાયાજી. ૬
વૃદ્ધિસાગરસૂરિ તાસ પટોધર, મનમોહન સુખકારજી;
કીર્તિલતા આરોપી જગમાં, કહેતાં કિમ લહું પારજી. ૭
શ્રી લક્ષ્મીસાગરસૂરિ ગિરુઆ, પ્રબળ વિદ્યાએ પૂરાજી;
વૃદ્ધિસાગરસૂરીશ્વર પાટે, ધરમધુરણ થયા સૂરાજી. ૮
કલ્યાણસાગરસૂરિ શીલવંતા, તત્પટે ગુણવંતાજી;
શ્રી પુન્યસાગરસૂરિ પ્રસિદ્ધા, વિદ્યા ગુણે મહમહંતાજી. ૯
દશોદશ કીર્તિલતા આરોપી, સમતા રસ ભંડારજી;
જિનેશ્વર ગુરુએ નયણે નિરખ્યા, ધન તેહનો અવતારજી. ૧૦
રૂપ અનોપમ અંગ બિરાજે, લક્ષણવંત મુણીંદાજી;
દેખત અચરીજ પામી મનમાં, પ્રણમે નરના વૃંદાજી. ૧૧
સુધારસ વરસી પ્રભુ વયણે, ભવિજન સંશય ભાજેજી;
તત્પટે ઉદયાચળ ઉદયો, શ્રી ઉદયસાગરસૂરિ રાજેજી. ૧૨

આણંદસાગરસૂરિ તસ પાટે, ભવિયણને હીતકારીજી;
તેહ ગુરુ પાટ પટોધર પ્રગટ્યા, શાંતિસાગર સુખકારીજી. ૧૩
સૂરિગુણ તસ અંગ બિરાજે, સોભાગી સિરદારજી;
સાગરગચ્છ ગુરુ ભાર ધુરંધર, નિર્વહે સુખકારજી. ૧૪
અહ્લહનપુરપત્તન ચોમાસું, સંપ્રતિ સૂરિ બિરાજેજી;
એહ રાસની રચના કીધી, સુંદર તેહને રાજેજી. ૧૫
હીરવિજયસૂરીશ્વર શિષ્ય, નગવર્દ્ધન ગણી જાણીજી;
લુંકામત છાંડી ઉપદેશે, ઠાણુંગ સૂત્ર સુજાણજી. ૧૬
ટીકા રચના સરસ કરી તીણે, પંડિત પદવી સોહેજી;
વચનકળા ચતુરાઈ સુણીને, શ્રોતાનાં મન મોહેજી. ૧૭
જ્ઞાનવૃદ્ધિ ગુણ જાણી આચારજ, વર્દ્ધન શાખા ધારીજી;
વાસક્ષેપ કરી ગુરુ માથે, આશિષ દે તિહાં સારીજી. ૧૮
તસ શિષ્ય કમળવર્દ્ધન ગુરુ ગીરૂઆ, પંડિત પદવી રાજેજી;
તાસ શિષ્ય વાચકપદ ધારી, પચવીશ ગુણે કરી છાજેજી. ૧૯
ૐા શ્રી રવિવર્દ્ધન સુખકારી, જ્ઞાનતણા દાતારીજી;
ધનવર્દ્ધન તસ શિષ્ય પંકાઈ, પંડિતમાં અધિકારીજી. ૨૦
વિનયવંત વિદ્યાએ પુરા, વિનીતવર્દ્ધન તસ શિષ્યજી;
તાસ સીષ્ય વિદ્યા અભ્યાસી, શુભ મુહૂર્ત દીએ દીષ્યજી. ૨૧
વૃદ્ધિવર્દ્ધન ગુરુ ચરણકમળ નમું, જસ ગુણનો નહી પારજી;
લક્ષ્મીસાગરસૂરિને હેતે, આવ્યા તે અણગારજી. ૨૨
તાસ શિષ્ય શુભ લક્ષણધારી, ઉપાધ્યાય પદ આપેજી;
વૃદ્ધિ કારણ ગછવર્દ્ધન આવ્યા, દેઈ પદવી હીત થાપેજી ૨૩
ૐ શ્રી પ્રીતિવર્દ્ધનસાગર, ઉપાધ્યાય પદ ધારીજી;
ગચ્છનાયક જાણી સુખદાયક, અધિક ધરે બહુ પ્યારજી. ૨૪
તાસ શિષ્ય શુભ લક્ષણકારી, વિદ્યાબલ પણ ભારીજી;
વિદ્યાવર્દ્ધન નામ એ સાચું, શિક્ષા દીએ હિતકારીજી. ૨૫
તસ સેવક મુજ ગુરુ એ રૂડા, હીરવર્દ્ધન ગુરુ હીરાજી;
તેહ તણો ઉપગાર એ જાણો, મધુરી ભણાવી ગિરાજી. ૨૬
ગુરુવાદિક ગુણ કિમ કહેવાયે, મુજ મતિ નહી અતિ ભારીજી;
બાળલીલાએ રાસ બનાવ્યો, પંડિત લેજ્યો સુધારીજી. ૨૭

भट्टारक श्री सिद्धसूरिशिष्यविरचित

# उपकेश-कवलांगच्छ-पट्टावली

[ रचनासंवत-वि सं. १६६०]

॥ श्री कोमलगच्छाना पट्टावली लिख्यते ॥

प्रथम पट्ट अधिरूढ पार्श्वजिन ज्ञान प्रकाशक,
संजम श्रुत संपन्न अखिल अज्ञान विनाशक;
अहिलाछक प्रतिपाल कमठ कुत्सित मुनि त्रासक;
शरणागत भय हरण भये भविजन भय नाशक.
वसुदेव(८४) संख्य जिनपट्ट अवराजत शुभ जिनधर्मधर;
सच्चियया चरण सेवन निरत सिद्धसूरि श्रीपूज्यवर. १
द्वितीय पट्ट (२) शुभदत्त तृतीय (३) हरदत्त सुजानहुं,
चतुरथ (४) आर्यसमुद्र सकल गुन सागर मांनहुं;
पंचम (५) केशी कुमर, भूप परदेसिय बुद्धे.
षष्ठ (६) स्वयंप्रभसूरि, यक्षके तनमन सुद्धे. वसु० २
(७) श्रीरत्नप्रभसूरि पट्ट सप्तम जव लिन्नहु,
मंत्रीसुतहि जिवाय गच्छ उपकेश सुकिन्नहु;
कर प्रसन्न सच्चियाय कर्म हिंसादिक सुद्धे,
लक्ष तीन सिद्धि व्यूह सह शिष्यन प्रतिबुद्धे. वसु० ३
अष्टम पट्ट प्रविष्ट यक्ष प्रतिबोधप्रकाशक,
(८) यक्षदेव आचार्य संघजन विघ्न विनाशक;
नवम पट्ट अधिरूढ (९) कक्कसूरि गुनपूरन,
(१०) देवगुप्तसूरिसु पट्ट दिगदोष विचूरन. वसु० ४
पट्ट इकादश पूज्य (११) सिद्धसूरि पुन बारहु,
(१२) श्रीरत्नप्रभसूरि त्रयोदश पट्ट विचारहुं;
(१३) यक्षदेवसूरिसु (१४) कक्कसूरि मनुसंज्ञक,
वीरप्रकृतिकी विकृति स्नान शुभ विधि मनभंजक. वसु० ५
(१५) देवगुप्तसूरिसु पंचदश पट्ट प्रमानहुं,
शशिरस पट्टारूढ (१६) सिद्धसूरि पुन मानहुं;

(૧૭) શ્રીરત્નપ્રભસૂરિ સપ્તદશ પટ્ટ વખાનિય,
(૧૮) યક્ષદેવસૂરિસુ, પટ્ટ અષ્ટાદશ જાનિય. વસુ૦ ૬
ચંદનંદ પટ્ટ (૧૯) કક્કસૂરિ, ગુનજ્ઞાન પ્રવિન્નહુ,
(૨૦) દેવગુપ્તસૂરિસુ વિંશ પટ્ટ અઘતતિમિછિન્નહુ;
(૨૧) સિદ્ધસૂરિ પટ્ટ એકવિંશ સિદ્ધસંપત્ત પૂરિય,
નેત્રનેત્ર પટ પૂજ્ય વિજ્ઞ (૨૨) રત્નપ્રભસૂરિય. વસુ૦ ૭
(૨૩) યક્ષદેવસૂરિસુ નયનગુન પટ્ટ ભનીજે,
અક્ષિવેદ પટ્ટ (૨૪) કક્કસૂરિ ગુનવન્ત ગનીજે;
લોચનશર પટ્ટ (૨૫) દેવગુપ્તસૂરિ સુખદાયક,
(૨૬) સિદ્ધસૂરિ પટવિંશ પટ્ટ મુનિજન ગનનાયક. વસુ૦ ૮
(૨૭) શ્રીરત્નપ્રભસૂરિસુ ત્રિનવ પટ્ટ પૂજિત જાનિય,
(૨૮) યક્ષદેવસૂરિસુ અષ્ટવિંશતિ પટ્ટ માંનીય;
ઉનત્રિંશ પટ્ટ (૨૯) કક્કસૂરિ ગુન ગંભીરહુ,
(૩૦) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ગુનનભ અત(તિ) ધીરહુ. વસુ૦ ૯
શિવલોચનશશિ પટ્ટ (૩૧) સિદ્ધસૂરિ સુખકારિય,
(૩૨) શ્રીરત્નપ્રભસૂરિ સકલ ભવિજન ભવ હારિય;
દ્વાત્રિંશત પટ્ટ પૂજ્ય પ્રખર પંડિત અવધારિય,
(૩૩) યક્ષદેવસૂરિસુ દેવગુન પટ્ટ વિચારિય વસુ૦ ૧૦
(૩૪) કક્કસૂરિ ચવતીસ પટ્ટ મેઅત પધારિય,
જિનબંધન પુન વિપત સેઠ સોમકકી ટારિય;
દેવી દર્શન પ્રતખ છંડ ભંડાર સુડારિય,
નામ ઉલૈ દ્વાવિંશ, અપર ગણુશાખા નિકારિય. વસુ૦ ૧૧
(૩૫) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ગુનશેખર જાંનીય,
(૩૬) સિદ્ધસૂરિ ગુનભૂરિ રામરસ પટ્ટ વખાનિય;
શિવલોચનમુનિ પટ્ટ (૩૭) કક્કસૂરિ ચિત્ત આનિય,
(૩૮) દેવગુપ્તસૂરિસુ પટ્ટ, પાવકસિદ્ધિ માંનિય વસુ૦ ૧૨
ગુનનિધિ ગુનનિધિ પટ્ટ (૩૯) સિદ્ધસૂરિ સુભ જાંનહું,
(૪૦) કક્કસૂરિ તપ ભૂરિ પટ્ટ વિધિમુખખં વખાનહું;
(૪૧) દેવગુપ્તસૂરિસુ પટ્ટ, વારધિશશિ માનહુ,

વીણા વાદ્ય પ્રવીન હીનક્રિય કહુક પ્રમાનહુ. વસુ૦ ૧૩
સકલ સંઘ મિલ (૪૨) સિદ્ધસૂરિ મુનિનાયક થપ્પે,
વારિધિ લોચન પટ્ટ અખિલ તપ તેજ અમ્મપ્પે;
પટ્ટ વરણગુન (૪૩) કક્કસૂરિ શ્રાવક અઘહારક,
નિજ મુખ પંચ પ્રમાણુ ગ્રન્થ રચ જ્ઞાન પ્રસારક. વસુ૦ ૧૪
વેદવેદ પટ્ટ (૪૪) દેવગુપ્તસૂરિ દુઃખહતી,
સ્વોપજ્ઞા ટીકા સુગ્રન્થ નવપદ પર કતીં;
વારિધિબાંણ સુપટ્ટ (૪૫) સિદ્ધસૂરિ સિદ્ધિધતી,
સાગરરસ પટ્ટ (૪૬) કક્કસૂરિ સુદમંગલ ભતીં. વસુ૦ ૧૫
હરિભુજમુનિ પટ્ટ (૪૭) દેવગુપ્તસૂરિ ગુરુ જ્ઞાનિય,
વરણસિદ્ધિ પટ્ટ (૪૮) સિદ્ધસૂરિ બહુ બુદ્ધિ નિધાનિય;
નિરધિનિધિ પટ્ટ (૪૯) કક્કસૂરિ જાનિય ગુનખાનિય,
તાસ ચરણ ચિત લાય, નામ નિત સ્વમુખ વખાનિય. વસુ૦૧૬
(૫૦) દેવગુપ્તસૂરિસુ પટ્ટ પંચાસત લિન્નો,
તવ ભેંસા નિજ ભક્ત સસ લખ ધન વ્યય કિન્નો;
તાત કોટિન કોટ દ્રવ્ય તાકો ગુરુ દિન્નો,
સરશશિ પટ્ટારૂઢ (૫૧) સિદ્ધસૂરિ પુન ચિન્નો. વસુ૦ ૧૭
(૫૨) કક્કસૂરિ બાવન્ન પટ્ટ પૂજિત જબ ધારે,
નૃપવચ હેમાચાર્ય, શિષ્ય નિંદંયી નિકારે;
(૫૩) દેવગુપ્તસૂરિસુ પટ્ટ તેપન્ન વિરાજે,
લક્ષ દ્રમ્મ નિજ ત્યાગ સાધુ સાજન સવ સાજે. વસુ૦ ૧૮
બાંણવેદ પટ્ટ (૫૪) સિદ્ધસૂરિ, પૂરનગુન પૂજહું,
બાણબાણ પટ્ટ કક્કસૂરિ કીરતકી કુંજહું,
જિન કિય કોટ મરોટ પ્રગટ અત્યંત સુસોભિત,
(૫૬) દેવગુપ્તસૂરિસુ પત્રિરસ પટ્ટ અલોભિત. વસુ૦ ૧૯
સાયકમુનિ પટ્ટ (૫૭) સિદ્ધસૂરિ શરનાગત ત્રાતા,
(૫૮) કક્કસૂરિ શરસિદ્ધિ પટ્ટ ગુનજ્ઞાન વિધાતા;
(૫૯) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ઇષુનિધિ સિદ્ધિદાતા,
રસનભ પટ્ટારૂઢ (૬૦) સિદ્ધસૂરિ જગખ્યાતા. વસુ૦ ૨૦

ઋતુવિધુ પટ્ટારૂઢ (૬૧) કક્કસૂરિ જિનમંડન,
(૬૨) દેવગુપ્તસૂરિસુ પટ્ટ રસ ભુજ અઘખંડન;
રાગરાંમ પટ્ટ (૬૩) સિદ્ધસૂરિ પૂરન ગુનવન્તહું,
શાસ્ત્રવેદ પટ (૬૪) કક્કસૂરિ જપ તપ જસમન્તહુ. વસુ૦ ૨૧

(૬૫) દેવગુપ્તસૂરિસુ પટ્ટ રસશર શુભ ધારિઉ,
તીર્થાટન કર દેશ લાટિ ભક્તનકો તારિઉ;
દર્શનદર્શન પટ્ટ (૬૬) સિદ્ધસૂરિ જખ લિન્ના,
આદિનાથકો પૂજ્ય પ્રતિષ્ઠાપન જિન કિન્ના. વસુ૦ ૨૨

રસઋષિ પટ્ટારૂઢ (૬૭) કક્કસૂરિ તપ ધારિય,
તિન કિય ગચ્છપ્રબંધ સકલ સાધુન સુખકારિય;
(૬૮) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ષટવસુ બુદ્ધિવારિધિ,
(૬૯) સિદ્ધસૂરિ મુનિરાજ પટ્ટ વડભાગ રાગનિધિ. વસુ૦ ૨૩

મુનિનભ પટ્ટારૂઢ (૭૦) કક્કસૂરિ બુદ્ધિસાગર,
ઈતિ વિનાશન કરન શરન ભય હરન ચ નાગર;
(૭૧) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ઋષિરસા સુજ્ઞાનિય,
સ્વરલોચન પટ્ટ (૭૨) સિદ્ધસૂરિ દુઃખ મોચન માંનીય. વસુ૦ ૨૪

દ્વીપદેવ પટ્ટ (૭૩) કક્કસૂરિ જપ તપ ધારિય,
(૭૪) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ઋષિવેદ વિચારિય;
તાહુત્રિલોચનવદન (૭૫) સિદ્ધસૂરિ પટ માંનહુ,
(૭૬) કક્કસૂરિ ગુનભૂરિ પટ્ટ મુનિરસ પહિચાનહુ. વસુ૦ ૨૫

(૭૭) દેવગુપ્તસૂરિસુ પટ્ટ મુનિ મુનિમુનિ મન્નિય,
ઋષિવસુ પટ્ટારૂઢ (૭૮) સિદ્ધસૂરિ ચિત અન્નિય;
તરુનિધિ પટ્ટપ્રવિષ્ટ (૭૯) કક્કસૂરિ ચિત લાવહુ,
દિગ્ગજનભ પટ્ટ (૮૦) દેવગુપ્તસૂરિ ગુન ગાવહુ. વસુ૦ ૨૬

સિદ્ધિઅવનિ પટ્ટ (૮૧) સિદ્ધસૂરિ સંતનકુલભૂષન,
ભૂધરભૂજ પટ્ટ (૮૨) કક્કસૂરિ પૂરનતપપૂષન;
વિધિલોચનગુન (૮૩) દેવગુપ્તસૂરિ પટમંડન,
પાવન પૂજ્ય પ્રતાપ, ભવિજન ભયખંડન.

વસુદેવ (૮૪) સંખ્ય જિણ પટ્ટ, અવરાજત શુભ જિનધર્મધર;
સચ્ચિયાય ચરણ સેવન નિરત, સિદ્ધસૂરિ શ્રી પૂજ્યવર. ૨૭

## દોહા—સોરઠા

સિદ્ધસૂરિ શ્રી પૂજ્યવર, કોમલ ગચ્છાધીશ,
વિરચી યહ પટ્ટાવલી, જાસુ વચનધર શીસ. ૧

જો નર યા પટ્ટાવલી, પઠહ સુનહિ ચિત ધાર;
સો પાવત સંસારમેં, શીઘ્ર પદારથ ચાર. ૨

ગનિયત બહુ ગ્રંથ મહીં, વહ ગતીતૈ અંકુ;
યામે તો ઋજુ રીતતૈ, ગુનિગન ગનો નિશંક. ૩

ચૈત્ર શુકલ તૃતીયાસ દિન, ચંદનંદરસવ્યોમ (૧૯૬૦)
લિખી યહ પટ્ટાવલી, વત્સર વાસર સોમ. ૪

॥ ઇતિ સંપૂર્ણઃ ॥

## મુનિરાજ શ્રી દર્શનવિજયજીવિરચિત

# કલ્પસૂત્રવર્ણિત સ્થવિરાવલી

( રાગ-મઝધ: નન્દ કે લાલા હો મતવાલા )

શ્રી મહાવીરકી પાટપરંપરા, સૂરિ મુનિકો નમો નમો;
નિર્ગ્રન્થ કોટિક ચંદ્ર વનોકસ, તપસ્વી મુનિકો નમો નમો. (ટેક)

પાંચવે ગણધર સ્વામી સુધર્મા ૧, કેવલી જમ્બૂકો ૨ નમો નમો;
પ્રભવ ૩ શય્યંભવ ૪ શ્રી યશોભદ્રો ૫, સંભૂતિસૂરિકો ૬.
નમો નમો. શ્રી૦ ૧

સ્થૂલભદ્રજી ૭ સુહસ્તિસૂરિ ૮, સુસ્થિતસૂરિકો ૯ નમો નમો;
ઇન્દ્રદિન્ન ૧૦ દિન્ન ૧૧ સિંહગિરિજી ૧૨, વજ્રસ્વામીકો ૧૩
નમો નમો. શ્રી૦ ૨

વજ્રસેન ગુરુ ૧૪ પુષ્યગિરિજી ૧૫, ફલ્ગુમિત્રકો ૧૬ નમો નમો;
ધનગિરિ ૧૭ શિવભૂતિ ૧૮ ભદ્ર ૧૯ નક્ષત્ર ૨૦, રક્ષસૂરિકો ૨૧
નમો નમો. શ્રી૦ ૩

નાગ ૨૨ જેહિલ ૨૩ શ્રી વિષ્ણુ ૨૪ કાલક ૨૫, શ્રી સંપલિતકો ૨૬
નમો નમો;
વૃદ્ધ સૂરિ ૨૭ સંઘપાલિત ૨૮ હસ્તિ ૨૯, ધર્મસૂરિકો ૩૦
નમો નમો. શ્રી૦ ૪

હસ્તિ ૩૧ શ્રીધર્મ ૩૨ શ્રીસિંહ ૩૩ શ્રીધર્મ ૩૪, જમ્બૂ ૩૫ નંદિતકો ૩૬
નમો નમો;
દેશી ગણિજી ૩૭ સ્થિરગુપ્તસૂરિ ૩૮, કુમારગુપ્તકો ૩૯
નમો નમો. શ્રી૦ ૫

શ્રી દેવર્ધિક્ષમાશ્રમણજી ૪૦, પૂર્વવેદીકો નમો નમો;
ચારિત્ર દર્શન જ્ઞાનકે સ્વામી, ન્યાયી મુનિકો નમો નમો. શ્રી૦ ૬



મુનિરાજ શ્રી દર્શનવિજયજીવિરચિત

# ગુરુ-વંદન

( રાગ-શ્રી સિદ્ધગિરિકો વંદન )

મહાવીરકે પાટકો વંદન હો, પટધારી મુનિકો વંદન હો (ટેક)
પંચમ ગણધર સુધર્મ ગણી, શ્રી જંબૂસ્વામી પ્રભવ મુણિ;
શ્રી શય્યંભવ યશોભદ્ર ગણી, સંભૂતિ ગણિ સ્થૂલભદ્ર મુણિ. મ૦ ૧
સુહસ્તિસૂરિ સુસ્થિતસૂરિ, શ્રી ઈન્દ્રદિન્ન ગણિ દિન્નસૂરિ;
શ્રી સિંહસૂરિ શ્રી વજ્રસૂરિ, શ્રી વજ્રસેન ગણિ ચંદ્રસૂરિ. મ૦ ૨
સામન્તભદ્ર બડે દેવસૂરિ, પ્રદ્યોતન શ્રી માનદેવસૂરિ;
શ્રી માનતુંગ ગુરુ વીરસૂરિ, જયદેવ વ દેવાનન્દસૂરિ. મ૦ ૩
વિક્રમ નરસિંહ સમુદ્રસૂરિ, શ્રી માનદેવ વિબુધસૂરિ;
જયાનન્દ રવિ જશદેવસૂરિ, પ્રદ્યુમ્ન માન વિમલેન્દુસૂરિ. મ૦ ૪
બડ ગચ્છમેં શ્રી ઉદ્યોતસૂરિ, સર્વદેવ દેવ સર્વદેવસૂરિ;
યશોભદ્રસૂરિ મુનિચન્દ્રસૂરિ, શ્રી અજિતદેવ શ્રી સિંહસૂરિ. મ૦ ૫
શ્રી સોમપ્રભ મણિચન્દ્રસૂરિ, તપગચ્છમેં શ્રી જગચ્ચંદ્રસૂરિ;
દેવેન્દ્રસૂરિ ધર્મઘોષસૂરિ, શ્રી સોમપ્રભ સોમતિલકસૂરિ. મ૦ ૬
શ્રી દેવસુન્દર સોમસુન્દરજી, મુનિસુંદરજી રત્નશેખરજી;
લક્ષ્મીસાગર સુમતિ ગણિજી, શ્રી હેમવિમલસૂરિ મુણિજી. મ૦ ૭
આનન્દવિમલ વિજયદાના, શ્રી હીરસૂરિ જગગુરુ માના;
શ્રી સેન-દેવ-સિંહ-સૂરિ જાના, શ્રી સત્યવિજય ગણિ મુનિરાના. મ૦ ૮
કર્પૂર-ક્ષમા-જિન-વિજય ગણી, શ્રી ઉત્તમ-પદ્મ-વિજયજી ગણી;
શ્રી રૂપ કીર્તિ કસ્તૂર ગણિ, ગુરુ દાદા શ્રી મણિવિજય ગણી. મ૦ ૯
શ્રી બુદ્ધિવિજય શ્રી મુક્તિ ગણિ, શ્રી વિજયકમલ સૂરીશમણી;
શ્રી વિનયવિજયજી સ્થવિર ગુણી, ચારિત્રવિજયજી પૂજ્ય મુનિ. મ૦ ૧૦
ભારતમેં આજ મુનિ વિચરેં, શત આઠ સદા પ્રતિબોધ કરેં;
શ્રી દર્શન જ્ઞાન વ ન્યાય ધરે, સબ જીવકે શ્રી કલ્યાણ કરે. મ૦ ૧૧

# પુરવણી

પૃષ્ઠ ૩-કડી ૧૯ : ચાર મંગળ :

मंगलं भगवान वीरो, मंगलं गौतमप्रभुः ।
मंगलं स्थूलभद्राद्याः, जैनधर्मोऽस्तु मंगलम् ॥१॥

આમાં ત્રીજા મંગળ તરીકે આ. સ્થૂલિભદ્રસૂરિનું નામ છે.

પૃષ્ઠ ૪, કડી ૧ : (ચરણ પહેલું) આ૦ શ્રીભદ્રબાહુસ્વામીના ૪ શિષ્યો–

૧ સ્થવિર ગોદાસ, ૨ સ્થવિર અગ્નિદત્ત, ૩ સ્થવિર યજ્ઞદત્ત, ૪ સ્થવિર સોમદત્ત. (કલ્પસૂત્ર–સ્થવિરાવલી).

(ચરણ બીજું) આ૦ શ્રીસંભૂતિવિજયસૂરિના ૧૨ શિષ્યો—

આ૦ નંદનભદ્ર, આ૦ ઉપનંદનભદ્ર, આ૦ તિષ્યભદ્ર, આ૦ યશોભદ્ર, આ૦ સ્વપ્નભદ્ર, આ૦ મણિભદ્ર, આ૦ પૂર્ણભદ્ર, આ૦ સ્થૂલભદ્ર, આ૦ ઋજુમતિ, આ૦ જંબૂ, આ૦ દીર્ઘભદ્ર અને આ૦ પાંડુભદ્ર.

(ચરણ ત્રીજું) આ૦ શ્રીસંભૂતિવિજયની ૭ શિષ્યાઓ—

યક્ષા, યક્ષદિન્ના, ભૂતા, ભૂતદિન્ના, સેણા, વેણા, રેણા. આ સાતે આ૦ સ્થૂલિભદ્રની બહેનો હતી, વિદુષી હતી અને આ૦ સંભૂતિવિજયજીની શિષ્યાઓ બની હતી. (કલ્પસૂત્ર–સ્થવિરાવલી).

પૃષ્ઠ ૪, કડી ૫ : આર્યમહાગિરિજીના શિષ્યો—

સ્થવિર ઉત્તર, સ્થવિર બલિસહ, સ્થવિર ધનાઢય, સ્થવિર શ્રી આઢય, સ્થવિર કોડિન્ય, સ્થવિર નાગ, સ્થવિર નાગમિત્ર, સ્થવિર ષડુલ્લૂક રોહગુપ્ત ત્રૈરાશિક. ( કલ્પસૂત્ર–સ્થવિરાવલી )

પૃષ્ઠ ૪, કડી ૬. આર્યમહાગિરિજીની વાચક પરંપરા—

આર્યમહાગિરિ, આર્ય બહુલ–બલિસ્સહ, આર્ય આર્ય સ્વાતિ, શ્યામાર્ય, આર્ય જીતધર, શાંડિલ્ય (સ્કંદિલ), આર્ય સમુદ્ર, આર્ય મંગુ, આર્ય ધર્મ, આર્ય ભદ્રગુપ્ત, આર્ય વજ્રસ્વામી. ( નંદીસૂત્ર–સ્થવિરાવલી)

પૃષ્ઠ ૪, કડી ૧૧ : આ૦ સંડિલસૂરિ—

આ આચાર્યનાં સંડિલ, શાંડિલ્ય, ખંદિલ, સ્કંદિલ એમ વિવિધ નામો મળે છે. નંદીસૂત્ર પટ્ટાવલીમાં આ નામના બે આચાર્યો બતાવ્યા છે.

૧ આ૦ સંડિલ્લ–જેઓ વિદ્યાધર વંશના બારમા વાચક છે અને યુગપ્રધાનોમાના ૧૩ મા યુગપ્રધાન છે. તેઓ વીર સં૦ ૩૭૬ થી ૪૧૪ સુધી યુગપ્રધાનપદે હતા.

૨ આ૦ ખંદિલ-જેઓ વિદ્યાધર વંશના ૧૯ મા વાચક છે, તેઓ વી૦ સં૦ ૮૫૦ પહેલાં વિદ્યમાન હતા. તેમણે ઉત્તરાપથના મુનિઓનું સમ્મેલન મેળવી માથુરીવાચના કરી હતી. (પ્રભાવકચરિત્ર, હિમવંતસ્થ૦)

પૃષ્ઠ ૫, કડી ૧૨. આર્ય ફલ્ગુમિત્રસૂરિ પરંપરા—

૧ ગણધર સુધર્માસ્વામી, ૨ કેવળી શ્રીજંબૂસ્વામી, ૩ આ૦ પ્રભવસ્વામી, ૪. આ૦ શય્યંભવસૂરિ, ૫ આ૦ યશોભદ્રસૂરિ, ૬ આ૦ સંભૂતિવિજય, ૭ આ૦ સ્થૂલિભદ્રસ્વામી, ૮ આ૦ સુહસ્તિસૂરિ, ૯ આ૦ સુસ્થિતસૂરિ, ૧૦ આ૦ ઇંદ્રદિન્નસૂરિ, ૧૧ આ૦ દિન્નસૂરિ, ૧૨ આ૦ સિંહગિરિજી, ૧૩ આર્ય વજ્રસ્વામી, ૧૪ આ૦ રથ, ૧૫ આ૦ પુષ્પગિરિજી, ૧૬ આ૦ ફલ્ગુમિત્રજી, ૧૭ આ૦ ધનગિરિ, ૧૮ આ૦ શિવભૂતિ, ૧૯ આ૦ ભદ્ર, ૨૦ આ૦ નક્ષત્ર, ૨૧ આ૦ રક્ષ, ૨૨ આ૦ નાગસૂરિ, ૨૩ આ૦ જેહિલ, ૨૪ આ૦ વિષ્ણુ, ૨૫ આ૦ કાલક, ૨૬ આ૦ સંપલિત, ૨૭ આ૦ વૃદ્ધ, ૨૮ આ૦ સંઘપાલિત, ૨૯ આ૦ હસ્તિ, ૩૦ આ૦ ધર્મ (શ્રાવકગોત્રી), ૩૧ આ૦ સિંહ, ૩૨ આ૦ ધર્મ, ૩૩ આ૦ જંબૂ, ૩૪ આ૦ નંદિત, ૩૫ દેશિગણી ક્ષમાશ્રમણ, ૩૬ સ્થિરગુપ્ત ક્ષમાશ્રમણ, ૩૭ સ્થ૦ કુમારધર્મ, ૩૮ દેવાધિગણિ ક્ષમાશ્રમણ. (કલ્પસૂત્ર સ્થ૦)

પૃષ્ઠ ૫, કડી ૧૩: આ૦ સુહસ્તિસૂરિના ૧૨ શિષ્યો, ૬ ગણો, ૨૪ શાખાઓ, અને ૨૭ કુલો—

૧. આ૦ રોહણ. તેનાથી ઉદ્દેહ ગણ નીકળ્યો ૪ શાખાઓ—ઉદુંબરિજ્જિયા, માસપૂરિયા, મઇપત્તિયા, પુણ્ણપત્તિયા. ૬ કુલો—નાગભૂય, સોમભૂઇય, ઉલ્લગચ્છ, હત્થલિજ્જ, નંદિજ્જ, અને પરિહાસય.

ઉદ્દેહગણ અને નાગભૂત કુલનો કનિષ્ક સં૦ ૭ નો શલાલેખ મળે છે.

૨. આ૦ જસભદ્ર. તેનાથી ઉડુવાડિયગણ નીકળ્યો. ૪ શાખાઓ—ચંપિજ્જિયા, ભદ્દિજ્જિયા, કાકન્દિયા, અને મેહલિજ્જિયા. ૩ કુલો—ભદ્દજસિય, ભદ્દગુત્તિય, અને જસભદ્દ.

૩. આ૦ મેહગણી. સંભવ છે કે, આ૦ ધનસુંદર આ૦ ગુણસુંદર અને આ૦ ગુણાકર તે આ આચાર્યના જ બીજાં નામો હોય.

૪. આ૦ કામિડ્ઢિ. તેનાથી વેસવાડિયગણ નીકળ્યો. ૪ શાખાઓ—સાવિથયા, રજ્જપાલિયા, અંતરિજ્જિયા અને ખેમિલજ્જિયા. ૪ કુલો—ગણિય, મેહિય, કામડ્ઢિય, અને ઈન્દપુરગ.

૫-૬. આ૦ સુટ્ઠિય, આ૦ સુપ્પડિબુદ્ધ. તેઓથી કોડિયગણ નીકળ્યો.

૪ શાખાઓ-ઉચ્ચાનાગરી, વિજ્જાહરી, વઈરી, અને મજ્ઝિમિલ્લા. ૪ કુલો—બંભલિજ્જ, વત્થલિજ્જ, વાણિજ્જ, અને પણ્હવાહણ.

૭. આ૦ રક્ખિય.

૮. આ રોહગુત્ત.

૯. આ૦ ઇસિગુત્ત. તેનાથી માણવગણ નીકળ્યો. ૪ શાખાઓ—કાસવજ્જિયા, ગોયમજ્જિયા, વાસિટ્ઠિયા, અને સોરટ્ઠિયા. ૩ કુલો—ઇસિગુત્તિ, ઇસિદત્તિ, અને અભિજયન્ત.

૧૦. આ૦ સિરિગુત્ત. તેનાથી ચારણગણ નીકળ્યો. ૪ શાખાઓ—હારિયમાલાગારી, સંકાસીઆ, ગવેધુયા, અને વજ્જનાગરી. ૭ કુલો—વત્થલિજ્જ, પીઈધમ્મિયં, હાલિજ્જ, પુસમિત્તિજ્જ, માલિજ્જ, અજ્જવેડય, અને કણ્હસહ.

૧૧. આ૦ બંભગણી.

૧૨. આ૦ સોમગણી.

આ સિવાય આ૦ ભદ્રબાહુના શિષ્ય આ૦ ગોદાસથી ગોદાસગણ નીકળ્યો. ૪ શાખા--તામલિત્તિયા, કોડીવરિસિયા, પંડુવદ્ધણિયા અને દાસીખબ્બડિયા. તથા આ૦ મહાગિરિના શિષ્ય આ૦ ઉત્તર અને આ૦ બલિસ્સહથી ઉત્તર બલિસ્સહ ગણ નીકળ્યો. ૪ શાખાઓ—કોસમ્બિયા, સોઈવત્તિયા, કોડંબાણી અને ચંદાનાગરી.

આ બન્ને ગણોનાં જુદાં કુલો નથી.

આ રીતે ૮ ગણ, ૩૨ શાખાઓ અને ૨૭ કુલો જાણવાં. (કલ્પસૂત્ર-સ્થવિરાવલી )

**પૃષ્ઠ ૬, કડી ૧૦ : મુનિવિહાર.**

મૌર્ય સમ્રાટ્ સંપ્રતિએ પોતાના રાજ્યનો વિસ્તાર આંધ્ર અને દ્રાવિડ સુધી વધાર્યો હતો અને અનાર્ય દેશ સુદ્ધામાં જૈનધર્મનો પ્રચાર કરાવ્યો હતો. આ૦ સુહસ્તિસૂરિના શ્રમણો ૬ ગણો, ૨૪ શાખાઓ અને ૨૭ કુલોમાં વહેંચાઈ ગયા હતા. એટલે જૂના જૈન વસ્તીવાળા દેશો અને નવા જૈન વસ્તીવાળા દેશોમાં શ્રમણોએ પોતાનો ધર્મપ્રચાર સતત રીતે ચાલુ રાખ્યો હતો. આ૦ ઋષિગુપ્તનો પરિવાર સોરઠમાં વિચરતો હતો.

"વીરવંશાવલી"માં લખ્યું છે કે—પુનઃ સંપ્રતિએ ઉત્તરદિસ મરુધરિ ધંધાણીનગરિ શ્રીપદ્મપ્રભસ્વામીનો પ્રાસાદબિંબ નિપજાવ્યો. વીજાગિરિ પાસનો પ્રાસાદ નિપજાવ્યો. બ્રહ્માણીનગરિ શ્રીહમીરગઢિં શ્રીપાસ-

પ્રાસાદ બિંબ નિપજાવ્યો. ઇડરગિરિ શિખરે શ્રીનેમિબિંબ સ્થાપ્યો, તે દક્ષિણ દિસે જાણવો. પૂર્વ દિસિ રોહિણગિરે શ્રીસુપાસનો પ્રાસાદબિંબ નિપજાવ્યો. પછિમે દેવપત્તને પુનઃ ઇડરગઢે શ્રીશાંતિનાથનો પ્રાસાદબિંબ નિપજાવ્યો.

"બૃહત્કલ્પસૂત્ર" ઉ૦ ૧, સૂ૦ ૫૦ નિર્યુક્તિ ગાથા ૩૨૭૫ થી ૩૨૮૯ માં લખ્યું છે કે—સમ્રાટ્ સંપ્રતિએ પોતાના રાજ્યમાં ગરીબો માટે દાનશાળાઓ સ્થાપી, રથયાત્રાઓમાં પોતે જતો હતો. તેના સામંત રાજાઓ પણ પોતપોતાના રાજ્યમાં રથયાત્રામાં જતા હતા. સમ્રાટ્ સંપ્રતિએ સીમાડાના રાજાઓને બોલાવી સમ્યક્ત્વધારી બનાવી તેના દેશમાં મોકલ્યા. વેશધારીઓને મોકલી મુનિમાર્ગ ખોલાવ્યો અને પછી સાચા સાધુ મોકલી ત્યાં જૈનધર્મનો પ્રચાર કરાવ્યો.

**પૃષ્ઠ ૬, ઢાળ ૩, કડી ૧ અને પૃષ્ઠ ૨૭, ઢાળ ૧૪મી પૂરી:** આ૦ કાલિકસૂરિ.

શ્રીકાલિકાચાર્ય અપરનામ શ્યામાચાર્ય ચાર થયા છે.

૧ વીર સં. ૩૨૦ થી ૩૩૫ માં થયા, જે આ૦ સ્વાતિસૂરિના શિષ્ય હતા. તેમણે ઇંદ્રને પ્રતિબોધ કર્યો અને પ્રજ્ઞાપનાસૂત્રની રચના કરી.

૨. વીર સં. ૪૫૩માં જે થયા, જેમણે અવિનયી શિષ્યોનો ત્યાગ કરી તેમને સન્માર્ગે સ્થાપ્યા. નિમિત્તશાસ્ત્રના બળે ઇરાનના શાહીઓને પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યા. સતી સાધ્વી આર્યા સરસ્વતીના શિયલની રક્ષા માટે વ્યભિચારી ગર્દભિલ્લ રાજાનો ઉચ્છેદ કરાવ્યો. ઈંદ્રને પ્રતિબોધ કર્યો અને ભા૦ શુ૦ ૪ ને દિવસે સંવત્સરી પર્વ સ્થાપ્યું.

૩. વીર સં. ૭૨૦ માં થયા, જે આ૦ વિષ્ણુસૂરિના શિષ્ય હતા.

૪. વીર સં. ૯૮૦ થી ૯૯૩ માં થયા, જે આ૦ ભૂતદિન્નગણિના શિષ્ય હતા. આ૦ દેવર્ધિગણીના સમકાલીન હતા. માથુરી વાચનાના ધારક હતા. તેમણે વલભીની આગમ વાચનામાં પૂરી સહાય કરી. વડનગરમાં શ્રીસંઘ સમક્ષ કલ્પસૂત્ર વાંચી સંવત્સરીને દિવસે કલ્પસૂત્ર વાંચવાની મર્યાદા સ્થાપી અને વલભીવંશના રાજા ધરસેનનો શોક દૂર કરાવ્યો.

આ પ્રમાણે ચાર કાલિકાચાર્યો થયા છે. શ્રી કાલિકાચાર્ય કથાઓમાં આ ચારે આચાર્ય દેવોનું મિશ્રિત ચરિત્ર મળે છે.

(પટ્ટાવલી સમુચ્ચય ભા૦ ૧, પૃષ્ઠ ૧૯૮ ÷)

અધ્યાપક ડોલરરાય રંગીલદાસ માંકડ "પશ્ચિમી ક્ષત્રપો" માં લખે છે કે—એમના સંબંધમાં એક બીજી વાત નોંધવા જેવી છે. કાલકાચાર્ય ગર્દભિલ્લ ઉપર પોતાનું અંગત વેર વાળવાને પરદેશીઓને હિન્દમાં લાવ્યા એવો દોષ એમના પર મૂકી શકાય, પણ મળે છે તે પુરાવા ઉપરથી એમ લાગે છે કે કાલકાચાર્યે પોતાના પ્રભાવથી આ પરદેશીઓને હિન્દી અને આર્ય બનાવી દીધા હતા, તે એટલે સુધી કે શરૂઆતના ક્ષત્રપો તો સ્પષ્ટ-પણે જૈનધર્મના અનુયાયીઓ થયા હોય એમ લાગે છે. આ વાત નીચેના મુદ્દાઓથી સ્પષ્ટ છે (૧) ઉષવદાતનો લેખ બતાવે છે કે એ જૈનધર્મ માનતો. (૨) દામજદશ્રી કે રુદ્રસિંહ વખતનો એક ત્રુટક શિલાલેખ મળ્યો છે. તેનાં અમુક વચનો "કેવળજ્ઞાન સંપ્રાપ્તિ" વગેરેના પરથી મુનિશ્રી વિજયેન્દ્રસૂરિએ બતાવ્યુ છે કે, આ ક્ષત્રપોએ જૈનધર્મ અપનાવ્યો હતો. (૩) જૈન ગ્રન્થોમાં આ શકોને જૈન જ ગણવામાં આવ્યા છે. દા૦ ત૦ કાલકકથામાં આ શકોને "જૈનધર્મપ્રભાવકા:" કહ્યા છે. આવી રીતે આ ક્ષત્રપોએ અહીં આવીને જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો. તે કાલકાચાર્યની અસરને લીધે જ હતું તે દેખીતુ છે અને કાલકાચાર્યે પાડેલા આ આર્ય હિન્દી સંસ્કારો ચષ્ટનના વંશમાં ખૂબ ફાલ્યાફૂલ્યા લાગે છે કેમકે એનો પૌત્ર રુદ્રદામા તો શુદ્ધ આર્ય કેળવણી પામ્યો હતો અને ખરેખરો આર્ય હિન્દી હતો. મૂળે વિદેશી એવા આ શકો હિન્દમાં આવીને હિન્દી બની ગયા. પોતાના નામોમાં પણ સંસ્કૃત શબ્દો (જય, રુદ્ર) વાપરવા મંડ્યા. પોતાના લેખોમાં સંસ્કૃત ભાષા વાપરવા મંડ્યા અને પોતાની આખી સંસ્કૃતિને હિન્દી બનાવવા મંડ્યા. એ બધુ કાલકાચાર્યે આ વિદેશીઓને પણ શુદ્ધ સંસ્કૃતિ આપવાની અખત્યાર કરેલી નીતિનો વિજય બતાવે છે. ('ઇતિહાસ સમ્મેલન નિબંધસંગ્રહ' પૃષ્ઠ ૬૫)

પૃષ્ઠ ૭, કડી ૫ : નમોઽર્હતની સમજુતિ :

નમોર્હત્ સિદ્ધાચાર્ય૦ આનો સમ્પૂર્ણ પાઠ નીચે પ્રમાણે છે.

नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः ।

પ્રાકૃત નવકાર મંત્રનાં પાંચ પદોનું આ સંક્ષિપ્ત રૂપાંતર છે.

પૃષ્ઠ ૭, કડી ૧૫ : યસ્મિન્ હર૦ આ સંપૂર્ણ શ્લોક નીચે પ્રમાણે છે

यस्मिन् हरप्रभृतयोऽपि हतप्रभावा :,
सोऽपि त्वया रतिपतिः क्षपितः क्षणेन ।

विध्यापिता हुतभुजः पयसाऽथ येन,
पीतं न किं तदपि दुर्धरवाडवेन ॥ १२ ॥
[ कल्याणमंदिरस्तोत्र ]

પૃષ્ઠ ૮, કડી ૧૮ : વિક્રમસંવત્ :

વીર સં૦ ૪૭૧ થી વિક્રમસંવત શરૂ થાય છે. પ્રસ્તુત પટ્ટાવલી રાસમાં આ બન્ને સંવતો આપ્યા છે. વીર સં૦ ૪૭૦ સુધીની ઘટનાઓમાં વીરસવત્ અને ત્યાર પછીની ઘટનાઓમાં મોટે ભાગે વિક્રમસંવત્ આપ્યા છે. વીર સં૦ ૪૭૦ પછીની ઘટનાઓમાં આ૦ શ્રીવજ્રસ્વામીનું સ્વર્ગ ગમન, ચંદ્રગચ્છનુ બિરુદ ઇત્યાદિ. કોઇ કોઇ સ્થાને તો ચાલુ કડીઓમાં એક વધુ ચરણ ઊમેરીને એટલે પુનરુક્તિ કરીને બન્ને સંવતો પણ દર્શાવ્યા છે. આ રાસમાં વિક્રમ સંવત માટે માત્ર સંવત શબ્દ જ વાપર્યો છે.

પૃષ્ઠ ૧૦, ઢાળ ૫, કડી ૨ : અણુમિસ નયણાં મણકજ્જ સાહણા૦ આની સંપૂર્ણ ગાથા નીચે પ્રમાણે છે.

अणिमिसनयणा मण–कज्जसाहणा पुप्फदामअमिलाणा ।
चउरंगुलेण भूमिं, न छिवंति जिणा बिंति ॥ ११९ ॥

(મલધારી આ૦ હેમચંદ્રસૂરિ શિષ્ય કૃત " બૃહદ્સંગ્રહણી " )

પૃષ્ઠ ૧૧, કડી ૧૦ : સંવત એકસો આઠે વર્ષે."

અહીં સંવત શબ્દથી વિક્રમ સંવત સમજવો.

પૃષ્ઠ ૧૩, કડી ૧૬ : ઊંઠ હાથઃ

ગુજરાતીમાં સાડી એક માટે દોઢ, સાડી બે માટે અઢી, સાડી ત્રણ માટે ઉંઠ (ઉંઠા) અને સાડીચાર માટે ઢોંસા, શબ્દો વપરાય છે. અહીં " ઉંઠ હાથ " શબ્દથી એ સૂચન છે કે, હે રુકિમણી ! તું મારાથી સાડી ત્રણ હાથ દૂર રહીને મારી વાત સાંભળ.

પૃષ્ઠ ૧૩, કડી ૨૨ :

આ કડીના પહેલા ચરણમાં વીર સંવત આપ્યો છે અને પછી તે જ ચરણની પુનરુક્તિ કરી તેમાં જ વિક્રમ સંવત આપ્યો છે. આ રીતે આ કડીમાં ચારને બદલે પાંચ ચરણો છે, પરંતુ વાચકે તે બન્ને ચરણોને એક ચરણરૂપે માની, એક જ રાગે પુનરુક્તિ કરીને બોલવાં.

પૃષ્ઠ ૧૫, કડી ૧૪ :

આ કડીના ત્રીજા ચરણમાં વીર સંવત આપ્યો છે અને પછી તે જ ચરણની પુનરુક્તિ કરી તેમાં જ વિક્રમ સંવત આપ્યો છે, આ રીતે આ

કડીના ઉત્તરાર્ધમાં બેને બદલે ત્રણ ચરણો થાય છે કિન્તુ વાચકે બન્ને ચરણોને એક ચરણ રૂપે માની એક જ રાગમાં પુનરુક્તિ કરીને બોલવા.

પૃષ્ઠ ૧૫, કડી ૨. " પ્રાચીન ૮૪ ગચ્છો. "

પ્રાચીનકાળમાં ૮૪ ગચ્છો હતા. તે દરેકની પ્રરૂપણા અને સમાચારી એક જ હતી. તેનાં પૂરાં નામો મળતાં નથી પરંતુ કેટલાંએક નામો નીચે પ્રમાણે મળે છે.

નિર્ગન્થગચ્છ, કોટિકગણ, ઉદ્દેહ, ઉડુવાડિય, વેસવાડિય, ચારણ, માનવ, ગોદાસગણ, બલિસહગણ, નાગેંદ્રગચ્છ, ચંદ્રગચ્છ, નિવૃંતિગચ્છ, વિદ્યાધરગચ્છ, આરણ્યકગચ્છ (વિટપીગચ્છ, વિહરૂકગણ), મલ્લવાદીગચ્છ, કાલિકાચાર્યગચ્છ, હારીલગચ્છ (હારિજગચ્છ), કૃષ્ણર્ષિગચ્છ, ઉપકેશગચ્છ, કોરટાગચ્છ, દ્વિવંદનીકગચ્છ, મજ્ઝિમા શાખા ( હર્ષપુરીય ) બ્રહ્મદીપિક (વરમાણુગચ્છ), રાજગચ્છ ( ધર્મઘોષગચ્છ, સુગાણાગચ્છ ) ચૈત્રપુરીગચ્છ, ધનેશ્વરગચ્છ, મોઢેરાગચ્છ, ચૈત્યવાસીગચ્છ ભટેવરાગચ્છ, કુર્ચપુરીયગચ્છ, વાયડગચ્છ, ભાવડારગચ્છ, સંડેરકગચ્છ, હથુંડીગચ્છ, પૂર્ણતલગચ્છ, હર્ષપુરાયગચ્છ, વડગચ્છ વગેરે.

વડગચ્છ થયા પછી ઉપરમાંના કેટલાએક ગચ્છો સમયના પ્રવાહમાં નાશ પામ્યા છે અને કેટલાએક ગચ્છો બીજુ નામ પામ્યા છે. એ રીતે વડગચ્છમાંથી બીજી રીતે જ ૮૪ ગચ્છો થયા છે, જેની યાદિ આગળ આપી છે.

પૃષ્ઠ ૧૬, કડી ૮ :

આ કડીના પહેલા ચરણને બેવડાવી વીર સંવત અને વિક્રમ સંવત એમ બે સંવત આપ્યા છે, એટલે કડીમાં ચારને બદલે પાંચ ચરણો બન્યાં છે વાચકે તે બન્ને ચરણોને એક જ ચરણ માની એક જ લયમા પુનરુક્તિ કરીને બોલવાં.

પૃષ્ઠ ૧૮, કડી ૧૫ :

આ કડીના પહેલા અને બીજા ચરણમા વીર સંવત આપ્યો છે અને પછી તે બન્ને ચરણોની પુનરુક્તિ કરી તેમાં જ વિક્રમ સંવત આપ્યો છે. આ રીતે આ કડીમા ચારને બદલે છ ચરણો છે પરંતુ વાચકે તે ચારે ચરણોને બે ચરણરૂપે માની એક જ લયમાં પુનરુક્તિ કરીને બોલવાં.

અહીં એ વિશેષતા છે કે, 'વળા' એવો શબ્દ વાપરીને વિક્રમ સંવત આપ્યો છે. આથી ગ્રંથકારને ચરણો વધારીને પણ બન્ને સંવતો રાખવા ઇષ્ટ છે, એમ નક્કી થાય છે.

પૃષ્ઠ ૨૩, કડી ૪, અને પૃષ્ઠ ૨૪, કડી ૩ : તાળાં ૪૮, પદ્યો ૪૮ :

આ૦ માનતુંગસૂરિએ ધારાનગરીમાં ભોજ રાજાની જેલમાં 'ભક્તામર સ્તોત્ર'નાં ૪૪ પદ્યો બનાવી ૪૪ તાળાં તોડ્યાં હતાં. એટલે ભક્તામર સ્તોત્ર વસ્તુતઃ ૪૪ શ્લોકવાળું છે. તેની પ્રાચીન ટીકા તથા પ્રબંધચિંતામણિ વગેરેમાં તેનાં ૪૪ પદ્યો બતાવ્યાં છે.

કલ્યાણમંદિર સ્તોત્રની સરખામણીમાં પણ તેનાં ૪૪ શ્લોકો જ વ્યાજબી છે પરંતુ દિગમ્બર આચાર્યે ચાર પ્રાતિહાર્ય વિભૂતિનાં ચાર નવાં પદ્યો બનાવી તેમાં દાખલ કર્યાં છે. તેમજ બીજા એક દિગમ્બર આચાર્યે એ જ ચાર પ્રાતિહાર્યનાં બીજાં જ ચાર નવાં પદ્યો બનાવી તેમાં દાખલ કર્યાં છે. આ રીતે દિગમ્બર સમાજમાં ભક્તામર સ્તોત્રનાં ૪૮, અને ૫૨ પદ્યો મનાય છે. પરંતુ આ આઠે પદ્યો પોતાની કૃત્રિમતાને જાહેર કરે એવી કોટિનાં છે. તે ૪૪ પદ્યોની શૈલીનાં નથી, એમ વાંચનાર સહેજે સમજી શકે તેમ છે. કવિ બહાદૂર દીપવિજયજીએ આ રાસમાં એ માન્યતાના આધારે ભક્તામરનાં ૪૮ પદ્યો બતાવ્યાં છે. પણ ખરી રીતે ભક્તામર સ્તોત્રમાં ૪૪ પદ્યો જ છે. ( વિશેષ માટે જુઓ, ' જૈન સત્યપ્રકાશ ' ક્રમાંક ૮૫, પૃ૦ ૨૫ ).

પૃષ્ઠ ૨૪, કડી ૭ : દિગમ્બરના બે મતો :

વિ૦ સં૦ ૧૬૯ માં દિગમ્બર મત નીકળ્યો, જે આજીવક, ત્રૈરાશિક, અબદ્ધિક અને બોટિક મતના એકમ રૂપે છે. આ૦ અર્હદ્‌બલિએ આ મતને સિંહ સંઘ, નંદિ સંઘ, સેન સંઘ અને દેવ સંઘ, એમ ૪ વિભાગમાં વ્યવસ્થિત કર્યો હતો. ત્યાર પછી દિગમ્બર સંપ્રદાયમાંથી મૂળ સંઘ, દ્રાવિડ સંઘ, યાપનીય સંઘ, કાષ્ઠા સંઘ, માથુર સંઘ, તારણ પંથ, ભટ્ટારક, તેરહ પંથ, ગુમાન પંથ અને સમૈયા પંથ એમ વિવિધ પંથો નીકળ્યા છે. આજે દિગમ્બરોમાં ૧ વીશપંથી અને ૨ તેરહપંથી એમ બે મુખ્ય મતો છે. વીશપંથી જૈનો શ્રાવકોના સિંદૂરપ્રકરણોક્ત ૨૦ કર્તવ્યોને માને છે. તેઓ પ્રાચીન દિગમ્બર જૈનો છે. તેરહપંથી તેમાંના ૧૩ કર્તવ્યોને માને છે. તેઓ વિ૦ સં૦ ૧૬૮૦ માં નીકળ્યા. ( 'શ્વેતામ્બર-દિગમ્બર સમન્વય' ભાગ ૩ જો )

પૃષ્ઠ ૨૮, કડી ૩ : આ૦ શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ :

આ કડીમાં નવું ચરણ વધાર્યા વિના જ ચાલુ ચરણમાં વીર સંવત અને વિક્રમ સંવત એમ બે સંવતો આપી શ્રીજિનભદ્રગણિનો સમય બતાવ્યો

છે પણ અહીં વિક્રમ સં૦ ૫૪૫ આપ્યો તેને બદલે વિં૦ સં૦ ૬૪૫ જોઇએ.

પૃષ્ઠ ૨૯, કડી ૩ : શીસોદિયા વંશાવલી:

રાજા કનકસેન વિં૦ સં૦ ૨૦૦, તેણે સૌરાષ્ટ્રના વાલાક પ્રદેશમાં રાજ્ય સ્થાપ્યું, ચોથી પેઢીએ રાજા વિજયસેને વલભી શિહોર અને વૈરાટ (ધોળકા) વસાવ્યાં. કુલ સાત પેઢી રાજ્ય ચાલ્યું. વિ. સ૦ ૩૭૫ ( ટોડ-રાજસ્થાન). પછી શિલાદિત્ય રાજા થયો, જે વાલાકરાજ પણ કહેવાય છે. ગુ. સં. ૧ થી ૬૦. મ્લેચ્છોએ વલભી ભાંગ્યું અને શિલાદિત્ય મૃત્યુ પામ્યો, વીર સં૦ ૮૪૫, વિં૦ સં૦ ૪૩૫ (જૈન ઇતિહાસ).

આ રાજાથી મુખ્ય બે શાખાઓ ચાલી છે. ૧. મૈત્રક, ૨. શીસોદિયા.

૧. મૈત્રકવંશ—શિલાદિત્ય મૂળે સૂર્યનો પુત્ર છે. સૂર્યનું બીજું નામ "મિત્ર" છે. એટલે તેનો વંશ તે મૈત્રકવંશ.

મૈત્રકવંશની પાંચ–છ પેઢીઓ ગુપ્તવંશના સેનાપતિ તરીકે રહેલી છે. એટલે તેનું બીજું નામ "સેનાપતિ" વંશ પણ છે અને ત્રીજું નામ "વલભીવંશ" છે. વલભીવંશે ગુ. સ. ૧૮૦ થી ૪૫૦ સુધી વલભીનું રાજ્ય કર્યું છે. તેની રાજાવલી આ પ્રમાણે છે.

૧ ભટાર્ક, ૨ દ્રોણસિંહ, ગુ. ૨૦૦, ૩ પહેલો ધ્રુવસેન, ૪ ગુહસેન ગુ. ૨૫૦, ૫ બીજો ધરસેન ગુ ૨૮૦, ૬ પહેલો શિલાદિત્ય ગુ૦ ૨૮૫ ૭ પહેલો ખરગ્રહ, ૮ ત્રીજો ધરસેન, ૯ બીજો ધ્રુવસેન, ૧૦ ચોથો ધરસેન ગુ૦ ૩૩૧, ૧૧ ત્રીજો ધ્રુવસેન, ૧૨ બીજો ખરગ્રહ, ૧૩ બીજા શિલાદિત્યનો પુત્ર ત્રીજો શિલાદિત્ય, ગુ૦ ૩૭૦, ૧૪ ચોથો શિલાદિત્ય, ૧૫ પાંચમો શિલાદિત્ય ગુ૦ ૪૨૦, ૧૬ છઠ્ઠો શિલાદિત્ય, ૧૭ સાતમો શિલાદિત્ય, ગુ૦ ૪૫૦ વિં૦ સં૦ ૮૨૫.

('ગુજરાતના ઐતિહાસિક લેખો' ભા૦ ૧, ૨, ૩.)

૨. શીસોદિયાવંશ—જેનાં બીજાં નામો ગિહલોત, આહડિયા, રાવલ, શીસોદિયા, રાણા વગેરે વગેરે છે; તેમાં આજે શીસોદિયા નામ પ્રસિદ્ધ છે તે શીસોદા કે એવા ગામથી મૂળ ગાદીએ આવ્યા હોય માટે શીસોદિયા કહેવાયા એમ વિદ્વાનોની ધારણા છે. એના શબ્દાર્થનો વિચાર કરીએ તો શીસોદિયાનું સંસ્કૃતરૂપ શીર્ષોદિતાઃ—શીર્ષોદયાઃ થાય. જેમ બ્રાહ્મણો બ્રહ્માજીના મુખમાંથી નીકળ્યા મનાય છે તેમ શીસોદિયા પણ બ્રહ્માજીના

મસ્તિષ્કમાંથી નીકળ્યા છે એમ તેના શબ્દાર્થ ઉપરથી તારવી શકાય છે. ઐતિહાસિક ઉલ્લેખો મળે છે કે, વલભીવંશનો શિલાદિત્ય રાજા બ્રાહ્મણ સંતાન છે. તેની પરંપરામાં ભટ્ટાર્ક અને બાપા રાવલ વગેરે થયા છે અને બાપા રાવલના વંશજો તે શીસોદિયા છે, એટલે કે શીસોદિયા તે બ્રાહ્મણ જ્ઞાતિમાંથી ઊતરી આવેલ રાજવંશ છે. અને તેથી જ શીસોદિયા એ તેઓનું સાર્થક નામ છે.

શીસોદિયાની વંશાવલી, વિવિધ સાધનોદ્વારા આ પ્રમાણે તૈયાર થાય છેઃ

૧ ભટ્ટાર્ક યાને પહેલો બાપ્પા રાવલ, ગુ૦ સં૦ ૧૯૦, ૨-ધરભટ્ટ, ૩ ગુહસેન, ગુહિલ, ગુહદત્ત, ગ્રહાદિત્ય, તેના વંશજો ગહિલોત તથા ગોહેલ કહેવાયા, ગુ૦ સં૦ ૨૫૦, ૪ ભોજ, તે ઈડરનો રાજા બન્યો, ૫ મહેંદ્ર, ૬ નાગાદિત્ય. ટોડ જેમ્સ લખે છે કે, ઇડરના ભીલોએ નાગાદિત્યને મારી તેના કુટુંબને નસાડી મૂક્યું. ૭ શિલાદિત્ય ૮. અપરાજિત, ૯ બીજો મહેંદ્ર, ૧૦ કાલભોજ, બીજો બાપા રાવલ, જે ઇડરથી નાસી મેવાડમાં આવ્યો, નાગદામાં મોટો થયો અને ચિત્તાડના મૌર્ય રાજાને મારી ચિત્તોડનો રાજા બન્યો. ૧૧ ખુમાણ પહેલો, ૧૨ મત્તટ, ૧૩ ભર્તૃભટ પહેલો, ૧૪ સિંહ, ૧૫ બીજો ખુમાણ. ૧૬ મહાયક, ૧૭ ત્રીજો ખુમ્માણ, ૧૮ બીજો ભર્તૃભટ. તેને મહાલક્ષ્મી નામની રાઠોડ પુત્રી રાણી હતી, ૧૯ અલ્લટ વિ૦ સં૦ ૧૦૧૦, ૨૦ નરવાહન, ૨૧ શાલિવાહન, ૨૨ શક્તિકુમાર વિ૦ સં૦ ૧૦૩૪, ૨૩ અંબાપ્રસાદ, ૨૪ શુચિવર્મા, ૨૫ નરવર્મા, ૨૬ કીર્તિવર્મા, ૨૭ યોગરાજ, ૨૮ વૈરાટ, ૨૯ વંશપાલ, ૩૦ વૈરસિંહ, ૩૧ વીરસિંહ વિ૦ સં૦ ૧૧૬૪, ૩૨ અરિસિંહ, ૩૩ ચોડસિંહ, ૩૪ વિક્રમસિંહ, ૩૫ રાણો રણસિંહ, તેનાથી રાવલ અને રાણા એમ બે શાખાઓ ચાલી વિ૦ સં૦ ૧૨૧૧, ૩૬ ક્ષેમસિંહ, ૩૭ સામંતસિંહ, ૩૮ કુમારસિંહ, ૩૯ મથનસિંહ, ૪૦ પદ્મસિંહ, ૪૧ જૈત્રસિંહ વિ૦ સં૦ ૧૨૭૦ થી ૧૩૦૯, ૪૨ તેજસિંહ, ૪૩ સમરસિંહ સં૦ ૧૩૫૬, ૪૪. ભુવનસિંહ, ૪૫ જયસિંહ, ૪૬ લક્ષ્મીસિંહ, મૃત્યુ સં૦ ૧૩૬૦, ૪૭ અજયસિંહ, ૪૮ ભ્રાતા અરિસિંહ, મૃત્યુ સં૦ ૧૩૬૦, ૪૯ હમીરસિંહ, ૫૦ ખેતસિંહ, ૫૧ લક્ષરાજ, ૫૨ મોકલસિંહ વિ૦ સં૦ ૧૪૮૫, ૫૩ રાણો કુંભ, મૃત્યુ સં૦ ૧૫૩૦, ૫૪ રાયમલ્લ, મૃત્યુ. સં૦ ૧૫૭૫, ૫૫ સંગ્રામસિંહ, ૫૬ રત્નસિંહ, ૫૭ વિક્રમજીત, ૫૮ ઉદયસિંહ, ૫૯ રાણો પ્રતાપ, ૬૦ અમરસિંહ, મૃત્યુ વિ૦ સં૦ ૧૬૭૭, ૬૧ કર્ણસિંહ.

(રાણકપુરમાં ત્રૈલોકયદીપકપ્રાસાદનો શિલાલેખઃ જુઓ–પ્રકાશક : ખડગવિલાસ પ્રેસ બાંકિપુર (પટના) ના હિંદી ટૉડરાજસ્થાનમા પં૦ ગૌ૦ હી૦ ઓઝાની ટિપ્પણી.)

શીસોદિયા વંશના રાજાઓ જૈનધર્મી કે જૈનધર્મપ્રેમી હતા, તે અંગે નીચે મુજબ કેટલાએક ઉલ્લેખો મળે છે.

૧૧ ખુમ્માણ—તેના વંશમાં થયેલ સમુદ્રકુમાર દીક્ષા લઈ જૈનાચાર્ય બન્યા. તેમણે દિગંબરોના હાથમાં જતા નાગહ્રા તીર્થને બચાવી રક્ષણ કર્યું હતું. (ગુર્વા૦ શ્લો૦ ૩૯)

૧૩ ભર્તૃભટ—તેણે ભટેવરનો કિલ્લો બનાવ્યો, તેમાં જ ગોહિલ-વિહાર બનાવી તેમાં ચુડામણીના હાથે ભ૦ આદિનાથની પ્રતિષ્ઠા કરાવી હતી ચિત્તોડગઢ પર ગોમુખ કુંડની જૈન ગુફામાં ભ૦ આદિનાથની પ્રતિમા છે. તેના પરિકરના લેખથી સમજાય છે કે, આ પ્રતિમાની ભટેવર ગચ્છના આ૦ આમ્રદેવસૂરિએ અંજનશલાકા કરી હતી. એટલે કે ગોહિલરાણાના વંશજો જૈનધર્મી હતા.

આજે પણ એવી લોકમાન્યતા છે કે, "મેવાડમાં નવો કિલ્લો બને કે ત્યાં ભ૦ આદિનાથનુ દેરાસર બને." ભટેવર કિલ્લાના ઉક્ત ગોહિલ-વિહારથી અને કુંભારાણાના એક ફરમાનથી પણ એ વાતને સમર્થન મળે છે.

૧૭ ખુમાણ—તેને બ્રાહ્મણો પ્રત્યે અત્યંત તિરસ્કાર હતો. તેણે ઘણા બ્રાહ્મણોને મેવાડમાથી કાઢી મુકાવ્યા હતા. એટલે આ બ્રાહ્મણધર્મી કે શૈવધર્મી નહોતો.

૧૯ અલ્લટ—આ રાજા વિ૦ સં૦ ૧૦૦૦ લગભગમાં થયેલ છે. તે આ૦ નન્નસૂરિનો ઉપાસક હતો તેની રાજસભામાં શ્વેતામ્બર દિગમ્બરોનો શાસ્ત્રાર્થ થયો થતો જેમાં શ્વેતામ્બર આ૦ પ્રદ્યુમ્નસૂરિ અને તર્કપંચાનન આ૦ અભયદેવસૂરિએ દિગમ્બરાચાર્યજીને જીતી પોતાનો શિષ્ય બનાવ્યો હતો ને વિજય મળ્યો હતો. અને તેના જ પ્રતીકરૂપે શ્રીસંઘ તરફથી ચિત્તોડના કિલ્લામાં મોટો કીર્તિસ્તંભ ઊભો કરવામાં આવ્યો હતો. જેનો સં. ૧૪૮૫ માં રાણા મોકલસિંહના આદેશથી સં. ગુણરાજે જીર્ણોદ્ધાર કરાવ્યો હતો આજે પણ એ સ્તંભ ચિત્તોડના કિલ્લામાં જૈન-ધર્મની કીર્તિ ફેલાવતો અડગપણે ઊભો છે. અલ્લટ રાજાની રાણી હર્ષદેવીએ હર્ષપુર વસાવ્યું, જે આજે અજમેર પાસે હાસોટ નામથી પ્રસિદ્ધ છે. ત્યાંથી હર્ષપુરીય ગચ્છનો પ્રાદુર્ભાવ થયો છે. અલ્લટ રાજાની એક

રાણીને રેવતીનો રોગ હતો, જે સાંડેરકગચ્છની હસ્તિકુંડી શાખાના આ૦ બલભદ્રસૂરિના વાસક્ષેપથી મટી ગયો હતો. આ રાજા જૈનધર્મી હતો. તેનો બીજો પુત્ર ભુવનપાલ આ૦ વર્ધમાનસૂરિનો ઉપાસક હતો.

૩૫ રાણો રણસિંહ—સંગ્રામસિંહ અને સમરસિંહ એ તેના જ બીજાં નામો છે. રાણા રણસિંહથી શીસોદિયા રાજાઓ "રાણા" તરીકે ઓળખાય છે. તેનો સમય વિ૦ સં. ૧૨૧૧ છે. તેને એક કરણસિંહ નામે પુત્ર હતો. તેના પુત્ર ધીરસિંહે સં. ૧૨૨૯ ની આસપાસમાં જૈનધર્મ સ્વીકાર્યો હતો, જેનાથી "શીસોદિયા ઓસવાળ" વંશની સ્થાપના થઇ છે. શીસોદિયા ઓસવાળો મેવાડની નૈઋત્યમાં ભૂલાનગરમાં રહેતા હતા. ભૂલાનગર દટ્ટનપટ્ટન થતાં તેમાંનું એક કુટુંબ અમદાવાદ આવી વસ્યું, જે આજે નગરશેઠના કુટુંબ તરીકે પ્રસિદ્ધ છે. ભૂલાનગરની પાસેના પ્રદેશમાં પાંચમની તિથિ માટે "પાંચમના કામમાં પંચાત પડે" એવી માન્યતા છે એ જ રીતે નગરશેઠના કુટુંબમાં પણ પાંચમનો દિવસ અશુભ લેખાય છે, તે માટે એવી દંતકથા મળે છે કે, શીસોદિયા વંશની એક કુમારિકા પાંચમને દિવસે શુભકામ માટે જતી હતી. તેને રસ્તામાં ખૂબ જ પજવણી થઇ અને રસ્તામાં જ તેનું મૃત્યુ થયું ત્યારથી શીસોદિયા ઓસવાળો પાંચમને દિવસે કોઈ પણ જાતનું શુભ કામ કરતા નથી. પાંચમ માટેની આ માન્યતા ભૂલાવતી નગર અને નગરશેઠના કુટુંબનો પ્રાચીન સંબંધ હોવાનું પુરવાર કરે છે. થોડાં વર્ષો પહેલાં ભૂલાનગરનું ખોદકામ થયેલ છે, તેમાંથી અનેક જિનપ્રતિમાઓ મળી આવી છે, જે આજે રોહિડાના દેરાસરમાં વિદ્યમાન છે.

૪૧ રાણો જૈત્રસિંહ—આ રાણાનાં જયતલ, જયમલ, જયસિંહ અને જયંતસિંહ એમ વિવિધ નામો મળે છે. તેનો સમય વિ૦ સં૦ ૧૨૭૦ થી ૧૩૦૯ મળે છે. તેણે છ લડાઇઓમાં વિજય મેળવ્યો હતો. તેણે વિ૦ સં૦ ૧૨૮૫ માં આહડમાં હીરલા આચાર્ય શ્રીજગચ્ચંદ્રસૂરિને "તપા"ના બિરુદથી શોભાવ્યા હતા. ત્યારથી તપગચ્છ એ નામની શરૂઆત થઇ છે. આ રાણો અને તેની રાણી પરમ જૈન બન્યાં હતાં. ત્યારબાદ પણ તેની ત્રણ પેઢી સુધી રાણીઓએ જૈનધર્મનું પાલન કર્યું હતું.

૫૨ રાણો મોકલસિંહ—તેણે ચિત્તોડ પરના જૈન કીર્તિસ્તંભનો સં. ૧૪૮૫માં સં. ગુણરાજ પાસે જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આજે પણ ચિત્તોડના કિલ્લામાં ભ૦ મહાવીરસ્વામીના મંદિર પાસે તે જૈન કીર્તિસ્તંભ વિદ્યમાન છે.

૫૩ રાણા કુંભાજી—તેણે વિ૦ સં. ૧૪૯૬માં રાણકપુરના ત્રૈલોક્ય દીપક પ્રાસાદમાં બે પાષાણ સ્તંભો કરાવ્યા છે. જે તેવા જ સ્વરૂપમાં આજે પણ વિદ્યમાન છે. તેના પૌત્ર રાણા રાયમલ્લજીએ દેવકુલપાટણને વિકસાવ્યું છે, જ્યાં આજે ચાર મોટાં જિનાલયો છે.

૫૯ રાણા પ્રતાપસિંહ—જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરિ મોગલ બાદશાહ અકબરને પ્રતિબોધી જજીઆવેરો માફ કરાવી ગુજરાત તરફ આવતા હતા ત્યારે રાણા પ્રતાપે લગભગ વિ૦ સં૦ ૧૬૪૩ માં તેઓને મેવાડ-પધારવા નિમંત્રણપત્ર પાઠવ્યો હતો, જે પત્રમાં રાણાજીએ પોતાના રાજવંશને તપગચ્છના આચાર્યોના ઉપાસક તરીકે ઓળખાવેલ છે.

એક દોહરો મળે છે કે—

શીસોદિઆ સંડેસરા, ચઉદ્દસીયા ચઉહાણ,
ચૈત્યવાસીયા ચાવડા, કુલગુરુ એહ પ્રમાણ. ૧

એટલે શીસોદિયા સાંડેરક ગચ્છના ઉપાસકો હતા, અને રાણા જૈત્રસિંહ પછી તપાગચ્છના ઉપાસક બની રહ્યા હતા. એકંદરે શીસોદિયા વંશના અનેક રાજાઓ જૈનધર્મી કે જૈનધર્મ પ્રેમી બન્યા છે. (જૈન સત્ય-પ્રકાશ, ક્રમાંક. ૭૩, ૭૪, ૭૫, ૧૫૮, ૧૫૯, ૧૬૦ ).

પૃષ્ઠ ૨૯, કડી ૧૧ અને પૃષ્ઠ ૩૮ કડી ૨, ૫ : સાંડેરકગચ્છની પટ્ટાવલી—

મારવાડમાં સાંડેરાવ ગામથી આ ગચ્છ નીકળ્યો છે, જેમાં અનેક પ્રાભાવિક આચાર્યો થયા છે. તેની પરંપરા આ રીતે મળે છે—

(૧) આ૦ ઇશ્વરસૂરિ. તેમને મુડારાની બદરીદેવી પ્રત્યક્ષ હતી.

(૨) આ૦ યશોભદ્રસૂરિ. તેમનો સં૦ ૯૫૭ માં જન્મ, સં૦ ૯૬૮ માં સૂરિપદ, સં૦ ૧૦૧૦ માં ચોરાશીવાદનો જય અને સં૦ ૧૦૨૯ કે ૧૦૩૯ માં સ્વર્ગવાસ થયેલ છે. પીંડવાડા પાસે પિલાઈ ગામના વ્ય૦ પુણ્યસારની પત્ની ગુણસુંદરના તે પુત્ર હતા. ૭ વર્ષે દીક્ષા લીધી. તેમને બદરીદેવી પ્રત્યક્ષ થઈ હતી. તેમણે મુડારામાં જ આચાર્ય થયા પછી જાવજ્જીવ સુધી છ વિગઇનો ત્યાગ કર્યો હતો. અને હમેશાં આઠ કોળિયા માત્ર આહારના આંબેલમાં કરતા હતા. તેમને મંત્ર, યંત્ર, અંજનકૂપિકા, ગગનગામિની વિદ્યા, આઠ મહાસિદ્ધિઓ વગેરે અનેક વિદ્યાઓ પ્રાપ્ત થઈ હતી. તેમણે આંહડ, કરહેડા, કવિલાણ, સાંભર, અને ભેસરમાં એક જ દિવસે એક જ મુહૂર્તે પ્રતિષ્ઠા કરાવી હતી. મેવાડ નરેશ, અલ્લટરાજ અને

ચિત્તોડ પાસેના વડગામના ઓહાએ દુઃખી થતાં કર્મની વિચિત્રતા સમજી આ૦ યશોભદ્રસૂરિ પાસે દીક્ષા લીધી. નામ તો ઓહાઋષિ હતું પણ તેઓ મહાન તપસ્વી અને ક્ષમાભાવથી ઉપસર્ગો સહતા હોવાથી ખિમાઋષિના નામથી પ્રસિદ્ધ થયા છે. તેમને તપસ્યાના પ્રભાવે દેવ-સહાયક હતો. અનેક લબ્ધિઓ ઉત્પન્ન થઇ હતી. તેમણે તપસ્યાના પારણા માટે વિકટ અભિગ્રહો લીધા હતા, જે દરેક પૂરાયા છે અને પારણું થયું છે. આવી રીતે તેના ૮૪ અભિગ્રહોની સંખ્યા મળે છે. ધારાપતિ મુંજનો ભાઈ સિંધુલ તો તેનો ખાસ ભક્ત હતો. તેણે ગુરુમંદિર બનાવી ખિમાઋષિની ચરણોની પાદુકાની સ્થાપના કરી હતી. તેમની ૩૦ વર્ષે દીક્ષા અને ૯૦ વર્ષે સ્વર્ગગમન થયેલ છે.

કૃષ્ણઋષિ તેમના શિષ્ય થાય. જે ધારાનગરીના યુવરાજ સિંધુલના માનીતા રાવત (રાજપૂત) હતા. ખિમાઋષિએ પહેલવહેલો અભિગ્રહ એવો કર્યો હતો કે–" રાવત કૃષ્ણ સ્નાન કરી છૂટા કેશ રાખી ઉદ્વિગ્ન મનનો હોય અને એકવીશ પુલ્લાનો આહાર આપે તો ખિમાઋષિ પારણું કરે " તેમને આ અભિગ્રહમાં ૩ મહિના ને ૮ દિવસના ઉપવાસ થયા હતા. નવમે દિવસે સિંધુલે રાવત કૃષ્ણને કાઢી મૂક્યો હતો તેથી તે તેના છૂટા કેશ કરી ખિન્નમને ઊભો હતો, ત્યાં જ ઋષિ પધાર્યા. કૃષ્ણે ભાલાની અણીથી પુલ્લા ઉપાડી ઋષિના પાત્રમા નાખ્યા. ગણતરી કરી તો ૨૧ પુલ્લા હતા. આ પ્રમાણે અભિગ્રહ પૂરો થતાં ખિમાઋષિએ પારણું કર્યું ઋષિએ એક પછી એક આવા ૮૪ અભિગ્રહો કર્યા હતા

રાવત કૃષ્ણને આ અભિગ્રહનું જ્ઞાન થતાં આશ્ચર્ય થયું. તે ઋષિની પાછળ પાછળ ગયો તેણે ઋષિને પોતાનું આયુષ્ય પૂછ્યું ત્યારે છ મહિનાનું આયુષ્ય બાકી છે એમ જાણી ખિમાઋષિ પાસે દીક્ષા લીધી. દીક્ષા થતાં દેવોએ કુસુમવૃષ્ટિ કરી, તેનું નામ કૃષ્ણઋષિ પાડવામાં આવ્યું. કૃષ્ણ ઋષિ છ મહિનાનું ચારિત્ર પાળી સ્વર્ગે ગયા.

આ૦ શ્રીયક્ષદેવસૂરિના શિષ્ય કૃષ્ણઋષિ થયા. તેઓ પણ ઘણા મહાન તપસ્વી લબ્ધિસંપન્ન અને પ્રાભાવિક હતા. જેનાથી કૃષ્ણર્ષિ ગચ્છ નીકળ્યો છે, તે કૃષ્ણઋષિ આ કૃષ્ણઋષિથી બે સદી પૂર્વે થયા છે.

ખિમાઋષિના ગુરુભાઈ આ૦ બલિભદ્રસૂરિ પણ મોટા પ્રભાવક થયા છે. તેમને પાલીના સૂર્યમંદિરના અધિષ્ઠાયક પાસેથી અંજન કૂપિકા, સ્વર્ણ-સિદ્ધિ, આકાશગામિની વિદ્યા વગેરે મળ્યાં હતાં. જૂનાગઢનો રાણો

ખેંગાર (સં० ૯૧૬) બૌદ્ધ બની ગયો હતો, જૈનોને યાત્રા કરવા દેતો ન હતો. એક મોટો સંઘ જૂનાગઢ ગયો અને યાત્રા વિના ૧૨ વર્ષ સુધી ત્યાં જ પડ્યો રહ્યો. આ૦ બલિભદ્રસૂરિએ આકાશ માર્ગે ત્યાં આવી રાજાને જૈનધર્મી બનાવી, બૌદ્ધોને હઠાવી ગિરનારને ફરી જૈનતીર્થ બનાવ્યું તથા સંઘને યાત્રા કરાવી. મેવાડના રાણા અલ્લટે બલિભદ્રસૂરિને આચાર્ય બનાવી વાસુદેવસૂરિ નામ આપ્યું તેની પરંપરા તે હસ્તિકુંડી ગચ્છ કહેવાય છે.

શીસોદિયા વંશના ક્ષત્રિયો અને ઓસવાલો સાંડેરક ગચ્છના ઉપાસક હતા. તે માટે દોહરો પણ મળે છે કે—

શીસોદિઆ સંડેસરા, ચઉદ્દસીયા ચઉહાણ;
ચૈત્યવાસીયા ચાવડા, કુલગુરુ એક પ્રમાણ. ૧

મેસાણાથી પાટણ અને કંબોઇ તીર્થ જતી રેલવે લાઇનમાં મણુંદરોડ સ્ટેશન છે, ત્યાંથી દોઢ માઈલ દૂર સંડેર ગામ છે. આ ગામ પણ પ્રાચીન છે, જો કે તે સાંડેરકગચ્છનું ઉત્પત્તિ સ્થાન નથી કિન્તુ તેનો સાંડેર ગચ્છ સાથે વિશેષ સંબંધ હશે એમ લાગે છે. આ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ સં. ૧૭૪૯માં આ સંડેર ગામમાં જ મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજની આજ્ઞા પ્રમાણે ક્રિયોદ્ધાર કરી સંવેગીમાર્ગ સ્વીકાર્યો હતો.

(શા. જૈ. આ. વિજયધર્મસૂરિ સંશોધિત 'અ૦ રાસસંગ્રહ' ભા૦ ૨ જો તથા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' ક્રમાંક ૧૫૮, ૧૫૯, ૧૬૦.)

સાંડેરક ગચ્છના જૈન ગોત્રો–ગુંગલીયા, ભંડારી, ચૂતર દુધોરિયા, ધારોલા, કાંકરેચા, બહોરા, શીસોદિયા વગેરે ૧૨ જાતિ.

આ સાંડેરાવ ગચ્છની જાતિઓ છે. કોઈ સાંડેરાવ ગચ્છના મહાત્મા પોતાની વહી આસોપના ખરતર ગચ્છના મહાત્માને આપી ગયા, ત્યારથી તે મહાત્મા આમાંની કેટલીએક જાતિની વહી લખે છે.

મલધાર ગચ્છના જૈનગોત્રો–પગારિયા, (ગોલિયા કોઠારી સિંઘી), કોઠારી, ગિરિયા, બંબ, ગેહલડા, ખીમસરા વગેરે.

(મલધાર ગચ્છના કુલ ગુરુની વહીના આધારે)

પૃષ્ઠ ૩૦, કડી ૧૫ નગરશેઠ શાંતિદાસજીની વંશાવલી:

૧. પદ્મશાહ—જે હરપાલના વંશમાં થયા છે. આ વંશ પ્રથમ મેવાડની નૈઋત્ય સીમા પર આવેલ ભૂલાનગરમાં (રોહિડા પાસે) હતો. તે નગરનો નાશ થતાં તે અમદાવાદ આવી વસ્યો અને ફુલ્યો. ફાલ્યો, રોહિડાના પ્રદેશમાં અને શિસોદિયા ઓસવાલોમાં પાંચમનો દિવસ આજે

પણ નેષ્ટ મનાય છે. ભૂલાનગરની પ્રાચીન જિનમૂર્તિઓ આજે રોહિડામાં વિરાજમાન છે.

૨. વત્સાશાહ

૩ સહસ્રકિરણ

૪. નગરશેઠ શાંતિદાસ—તે તીવ્ર બુદ્ધિવાળા શ્રેષ્ઠ ઝવેરી અને રાજમાન્ય પુરુષ હતા. તેમની પાસે અઢળક ધન હતું, જે ગુરુકૃપાથી મળ્યું હતું. શેઠે ગુરુજીને વાચકપદ અપાવવા નિરધાર કર્યો કિન્તુ આ૦ શ્રી-વિજયસેનસૂરિએ સાફ મના કરી. પછી શેઠે થોડાં વર્ષો બાદ ખંભાતના નગરશેઠ મારફત આ. શ્રીવિજયદેવસૂરિ પાસેથી યુક્તિથી વાસક્ષેપ મેળવ્યો અને પં. મુક્તિસાગરજીને સં. ૧૬૭૯માં ઉપાધ્યાય પદ તથા સં. ૧૬૮૬ માં અમદાવાદના ભ૦ મહાવીરસ્વામીના દેરાસરમાં આચાર્યપદ આપ્યું. તેમણે સં. ૧૬૯૪માં સરસપુરમાં ચિંતામણિ પાર્શ્વનાથનું દેરાસર બનાવ્યું હતું. જેને ઔરંગઝેબે તોડી નાખ્યું. આથી શાંતિદાસે ન્યાય મેળવવા માટે ઠેઠ દિલ્હી સુધી ખૂબ લાગવગ વાપરી જહેમત ઊઠાવી અને તેથી બાદશાહ શાહજહાંએ સં. ૧૭૦૦માં રાજ્યના ખર્ચે ફરીવાર તે બનાવી આપ્યું, જે ચિંતામણિ પાર્શ્વનાથની મૂર્તિ આજે ઝવેરીવાડા–વાઘણપોળમાં વિરાજમાન છે. તેમનું મૃત્યુ સં. ૧૭૧૫માં થયું હતું. તેમને પનજી વગેરે પાંચ પુત્રો હતા.

૫. નગરશેઠ લક્ષ્મીચંદજી.

૬. નગરશેઠ ખુશાલચંદજી. તેમણે મરાઠાઓની ફોજે અમદાવાદને ઘેરો ઘાલ્યો ત્યારે પ્રજાનું તન–ધનના ભોગે રક્ષણ કર્યું હતું. ફળસ્વરૂપ પ્રજાએ શેઠને સરકારની જમાબંધી સિવાય રૈયતની નિસબતમાંથી સેંકડે ચાર આના લેવાનો હક્ક બાંધી આપ્યો હતો. તેમનુ મૃત્યુ સં. ૧૮૦૫ માં થયું હતું.

૭. નગરશેઠ વખતચંદજી. પાલીતાણાના ઠાકોર ઉનડજી તેમને બહુ માનતો હતો. કંપની સરકારના આર્ડન સાહેબે પેશવાના સુબા બાપુજી પંડિતને ભગાડી અમદાવાદમાં પ્રવેશ કર્યો, અને શહેરને લૂટવાનો હુકમ કર્યો ત્યારે, સં. ૧૮૩૬ મ. શુ ૮ ના દિવસે આ નગરશેઠ તથા કાજી શેખ મહમ્મદસાહ તથા દીવાન મિયા મીરજાએ સાહેબને સમજાવી લૂંટ બંધ રખાવી હતી. તેને ઇચ્છાભાઈ વગેરે સાત પુત્રો હતા, તે પૈકીના પુત્ર મોતીચંદશેઠની પરંપરામા અનુક્રમે ફતેહભાઇ, મગુભાઈ, દલપતભાઈ. સરદાર લાલભાઇ અને શેઠ કસ્તુરભાઇ થયેલાં છે, તેમાનાં છેલ્લા તે આજે

બાહોશ કાર્યકર્તા, બુદ્ધિવાન અને તેજસ્વી ઉદ્યોગપતિ છે. શેઠ વખતચંદનું મૃત્યુ સં. ૧૮૭૦માં થયું હતું.

૮. નગરશેઠ હેમાભાઈ–પાલીતાણાનું રાજ્ય તેને ત્યાં ઈજારે હતું. તેમણે શત્રુંજયતીર્થને ઘણું સમૃદ્ધ બનાવેલ છે. ટૂંકો વગેરે બંધાવેલી છે. તેમના વંશવારસદારો માટે શત્રુંજયતીર્થનો રખોપા કર માફ હતો. તેમણે પ્રજા ઉપયોગી કામો–નિશાળ, કન્યાશાળા, હોસ્પીટલ વગેરેમાં ઘણી મદદ કરી છે તેમનું મૃત્યુ સં. ૧૯૧૪માં થયું હતુ. તેમના બેન ઉજમબાઈએ સં. ૧૯૨૯માં તપાગચ્છાધિરાજ પૂ. શ્રીમૂલચંદજી મહારાજના ઉપદેશથી પોતાનું ઘર જૈન ધર્મશાળા તરીકે સમર્પિત કર્યું.

૯. નગરશેઠ પ્રેમાભાઇ. તે બહુ બાહોશ હતા. રાવ બહાદુર હતા. આજ સુધી અમદાવાદની જકાતની રકમ નગરશેઠ ખુશાલચંદના વંશવારસદારોને મળતી હતી. અંગ્રેજ સરકારે તેને બદલે રૂપિયા ૨૧૩૩ બાંધી આપ્યા. શેઠજીએ લોકશાહી પદ્ધતિએ શ્રીજૈનસંઘના પ્રતિનિધિ રૂપ "આણંદજી કલ્યાણજીની પેઢી"ની સ્થાપના કરી. સીવીલ હોસ્પીટલ, હેમાભાઈ ઇન્સ્ટીટ્યૂટ, નગરશેઠ પ્રેમાભાઈ હોલ, ગુજરાત કોલેજ, મુંબઈ મેડિકલ કોલેજ, મ્યુઝિયમ રાણીબાગ, ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી, (ગુજરાત વિદ્યાસભા) વગેરે લોકોપયોગી જાહેર સંસ્થાઓ સ્થાપી, મદદ કરી. ધર્મશાળાઓ અને દેરાસરો બંધાવ્યાં. તે તપગચ્છાધિરાજ પૂ. શ્રીમુક્તિવિજયજી ગણિ મહારાજ અપરનામ શ્રીમૂળચંદજી મહારાજના અનન્ય ઉપાસક હતા. તેમનું મૃત્યુ સં. ૧૯૪૩માં થયું હતું. તેમને ૧ મયાભાઇ, ૨ લાલભાઇ અને ૩ મણિભાઇ એમ ત્રણ પુત્રો હતા.

૧૦. નગરશેઠ મણિભાઇ. તે નગરશેઠ પ્રેમાભાઇના ત્રીજા પુત્ર થાય. તે બહુ પરગજુ હતા. તેમણે સં. ૧૯૫૬ના દુકાળમાં ગરીબોને અનાજ વગેરેની અને પશુઓને ઘાસપાણી વગેરેની મદદ કરી બચાવ્યાં હતાં તે એવા દયાવાન હતા કે આ કામમાં બીજા પર ભરોસો ન રાખતાં જાત મહેનતથી કામ લેતા હતા. તેમને ૧ કસ્તુરભાઇ અને ૨ ઉમાભાઇ–એમ બે પુત્રો હતા.

૧૧. નગરશેઠ ચમનભાઈ. તે શેઠ લાલભાઇના પુત્ર થાય. જાહેરહિતની બાબતમાં ખૂબ ઉત્સાહથી કાર્ય કરતા હતા. તેમણે નાની ઉંમરમાં જ પ્રજા પર સુંદર છાપ પાડી હતી. અમદાવાદમાં કસાઈખાનાના વિરોધમાં મોટી હડતાલ પડી ત્યારે શેઠે જ સરકારને અને પ્રજાને સમજાવી બન્ને વચ્ચે સમાધાન કરાવ્યું હતું અને કસાઈખાનું બંધ રખાવ્યું હતું.

તેમનું મૃત્યુ સં. ૧૯૬૮માં થયું હતું. તેમના પરિવારમાં આજે નગર શેઠાણી મહાલક્ષ્મી બેન તથા પુત્ર શેઠ બાબાસાહેબ વગેરે વિદ્યમાન છે.

૧૨ નગરશેઠ કસ્તુરભાઇ—તે નગરશેઠ મણિભાઈના મોટા પુત્ર થાય. તે તીક્ષ્ણ બુદ્ધિવાળા અને બાહોશ કાર્યકર્તા હતા. તેમણે સં. ૧૯૯૦માં અમદાવાદમાં નગરશેઠના વંડામા મોટું "મુનિસમ્મેલન" કરાવ્યું હતું અને સરળતાથી કાર્ય પાર પાડયું હતું. તેમનું મૃત્યુ સં. ૨૦૦૪ પો૦ વ૦ ૩ બુધવારે તા. ૨૮–૧–૪૮ થયું. તેમના પરિવારમાં આજે નગરશેઠાણી માણેકબેન તથા પુત્રો શેઠ પ્રિયકાંત બાર. એટ્. લો. અરુણભાઈ, જગદીશભાઇ વગેરે વિદ્યમાન છે.

૧૩. નગરશેઠ વિમળભાઇ, તે નગરશેઠ મયાભાઇના પુત્ર થાય. તે સ્વભાવે શાંત અને પરોપકારી છે હાલ નગરશેઠ તરીકે તેઓ વિદ્યમાન છે. તેમના પરિવારમાં માતાજી મુક્તાબા, લઘુબંધુ સારાભાઇ, નગરશેઠાણી લલિતાબેન, પુત્ર અરવિંદભાઈ તથા શેઠાણી પદ્માબેન વગેરે વિદ્યમાન છે.

અમદાવાદમાં આજે શીસોદિયા ઓસવાલ નગરશેઠ કુટુંબનાં લગભગ દોઢસો ઘર વિદ્યમાન છે.

શેઠ કસ્તુરભાઈ લાલભાઈ દલપતભાઈ, શેઠ નેમચંદ કેશવલાલ ઘેલાભાઈ, શેઠ જેસંગભાઈ લીલચંદ, શેઠ રમણલાલ સારાભાઈ ડાહ્યાભાઇ (શ્રી સારાભાઇનો સ્વ૦ ૧૯૯૪ અ૦ શુ૦ ૧) વગેરે નગરશેઠ શાંતિદાસ શેઠના જ વંશજો છે.

નગરશેઠ કુટુંબના નબીરાઓ શેઠ વાડીલાલભાઇએ "શેઠ વાડીલાલ સારાભાઈ હોસ્પીટાલની, શેઠ ભોળાભાઇએ "શેઠ ભોળાભાઇ જેસંગભાઇ વિદ્યાભવન"ની અને શેઠ કસ્તુરભાઈ લાલભાઇએ "શેઠ લાલભાઇ દલપતભાઇ કોલેજ"ની સ્થાપના કરી છે.

એકંદરે અમદાવાદના નગરશેઠનું કુટુંબ બહુ પ્રસિદ્ધ છે. તેના નબીરાઓએ મોટી મોટી સખાવતો કરી છે. લોકોપયોગી સસ્થાઓને જન્મ આપ્યો છે અને અનેક રીતે જનતા ઉપર ઉપકાર કર્યો છે. ('પુણ્ય-પ્રકાશ–રાસ' તથા 'જૈન સત્ય પ્રકાશ' ક્રમાંક ૧૫૮, ૧૫૯, ૧૬૦)

પૃષ્ઠ ૩૨, કડી ૧૫: કવિરાજ:

આ ઉલ્લેખ ઉપરથી નક્કી થાય છે કે, ઉદેપુરના રાણા ભીમસિંહે શ્રીદીપવિજયજીને 'કવિરાજ'નું બિરુદ આપ્યુ હતું, અને બીજા ઉલ્લેખો ઉપરથી નક્કી થાય છે કે, ગાયકવાડ નરેશે તેમને 'કવિ બહાદુર'નું

બિરુદ આપ્યું હતું. ગ્રંથકારે જુદે જુદે સ્થાને પોતાને માટે આ બન્ને વિશેષણો વાપર્યાં છે.

**પૃષ્ઠ ૩૨, કડી ૧ :** સંવત પાંચ :

ઢા૦ ૧૫ ક૦ ૩ માં બાપા રાઉલનો સં૦ (ગુ૦ સં૦) ૧૯૧ આપ્યો છે. તેની પરંપરામાં રાઉલ શક્તિકુમાર થયેલ છે. અહી તેનો સં૦ ૫ બનાવ્યો છે અને તરત જ આ૦ હરિભદ્રસૂરિનું વર્ણન શરૂ કરી ઢા૦ ૧૮ દુહા ૮ માં આ. હરિભદ્રસૂરિનો સ્વર્ગવાસ સં૦ ૫૮૫ બતાવ્યો છે. હવે આ બન્નેનો પરસ્પર સંબંધ મેળવીએ તો સં૦ ૫ તે સં૦ ૫૦૫ માટે વપરાયો હોય એમ લાગે છે. ગ્રથકારની આ ખાસ વિશિષ્ટ શૈલી છે. ઢા૦ ૧૫ ક૦ ૭ માં પણ ગ્રથકારે સં૦ ૧૧ બતાવ્યો છે અને તેનો પરસ્પર સંબંધ જોઈએ તો સં૦ ૧૨૧૧નો સંવત થાય એ સ્પષ્ટ વાત છે; અહીં પણ એ જ રીતે સં૦ ૫ થી સં૦ ૫૦૫ લેવા એ વ્યાજબી માન્યતા છે.

**પૃષ્ઠ ૩૬, કડી ૩ :** વાચક ઉમાસ્વાતિ મહારાજ :

સ્વાતિ નામના ત્રણ આચાર્યો થયા છે. ૧. **સ્વાતિસૂરિ**-તેઓ આ૦ બહુલ પછીના વાચનાચાર્ય છે. હારિય ગોત્રના હતા. તેમનો સત્તાસમય વીર સં૦ ૩૪૦ લગભગમાં આવે છે તેમની પછી આ૦ શ્યામાચાર્ય વાચક-વંશના આચાર્ય થયા છે. ('નંદીસૂત્રસ્થવિરાવલી' ગા૦ ૨૬)

૨. **વાચક ઉમાસ્વાતિજી**—તેઓ પ્રયાગના કૌભીષણિ સ્વાતિ બ્રાહ્મણના પુત્ર આ૦ ઘોષનદી શ્રમણના શિષ્ય, વાચનાચાર્ય મૂલના વિદ્યાશિષ્ય અને ઉચ્ચાનાગર શાખાના વાચનાચાર્ય હતા. તેમનો સત્તાસમય વીર સં૦ ૩૦૦ લગભગનો છે. તેમણે 'તત્વાર્થસૂત્ર' વગેરે ૫૦૦ ગ્રંથ બનાવ્યા છે. આ૦ હરિભદ્રસૂરિ અને દિગમ્બરાચાર્ય પૂજ્યપાદ વગેરેએ તેમના તત્વાર્થસૂત્ર પર ટીકા બનાવી છે. ('જૈન સત્યપ્રકાશ'. ક્રમાંક)

૩. **ઉમાસ્વાતિ**—તેઓ શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ પછીના યુગપ્રધાન છે. તેમનો સત્તાસમય વીર સં૦ ૧૧૧૫ થી ૧૧૯૦ છે. તેમણે ચૌદશે પાખી વ્યવસ્થિત કરી છે. ('દુસ્સમકાલસમણસંઘથયં', 'લોક પ્રકાશ' વગેરે).

**પૃષ્ઠ ૩૭, કડી ૧૨ :** ચોરાશી ગચ્છ : જેની નોંધ નીચે પ્રમાણે મળે છે—

ઓસવાલ, જીરાવલા, વડગચ્છ, પુનમિયા, ગંગેસરા, કોરંટા, આન-પુરા, ભરૂઅચ્છા, ઉઢવીયા, ગુદવિયા, ઉ(દ)કાઉઆ, ભિન્નમાલ, જુહાસીયા,

દાસવિ(રૂ)આ, ગચ્છપાલ, ઘોષવાલ, મંગોડી, બ્રાહ્મણીઆ, જાલોરા, ઓઢ-ડિયા, મુડાહરા, ચિત્રોડા, સાચોરા, કુચડીયા, સિદ્ધાંતીયા, રામસેનીયા, આગમિક, મલધાર, ભાવડાર, પલ્લીવાલ, (નાગરાલ), કોરંટવાલ, નાગેન્દ્ર, ધર્મઘોષ, નાગોરી, ઉચ્છિતવાલ, નાણાવાલ, સાડેરક, મંડોવરા, સુરાણા, ખંભાતી, વડોદરીયા, સોપારા, માંડલીયા, કોડીપુરા, જાગલા(ડા), છાપરીયા, (ભાવરાવાલ), ઓરસડા, દ્વિવંદનીક, ચિત્રવાલ, વેગડા, વાયડ, વિજાહરા, કુતગપુરા, કાછોલિયા, રૂદ્રોલી, (રુદ્રપાલીય) મહુ(દેવ)કરા, કપુરસીયા, પૂર્ણતલ, રૈવર્ડ્યા, ધંધુકા, થંભણા, પંચવલહીયા, પાલણપુરા, ગંધારા, ગુવેલિયા, સાર્ધપુનમીયા, નગરકોટીયા, હીંસારીયા, ભટનેરા, જીતહરા, (સોરઠીયા), જગાયન, ભીમસેન, આ(તા)ગડીયા, કંબોજા, સેવંતરીયા, વાઘેરા, વા(વ)-હેડીયા, સિદ્ધપુરા, ઘોઘા(ઘ)રા, નિગમ, સંજના(તી), બારેજા, (બરડેવા), મુરંડવાલ, (સુરંડવાલ), નાગહિલા.

૧૨ મતાનિ—આંચલિક, પાયચંદ, બીજા, આગમિક, કાજા, તપા, (વડગચ્છ), લુકા, પાટણીયા, સાકર, કોથલા, કડુઆ, આત્મમતી.

( ) મતાંતરાણિ ('જૈનસાહિત્યસંશોધક' ખં૦ ૩ અં૦ ૧ 'પટ્ટાવલી સમુચ્ચય' ભા૦ ૧ પૃ૦ ૨૦૩)

પૃષ્ઠ ૩૮, કડી ૧ થી ૪ : આ૦ યશોભદ્રસૂરિ.

આ ચારે આચાર્યોનું વર્ણન અને પટ્ટાવલી ઢા૦ ૧૫ કડી ૧૧મીની પુરવણીમાં (પૃષ્ઠ ૨૧૩)માં આપેલ છે. કોરંટવાલગચ્છ ઉપકેશગચ્છની શાખા છે. તેમજ કૃષ્ણર્ષિગચ્છ પણ ઉપકેશગચ્છની શાખા હોવાનું વિક્રમની તેરમી સદીમાં ઉપકેશગચ્છની પટ્ટાવલીમાં સૂચન મળે છે.

કૃષ્ણર્ષિગચ્છના આચાર્યોના ઉલ્લેખ પ્રમાણે કૃષ્ણર્ષિગચ્છ ચંદ્રકુલના હારિલવંશનો પેટાગચ્છ છે.

જીરાવલામાં જીરાવલા પાર્શ્વનાથના દેરાસરના શિલાલેખોમાં સં૦ १४८३ कृष्णर्षिगच्छे तपापक्षे आ० पुण्यप्रभसूरि ઇત્યાદિ ઉલ્લેખ છે. સંભવ છે કે, આ પરંપરામાં આ૦ શ્રીજગચ્ચંદ્રસૂરિજીની ઉપસંપદા હશે.

પૃષ્ઠ ૩૯, કડી ૭ : આ૦ શ્રીઅભયદેવસૂરિની પરંપરા :

(૧) આ૦ ઉદ્યોતનસૂરિ.

(૨) આ૦ વર્ધમાનસૂરિ. તેઓ કોટિગણના ચાંદ્રકુલની વજ્રશાખામાં થયા છે.

(૩) આ૦ જિનેશ્વરસૂરિ—આ૦ બુદ્ધિસાગરસૂરિ. તેઓ બનારસના પંડિત કૃષ્ણગુપ્તના શ્રીધર અને શ્રીપતિ નામના પુત્રો હતા. તેઓ

ધારાનગરીમાં ગયા જ્યાં શેઠ લક્ષ્મીપતિને ત્યાં જમતા હતા. એકવાર તે ઘરમાં આગ લાગતાં લેણુદેણુનો હિસાબ નાશ પામ્યો, ત્યારે આ બન્ને વિદ્વાનોએ પોતાની યાદ પ્રમાણે તેની સાચી નોંધ કરાવી. શેઠે તે બન્નેને બુદ્ધિશાળી જાણી આ૦ વર્ધમાનસૂરિનો પરિચય કરાવ્યો. અને તે બન્નેએ યોગ્ય ગુરુ પામી દીક્ષા લીધી તથા સૂરિપદ મેળવ્યું; જેમનાં નામો આ૦ જિનેશ્વર અને આ૦ બુદ્ધિસાગર રાખવામાં આવ્યાં. આ૦ જિનેશ્વરસૂરિએ સં૦ ૧૦૮૦માં જાબાલિપુર (જાલોર)માં હારિભદ્રીય 'અષ્ટકપ્રકરણ-વૃત્તિ, છઠાણુ પગરણુ ગા૦ ૧૧૧, પંચલીંગી પગરણુ ગા૦ ૧૦૧, પ્રમાલક્ષણુ શ્લો૦ ૪૦૫, તેની વૃત્તિ ૪૦૦૦, સં૦ ૧૦૯૨માં આશાપલ્લી (અમદાવાદ)માં લીલાવઇકહા ગા૦ ૧૮૦૦૦, સં૦ ૧૦૯૬ વૈશાખમાં જાબાલિપુરમાં ચૈત્યવંદન વિવરણુ શ્લો૦ ૧૦૦૦, અને સં૦ ૧૧૦૮ કા૦ વ૦ ૫ ડીંડીઆણુકમાં કહાકોસ પગરણુ ગા૦ ૩૦ તેની કહાવિવરણુ વૃત્તિ' વગેરે ગ્રંથો બનાવ્યા છે. આ૦ બુદ્ધિસાગરસૂરિએ સં૦ ૧૦૮૦માં જાબાલીમાં 'પંચગ્રંથી વ્યાકરણ' શ્લો૦ ૮૦૦૦ની રચના કરેલ છે.

આ૦ જિનેશ્વરસૂરિને આ૦ જિનચંદ્રસૂરિ, આ૦ અભયદેવસૂરિ અને આ૦ ધનેશ્વરસૂરિ વગેરે શિષ્યો હતા. અને તેમની પાટે અનુક્રમે આ૦ જિનચંદ્રસૂરિ આ૦ અશોકચંદ્ર અને આ૦ હરિસિંહ વગેરે થયેલ છે. આ૦ જિનચંદ્રસૂરિએ સં૦ ૧૧૨૫માં 'સંવેગરંગશાલા કહા ગા૦ ૧૮૦૦૦, દિનચર્યા શ્લો૦ ૩૦૦ અને ઉપદેશસંગ્રહ' બનાવેલ છે. આ૦ ધનેશ્વરસૂરિનું બીજું નામ જિનભદ્રસૂરિ છે. તેમણે સં૦ ૧૦૯૫માં ચડ્ડાવલીમાં 'સુરસુંદરી-ચરિય' રચ્યું.

(૪) આ૦ અભયદેવસૂરિ.[૧] તેમણે નવાંગીવૃત્તિ વગેરે અનેક વૃત્તિ-ગ્રંથો તથા મૂળગ્રંથો બનાવ્યા છે. સં૦ ૧૧૩૫ અથવા ૧૧૩૯માં સ્વર્ગે ગયા. તેમણે પોતાની પાટે આ૦ વર્ધમાનસૂરિને સ્થાપ્યા હતા; જેમણે સં૦ ૧૧૪૦માં 'મણોરમા કહા, સં૦ ૧૧૬૦માં આદિનાહચરિયં અને સં૦ ૧૧૭૨માં ધર્મરત્નકરંડક-સદ્વૃત્તિ'ની રચના કરી છે.[૨]

---

૧. વડગચ્છના (૪) આ૦ અભયદેવસૂરિ શિષ્ય (૫) આ૦ જિનભદ્રસૂરિ શિષ્ય (૬) આ૦ શાંતિપ્રભસૂરિ શિષ્ય (૭) આ૦ હરિભદ્રસૂરિ શિષ્ય (૮) આ૦ પરમાણંદસૂરિએ સં૦ ૧૩૧૦મા "સત્તરિસયયંત્ર"ની પ્રતિષ્ઠા કરી. ('આરાસણુના શિલાલેખો')

૨. આ૦ અભયદેવસૂરિના સહોદરે પણ દીક્ષા લીધી હતી, જેમનું નામ આ૦ દેવચંદ્રસૂરિ છે, જેઓ કo સo આ૦ હેમચંદ્રસૂરિના ગુરુ છે. ('ઠાણુપગરણુવૃત્તિ')

(૫) આ૦ પ્રસન્નચંદ્રસૂરિ. તેઓ આ૦ જિનેશ્વરસૂરિના શિષ્ય (?) હતા. આ૦ અશોકચંદ્રે તેમને સૂરિપદ આપી આ૦ અભયદેવસૂરિની પાટે સ્થાપ્યા હતા અને તે જ સમયે આ દેવભદ્રને પણ સૂરિપદ આપ્યું હતું.

(૬) આ૦ દેવભદ્રસૂરિ. તેઓ ઉ૦ સુમતિના ગુણચંદ્રગણી નામના શિષ્ય હતા. તેમણે 'સંવેગરંગશાલારાધન, સં૦ ૧૧૩૯માં મહાવીરચરિયં', સં૦ ૧૧૫૮માં ભરૂચમાં કહારયણકોસો અને સં૦ ૧૧૬૮માં ભરૂચમાં સિરિપાસનાહચરિયં', પ્રમાણપ્રકાશ, અનંતજિનથયં, થંભણપાસથયં, વીતરાગ સ્તવન' વગેરે બનાવ્યાં છે. તેમણે સં૦ ૧૧૬૭માં ચિતોડમાં આ૦ જિનવલ્લભને સૂરિપદ અને સં૦ ૧૧૬૯ના વૈશાખમાં આ૦ જિનદત્તને સૂરિપદ આપ્યું હતું.

(૭) આ૦ તેમણે પ્રભાચંદ્રસૂરિ, 'વીતરાગસ્તોત્ર'નું વિવરણ રચ્યું હતું.

પૃષ્ઠ ૪૦, કડી ૧૩: "દેવજી"

અહીં "દેવજી" તે આ૦ વાદી દેવસૂરિનું ટૂંકું નામ છે. આ. વાદી દેવસૂરિની શિષ્યપરંપરા (નાગોરી તપા).

(૪૧) આ૦ વાદી દેવસૂરિ. તેમનો સં૦ ૧૧૪૩માં મડારમાં પોરવાડ કુટુંબમાં જન્મ, સં૦ ૧૧૫૨માં ભરૂચમાં આ૦ મુનિચંદ્રસૂરિ પાસે દીક્ષા, સં૦ ૧૧૭૪માં સૂરિપદ, સં૦ ૧૨૨૬માં સ્વર્ગગમન. તેમણે પોતાની પાટે ૨૪ આચાર્યોને સ્થાપ્યા, ૩૫૦૦૦ ઘરોને નવા જૈન બનાવ્યા, સં૦ ૧૧૮૧ વૈ૦ શુ૦ ૧૫ દિવસે ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની સભામાં દિગમ્બરાચાર્ય કુમુદચંદ્રસૂરિને હરાવી જયપતાકા મેળવી, જેના ઉપલક્ષમાં સિદ્ધરાજ જયસિંહે એક લાખ સોનૈયા ખરચી ભ૦ આદિનાથનું દેરાસર કરાવી તેમાં સં૦ ૧૧૮૩ના વૈ૦ શુ૦ ૧૨ પ્રતિષ્ઠા કરાવી. આચાર્યશ્રીએ 'પ્રમાણનય તત્ત્વાલોકાલંકાર' મૂળ સૂત્ર ૩૭૪ અને તેની ઉપર 'સ્યાદ્વાદરત્નાકર' મહાગ્રંથની રચના કરી. સં૦ ૧૨૦૪માં ફલોધિ તીર્થમાં તેમજ આરાસણમાં પ્રતિષ્ઠાઓ કરાવી નાગોરમાં દિગમ્બર ગુણચંદ્ર સાથે શાસ્ત્રાર્થ કરી, તેને પણ હરાવ્યો હતો. નાગોરનો રાજા આહ્લણદેવ આચાર્યશ્રીનો ભક્ત હતો, તેથી તેણે આચાર્ય મહારાજને નાગોરમાં રાખ્યા હતા. આ જ કારણે તેમની શિષ્ય પરંપરા "નાગોરીશાખા" તરીકે વિખ્યાત હતી. આચાર્યશ્રીની પરંપરા (૧) બૃહદ્ગચ્છ, (૨) નાગોરીશાખા, સં૦ ૧૨૮૫ પછી તપગચ્છ સાથે સંબંધ હોવાથી નાગોરીતપા તરીકે જાહેર થયેલ છે. (૩) ભિન્નમાલ વડગચ્છ, (૪) જીરાપલ્લીવડગચ્છ અને (૫) મડાહડગચ્છ ઇત્યાદિ અનેક

શાખામાં વિસ્તાર પામેલી છે. જીરાવલાના દેરાસરમાં વડગચ્છ અને જીરાપલ્લીગચ્છના શિલાલેખો છે.

(૪૨) આ૦ પદ્મપ્રભસૂરિ 'ભુવનદીપક'ના કર્તા.(૪૩) આ૦ પ્રસન્નચંદ્રસૂરિ (૪૪) આ૦ ગુણસમુદ્રસૂરિ સ્વ૦ સં૦ ૧૩૦૮.

(૪૫) આ૦ જયશેખરસૂરિ તેમણે ક્રિયોદ્ધાર કર્યો હતો, સંભવ છે કે તેમનાથી "નાગોરીતપા" શાખા ચાલી હશે. (૪૬) આ૦ વજ્રસેનસૂરિ. (૪૭) આ૦ હેમતિલકસૂરિ, તેઓ ભાટીરાય અને દુલમીરાયના ગુરુ હતા. (૪૮) આ૦ રત્નશેખરસૂરિ. (૪૯) આ૦ પૂર્ણચંદ્રસૂરિ. (૫૦) આ૦ હેમચંદ્રસૂરિ. (૫૧) આ૦ રત્નસાગરસૂરિ.*

(૫૨) આ૦ હેમસમુદ્રસૂરિ. આ સમયમાં ઉ૦ પદ્મસુંદર થયા છે, જેમને સમ્રાટ અકબર બહુ માનતો હતો અને જેમને અકબરે ગામ તથા પાલખી આપ્યાં હતાં. તેઓ વિદ્વાન હતા, વાદી હતા. તેમણે 'પ્રમાણસુંદર (ન્યાય), રાયમલ્લાભ્યુદય મહાકાવ્ય, પાર્શ્વનાથ મહાકાવ્ય, ધાતુપાઠ અને જંબૂચરિય' વગેરે ગ્રંથો બનાવ્યા છે.

(૫૩) હેમરત્નસૂરિ. (૫૪) સોમરત્નસૂરિ. સં૦ ૧૫૪૫ થી ૧૫૭૯. (૫૫) રાજરત્નસૂરિ (જયસ્વામ).

(૫૬) ચંદ્રકીર્તિસૂરિ. તેમણે 'સારસ્વત-ટીકા, શારદીયનામમાલા, યોગચિંતામણિ (વૈદ્યક)' વગેરે ગ્રંથો બનાવ્યા છે.

(૫૭) હર્ષકીર્તિસૂરિ (ઉ૦ પદ્મચંદ્રજી). તેમણે 'સારસ્વત-ટીકા' પ્રથમાદર્શે લખી હતી. સં૦ ૧૬૬૮માં 'કલ્યાણમંદિરસ્તોત્ર-વૃત્તિ, વૈદ્યકસારોદ્ધાર' વગેરે ગ્રંથો બનાવ્યા છે.

નાગોરીતપગચ્છના જૈન ગોત્રો—૧. ગોહલાણી, નવલખા, બૂતેડિયા, ૨. પીપાડા, હીરણ, ગોમડ, શીસોદિયા, ૩. રૂલીવાલ, વેગાણી, ૪. હિંગડ, લાંગા, ૫. રામસોની (સોની), ૬ ઝાબક, ઝમડ, ૭. છજલાણી, છજલાણી, ધોડાવત, ૮. ડોરાઉ, કેલાણી, ગોખરૂ, ચોધરી, ૧૦. જોગડ, ૧૧. છોરિયા, સામડા, ૧૨. થોહા, ૧૩ સૂરિયા, મીઠા, ૧૪. નહાર, ૧૫. જડિયા ('નાગોરીતપાના મહાત્માની વહી'ના આધારે)

---

* ૪૮ થી ૫૧ નો ક્રમ જીરાવલાના સં૦ ૧૫૯૨ના શિલાલેખ પ્રમાણે આપ્યો છે પટ્ટાવલીમા તો (૪૮) આ૦ રત્નશેખર, (૪૯) આ૦ હેમચંદ્ર, (૫૦) આ૦ પૂર્ણચંદ્ર, (૫૧) આ૦ હેમહંસ, (૫૨) આ૦ રત્નસાગર એવો ક્રમ મળે છે.

(૪૧) આ૦ વાદી દેવસૂરિ, (૪૨) આ૦ ભદ્રેશ્વરસૂરિ, (૪૩) આ૦ વિજયચંદ્રસૂરિ, (૪૪) આ૦ માનભદ્રસૂરિ, (૪૫) આ૦ ગુણભદ્રસૂરિ. તેમને બાદશાહ મહમ્મુદે તેમની શ્લોક રચનાથી પ્રસન્ન થઇ અયુત સોનૈયા આપવા ધાર્યું, કિન્તુ તેમણે સ્વીકાર્યો નહીં અને શુદ્ધ સાધુમાર્ગની સ્થાપના કરી. તેઓ વ્યાકરણ, છંદ, સાહિત્ય–અલંકાર, નાટક અને ન્યાયના અજોડ અભ્યાસી હતા. (૪૬) આ૦ મુનિભદ્રસૂરિ. તેમને બાદશાહ પીરોજશાહ ખૂબ માનતો હતો. તેમણે આ૦ વાદી દેવસૂરિએ રચેલ 'શાંતિનાથ–મહાકાવ્ય'ના આધારે સં. ૧૪૧૦માં 'શ્રીશાંતિનાથમહાકાવ્ય' બનાવ્યું.

(૪૧) આ૦ વાદીદેવસૂરિ, (૪૨) આ૦ જયપ્રભસૂરિ, (૪૩) આ૦ રામભદ્રસૂરિ, તેમણે 'પ્રબુદ્ધરોહિણેય–નાટક' તથા 'કાલિકાચાર્ય–કથા' બનાવેલ છે. જાલોરમાં ચૌહાણ સમરસિંહ રાજા હતો, ત્યારે તેના ભંડારી પાસૂના પુત્રો–૧ યશોવીર અને ૨ અજયપાલ મંત્રીઓ હતા મંત્રી અજયપાલે જાલોરમાં ભ૦ આદીશ્વરનું મંદિર બનાવ્યુ હતું, તેમાં યાત્રોત્સવ પ્રસંગે આ 'પ્રબુદ્ધરોહિણેય' નાટક ભજવાયું હતું.

(૪૧) આ૦ વાદી દેવસૂરિ, (૪૨) આ૦ વિજયચંદ્રસૂરિ, (૪૩) આ૦ માણિક્યસૂરિ, સં. ૧૩૮૪.

(૪૧) આ૦ વાદી દેવસૂરિ સન્તાનીય ભિન્નમાલ વડગચ્છ. (૧) આ૦ વીરદેવસૂરિ, (૨) આ૦ અમરપ્રભસૂરિ, (૩) આ૦ કનકપ્રભસૂરિ. તેમના ઉપદેશથી સં ૧૫૫૧ વૈ૦ શુ૦ ૬ શુક્રવારે પુનર્વસુ નક્ષત્રમાં માંડવગઢની દક્ષિણ તળેટીમાં આવેલા તારાપુરમાં શ્રીમાલી વહોરા ગોપાળે ભ૦ શ્રી સુપાર્શ્વનાથનો પ્રાસાદ કરાવ્યો. ('જૈન સત્ય પ્રકાશ' ક્રમાંક : ૨૫)

મડાહડગચ્છ, થારાપદ્રગચ્છ અને પિપ્પલગચ્છ પણ વડગચ્છની જ શાખાઓ છે ('આબૂ' ભા૦ ૫, લેખાંક ૬૬, ૨૭૮).

બૃહદ્ગચ્છના થારાપદ્રીયગચ્છમાં વાદિવેતાલ શાંતિસૂરિ થયા. તેઓ ચંદ્રકુલના થારાપદ્રગચ્છના આ૦ જયસિંહસૂરિના શિષ્ય હતા. તેઓ મહાતાર્કિક આ૦ અભયદેવસૂરિ પાસે ન્યાય ભણ્યા હતા અને આ૦ સર્વદેવસૂરિ પાસે આગમ ભણ્યા હતા. તેમણે આ૦ ગુણસેનસૂરિના કહેવાથી પાટણમાં ભિલ્લમાલવંશીય મંત્રી શાંતુની વસતીમા રહી 'ઉત્તરાધ્યયનસૂત્ર–ટીકા બનાવી અને 'અંગવિજ્જા'નો ઉદ્ધાર કર્યો સ્વર્ગ સં. ૧૦૯૬. તેમની પરંપરામાં આ૦ શાંતિસૂરિ થયા તેમણે આઠ શિષ્યોને આચાર્યો બનાવ્યા અને પોતાના ગચ્છનું "પિપ્પલગચ્છ" એવુ નામ રાખ્યુ (સં૦ ૧૨૨૨). ચક્રેશ્વરીદેવીએ તેમની પૂજા પ્રવર્તાવી હતી, અને તેમણે સિદ્ધ શ્રાવકને નમસ્કાર કરવા

યોગ્ય બનાવ્યો હતો. તેમની પાટે અનુક્રમે આ૦ વિજયસિંહ આ૦ દેવભદ્ર આ૦ ધર્મઘોષસૂરિ, આ૦ શીલભદ્ર (આ૦ પરિપૂર્ણદેવ), આ૦ વિજયસેન, આ૦ ધર્મદેવ, આ૦ ધર્મચંદ્ર, આ૦ ધર્મરત્ન, આ૦ ધર્મતિલક, આ૦ ધર્મસિંહ, આ૦ ધર્મપ્રભસૂરિ થયા છે.

પૃષ્ઠ ૪૦, કડી ૨ : પૂર્ણતલ્લગચ્છ પટ્ટાવલી–

૧ આમ્રદેવસૂરિ, જે નિત્ય વિહારી હતા.

૨ આ૦ દત્તસૂરિ, જે રાજાઓથી સેવાતા હતા.

૩ આ૦ યશોભદ્રસૂરિ. તેઓ વાગડદેશના રત્નપુર નગરના રાજા હતા. તેમણે ડિંડુઆણા જઈ ત્યાં ચોવીશ દેવકુલિકાવાળું મોટું જિનાલય બનાવી આ૦ દત્તસૂરિ પાસે દીક્ષા લીધી. શાસ્ત્રાભ્યાસ કરી આચાર્યપદ મેળવ્યું. વૃદ્ધાવસ્થામાં ગિરનાર તીર્થમાં જઈ ૧૩ દિવસનું અનશન કરી સ્વર્ગગમન કર્યું. તેમને ઘણા રાજાઓ ગુરુ તરીકે માનતા હતા.

૪ આ૦ પ્રદ્યુમ્નસૂરિ. તેમણે 'ઠાણય-પગરણ' બનાવ્યું.

૫ આ૦ ગુણસેનસૂરિ. તેઓ સિદ્ધાંતવિશારદ નૈષ્ઠિકશીલધારી અને મોટા ઈંદ્રિયજેતા હતા. તેમની પ્રેરણાથી વાદિવેતાલ આ૦ શાંતિસૂરિએ ઉત્તરાધ્યયનસૂત્ર પર 'શિષ્યહિતા' નામની ટીકા રચી હતી.

૬ આ૦ દેવચંદ્રસૂરિ. તેઓ નવાંગીટીકાકાર આ૦ અભયદેવસૂરિના સહોદર હતા અને આ૦ ગુણસેનસૂરિ પાસે દીક્ષા લઈ શાસ્ત્રજ્ઞાન મેળવી તેમની પાટે આવ્યા હતા. તેમણે સં૦ ૧૧૪૬માં 'ઠાણગપગરણ' પર ટીકા, સં૦ ૧૧૬૦માં 'સંતિનાહચરિયં' ગ્રં૦ ૧૨૧૦૦, અપભ્રંશભાષામાં 'સુલસા-ક્ખાણું' કડવક ૭, તથા 'કાલિકાજ્જકહા' ગ્રં૦ ૩૬૦ રચ્યાં છે.

૭ ક૦ સ૦ આ૦ શ્રીહેમચંદ્રસૂરિ. તેઓએ ગૂર્જરચક્રવર્તી મહારાજા કુમારપાળને ઉપદેશ આપી જૈન રાજા બનાવ્યો. અનેક ગ્રંથોની રચના કરી.

૮ આ૦ રામચંદ્રસૂરિ. તેમણે 'નલવિલાસ નાટક, દ્રવ્યાલંકાર-સવૃત્તિ, નાટ્યદર્પણ-સવૃત્તિ, સત્યહરિશ્ચંદ્ર નાટક, નિર્ભયભીમવ્યાયોગ, રાઘવાભ્યુદય, યાદવાભ્યુદય, મલ્લિકામકરંદ, રોહિણીમૃગાંક, વનમાલા, કુમાર વિહારશતક, 'સુધાકલશ' હૈમીન્યાસ, બત્રીશીઓ, સ્તોત્રો, સ્તવનો, ઇત્યાદિ ૧૦૦ પ્રબંધો રચ્યા છે.

પૂર્ણતલ્લગચ્છમાં આ૦ વર્ધમાનસૂરિ શિષ્ય આ૦ શાંતિસૂરિ થયા છે. તેમણે વિવિધ કઠીન સંસ્કૃત ગ્રંથો પર ટીપ્પન-ટીકાઓ રચેલી છે.

પૃષ્ઠ ૪૧, કડી ૨ : ચાહીરી :

અહીં આ૦ હેમચંદ્રસૂરિના પિતાનું નામ 'ચાચિક' અને માતાનું નામ 'ચાહીરી' જણાવેલ છે. પરન્તુ 'પ્રભાવકચરિત્ર' વગેરેમાં તેમની માતાનું નામ 'પાહિની' આપેલ છે. એટલે 'પાહિની' નામ બરાબર છે.

પૃષ્ઠ ૪૨, કડી ૧૯ : "નગનરૂપ સાહમી રહી રે" :

અહીં સૌરાષ્ટ્રમાં નગ્ન પદ્મણીને સામે રાખી મંત્રારાધન કર્યાનું સૂચન કરેલ છે. પરન્તુ 'પ્રભાવકચરિત્ર'માં આ ઘટનાનો આ રીતે ઉલ્લેખ નથી તેમાં તો જણાવ્યું છે કે, સોમચંદ્ર મુનિએ ગીતાર્થની અનુમતિથી ગિરનાર પર નાસિકાના અગ્રભાગે દૃષ્ટિ સ્થાપી ધ્યાન કર્યું. આથી તેમને સરસ્વતી દેવીએ પ્રત્યક્ષ થઈ ઇચ્છિત વરદાન આપ્યું. વળી 'વીરવંશાવલી'માં લખ્યું છે કે, આ૦ દેવચંદ્રસૂરિ, ઋષિ સોમચંદ્ર અને આ૦ મલયગિરિજી એ ત્રણેએ કુમારિયા ગામમાં ભ૦ ઋષભદેવના દેરાસરના ભોંયરામાં દિગમ્બર થઈ સામે નગ્ન પદ્મણીને ઊભી રાખી. તેણીના સ્વામી શ્રીમાળી શેઠને હાથમાં નાગી તલવાર આપી અને વિકાર થાય તો તેનું માથું કાપી નાખવું એવી ભલામણ કરી ધ્યાન કર્યું આથી મંત્રાધિષ્ઠાયક દેવ હાજર થયો અને તે ત્રણેને અનુક્રમે ૧ વીરવશ્ય થશે, રાજાને પ્રતિબોધ કરી શકશે. ૨ અને ૩ સિદ્ધાંતની ટીકા બનાવી શકશે એવાં વરદાન આપી ચાલ્યો ગયો ત્યાર પછી આ૦ દેવચંદ્રસૂરિ શિષ્ય સાથે વિહાર કરી ગિરનાર પધાર્યા.

પૃષ્ઠ ૪૬, કડી ૩. "તીન તવા ગુરેં વેધિયા" :

અહીં ગુરુજીએ ત્રણ લોઢાના તવા વીંધ્યાનું સૂચન છે. પરન્તુ આ ઘટના 'પ્રભાવકચરિત્ર' વગેરેમાં મળતી નથી. એટલે આ ઘટના કેટલી સાચી છે, તેનો નિર્ણય થઈ શકે તેમ નથી.

પૃષ્ઠ ૫૧, કડી ૨૫ : "બારસેંહે ઓગણપચાસમેં રે" :

અહીં ક૦ સ૦ શ્રીહેમચંદ્રસૂરિનો સ્વર્ગ સંવત સં૦ ૧૨૪૯ બતાવ્યો છે, તે બરાબર નથી, સં૦ ૧૨૨૯ જોઈએ.

પૃષ્ઠ ૫૧ કડી ૨ : અંચળગચ્છ પટ્ટાવલીઃ

(૩૫) આ૦ ઉદ્યોતનસૂરિથી વડગચ્છ કહેવાયો. (૩૬) આ૦ સર્વદેવસૂરિ, તેઓ શંખેશ્વર તીર્થમાં વધુ રહેતા, તેથી તેમનો 'શંખેશ્વરગચ્છ' કહેવાયો. (૩૭) આ૦ પદ્મદેવસૂરિ. તેઓ આ૦ સર્વદેવસૂરિના લઘુ ગુરુભાઈ હતા.

(૩૮) આ૦ ઉદયપ્રભસૂરિ. આ સમયથી કુલગુરુઓએ જૈનોની વંશાવલી લખવાની શરૂઆત કરી. આ આચાર્યે અનેક કુટુંબોને પ્રતિબોધી જૈન બનાવ્યા હતા. આ સમયે શંખેશ્વરગચ્છમાં નાણાનો 'નાણકગચ્છ' અને નાડોલનો 'વલભીગચ્છ' એક બે ભાગ પડયા.

(૩૯) આ૦ પ્રભાનંદસૂરિ. 'વીરવંશાવલી'માં આ આચાર્યનું નામ સૂચવ્યું નથી. આ નાણકગચ્છના આદિ આચાર્ય છે. (૪૦) ધર્મચંદ્રસૂરિ. (૪૧) આ૦ વિનયચંદ્રસૂરિ. (૪૨) આ૦ ગુણસાગરસૂરિ. (૪૩) આ૦ વિજયપ્રભસૂરિ. (૪૪) આ૦ નરચંદ્રસૂરિ. (૪૫) આ૦ વીરચંદ્રસૂરિ. તેઓ પાલખીમાં બેસતા હતા. વઢવાણમાં સ્વર્ગે ગયા.

(૪૬) આ૦ જયસંઘસૂરિ તેમના ગુરુ ભાઇ તિલકમુનિથી પાટણમાં 'તિલકશાખા' નીકળી.

(૪૭) આ૦ આર્યરક્ષિતસૂરિ. તેમનો સં૦ ૧૧૩૬માં દંત્રાણામાં જન્મ, સં૦ ૧૧૪૬માં દીક્ષા, સં૦ ૧૧૫૯માં સૂરિપદ, સં૦ ૧૧૬૯માં ભાલેજમાં ફરી વાર સૂરિપદ, અને સં૦ ૧૨૩૬માં પાવાગઢમાં સ્વર્ગ. તેમનું બીજું નામ ઉ૦ વિજયચંદ્ર પણ હતું. તેમણે ૨૧ ઉપવાસ કરી કાલીને આરાધી સં. ૧૧૬૯માં ૭૦ બોલ પ્રરૂપી 'વિધિપક્ષગચ્છ' સ્થાપ્યો. જેનું સં૦ ૧૨૧૩માં 'અંચળગચ્છ' એવું બીજું નામ પડ્યું. પાવાગઢની દેવી મહાકાલી આ ગચ્છની અધિષ્ઠાયિકા હતી. આ આચાર્યે અનેક જૈન ગોત્રો બનાવ્યાં છે.

(૪૮) આ૦ જયસિંહસૂરિ આ૦ વાદી દેવસૂરિએ દિગમ્બર વાદી ભ૦ કુમુદચંદ્રને જીત્યો ત્યારે આ આચાર્ય તેઓના સહયોગી હતા. તેમના ઉપદેશથી હસ્તિકુંડીના રાજાએ સં૦ ૧૨૦૮ માં પોતાના નગરમાં ભ૦ મહાવીરસ્વામીનું ભવ્ય મંદિર કરાવ્યું હતું. આ સમયે સં૦ ૧૨૧૭થી 'દર્પશાખા' નીકળી. આ આચાર્યે ઘણા નવા જૈનો બનાવ્યા છે અને જુદા જુદા ગ્રંથો ઉપર ટીકા રચી છે.

(૪૯) ધર્મઘોષસૂરિ. સ્વ. સં૦ ૧૨૬૮. તેમણે 'શતપદી' ગ્રંથ રચ્યો છે.

(૫૦) મહેંદ્રસૂરિ. તેમણે પ્રાકૃતમાં 'તીર્થમાલા' તેની ઉપર ૩૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા, 'શતપદીનું વિવરણ' અને 'ગુરુગુણષટ્ત્રિંશિકા' વગેરે ગ્રંથો બનાવ્યા છે.

(૫૧) સિંહપ્રભસૂરિ. તેમનો સં૦ ૧૨૮૩માં જન્મ, સં૦ ૧૨૪૧ માં દીક્ષા, સં૦ ૧૩૦૯માં સૂરિપદ અને સં૦ ૧૩૧૩માં સ્વર્ગ.

(૫૨) આ૦ અજિતસિંહસૂરિ. સ્વ૦ સં૦ ૧૩૩૯. (૫૩) આ૦ દેવેંદ્રસૂરિ. (૫૪) આ૦ ધર્મપ્રભસૂરિ. (૫૫) આ૦ સિંહતિલકસૂરિ. (૫૬) આ૦ મહેંદ્રપ્રભસૂરિ.

(૫૭) આ૦ મેરુતુંગસૂરિ. તેમણે સં૦ ૧૪૩૮માં 'અંચલગચ્છની પટ્ટાવલી' બનાવી. તેમજ 'બાલબોધ વ્યાકરણ, ભાવકર્મ પ્રક્રિયા, શતકભાષ્ય

જૈન મેઘદૂત, નમુત્થુણં ટીકા, સુશ્રાદ્ધકથા, ઉપદેશમાલાની ટીકા વિચાર-શ્રેણિ' વગેરે બનાવ્યાં છે. આ સમયમાં 'શેખરશાખા' નીકળી.

(૫૮) જયકીર્તિસૂરિ. સ્વર્ગ સં૦ ૧૫૦૦. આ સમયે 'કીર્તિશાખા' નીકળી

(૫૯) જયકેસરિસૂરિ. સ્વર્ગ સં૦ ૧૫૪૨. (૬૦) સિદ્ધાંતસાગરસૂરિ. સ્વર્ગ સં૦ ૧૫૬૦. (૬૧) ભાવસાગરસૂરિ. (૬૨) ગુણનિધાનસૂરિ

(૬૩) ધર્મમૂર્તિસૂરિ. તેમણે સં૦ ૧૬૧૪માં શત્રુંજય ઉપર ક્રિયોદ્ધાર કર્યો. તેમણે પાવાપુરી, સમેતશિખરજી વગેરે યાત્રાઓ કરી હતી. તેઓ આગરા ઘણીવાર પધાર્યા હતા. તેમના ઉપદેશથી લોઢાસંઘપતિ કુંરપાલ સોનપાલે આગરામાં બે મંદિર તથા ઉપાશ્રય વગેરે બનાવ્યા હતા. સ્વર્ગ સં૦ ૧૬૭૦.

(૬૪) આ૦ કલ્યાણસાગરસૂરિ. તેમના ઉપદેશથી શેઠ વર્ધમાન પદ્મસિંહ, શેઠ રાયસિંહ વગેરેએ જામનગરમાં વિશાળ જિનાલયો બનાવ્યાં. આ આચાર્યે સં૦ ૧૬૭૧ના વૈ૦ સુ૦ ૩ના દિવસે આગરામાં શેઠ કુંરપાલ અને શેઠ સોનપાલનાં બે દેરાસરોમાં ભ૦ શ્રેયાંસનાથ અને ભ૦ મહાવીરસ્વામી વગેરે મૂર્તિઓની અંજનશલાકા પ્રતિષ્ઠા કરી. આગરામા અચલગચ્છનો ઉપાશ્રય કરાવ્યો અને પૂર્વદેશની કલ્યાણક ભૂમિઓનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આગરાની ઉક્ત જિન પ્રતિમાઓની ગાદીમા બાદશાહ જહાંગીરનું નામ હતુ. આ માટે કોઇના ભભેરવાથી બાદશાહને ગુસ્સો ચડ્યો, જેને યુક્તિ-પૂર્વક સમજાવી શાંત કરવામાં આવ્યો હતો. તેઓ સં૦ ૧૭૧૮ ની અખા-ત્રીજે સ્વર્ગે ગયા.

(૬૫) અમરસાગરસૂરિ. તેમણે સં૦ ૧૬૯૧માં 'વર્ધમાન-પદ્મસિંહ ચરિત્ર' બનાવ્યુ.

(૬૬) વિદ્યાસાગરસૂરિ. (૬૭) ઉદયસાગરસૂરિ. (૬૮) કીર્તિસાગરસૂરિ. (૬૯) પુણ્યસાગરસૂરિ. (૭૦) રાજેંદ્રસાગરસૂરિ. (૭૧) મુક્તિસાગરસૂરિ. (૭૨) રત્નસાગરસૂરિ. (૭૩) વિવેકસાગરસૂરિ. સ્વ૦ સં૦ ૧૯૪૮. (૭૪) ભ૦ જિનેંદ્રસાગરસૂરિ.

(૬૪) આ૦ કલ્યાણસાગરસૂરિ. સ્વર્ગ સં૦ ૧૭૧૮, (૬૫) મહો૦ રત્નસાગરજી, (૬૬) ઉ૦ મેઘસાગરજી, (૬૭) ઉ૦ વૃદ્ધિસાગરજી, (૬૮) ઉ૦ હીરસાગરજી, (૬૯) પં૦ સહજસાગર, (૭૦) પં૦ માનસાગર, (૭૧) પં૦ રત્નસાગરજી, (૭૨) પં૦ ફત્તેહસાગરજી, (૭૩) શ્રીદેવસાગરજી, (૭૪)

શ્રીસ્વરૂપસાગરજી, (૭૫) મુનિ શ્રીગૌતમસાગરજી. તેમણે સં૦ ૧૯૪૬માં પાલીમાં ક્રિયોદ્ધાર કર્યો. તેઓ આજ વિદ્યમાન છે.

( 'અંચલગચ્છીય મોટી પટ્ટાવલી' વગેરે )

પૃષ્ઠ ૪૦, કડી ૯ અને પૃષ્ઠ ૫૧, કડી ૩ : પટ્કલ્યાણકમત તથા ખરતરગચ્છ પરંપરા—

(૧) આ૦ જિનવલ્લભસૂરિ. તેમણે છ કલ્યાણકની પ્રરૂપણા કરી. સ્વ૦ સં૦ ૧૧૬૭, (૨) આ૦ જિનદત્તસૂરિ. તેમનાથી સં૦ ૧૨૦૪ 'ખરતરગચ્છ' શરૂ થયો (૩) આ૦ જિનચંદ્રસૂરિ. સ્વ. સં૦ ૧૨૨૩, (૪) આ. જિનપતિસૂરિ, (૫) આ૦ જિનેશ્વરસૂરિ, (૬) આ૦ જિનપ્રબોધસૂરિ, (૭) જિનચંદ્રસૂરિ, (૮) આ૦ જિનકુશલસૂરિ, (૯) આ૦ જિનપદ્મસૂરિ, (૧૦) આ૦ જિનલબ્ધિસૂરિ, (૧૧) આ૦ જિનચંદ્રસૂરિ, (૧૨) આ૦ જિનોદયસૂરિ, (૧૩) આ૦ જિનરાજસૂરિ, (૧૪) આ૦ જિનભદ્રસૂરિ, (૧૫) આ૦ જિનચંદ્રસૂરિ. સ્વ૦ સં૦ ૧૫૩૦, (૧૬) આ૦ જિનસમુદ્રસૂરિ, (૧૭) આ૦ જિનહંસસૂરિ, (૧૮) આ૦ જિનમાણિક્યસૂરિ, (૧૯) આ૦ જિનચંદ્રસૂરિ. જન્મ સં૦ ૧૫૯૫, આ૦ સં૦ ૧૬૧૨, સ્વ. સં૦ ૧૬૭૦, (૨૦) આ૦ જિનહંસસૂરિ, (૨૧) આ૦ જિનરાજસૂરિ, (૨૨) આ૦ જિનરત્નસૂરિ, (૨૩) આ૦ જિનચંદ્રસૂરિ, (૨૪) આ૦ જિનસુખસૂરિ, (૨૫) આ૦ જિનભક્તિસૂરિ. સ્વ. સં. ૧૮૦૪, (૨૬) આ જિનલાભસૂરિ. સ્વ૦ સં૦ ૧૮૩૪, (૨૭) આ૦ જિનચંદ્રસૂરિ, સ્વ૦ સં૦ ૧૮૬૫, (૨૮) આ૦ જિનહર્ષસૂરિ. સ્વ૦ સં૦ ૧૮૯૨, (૨૯) આ૦ જિનસૌભાગ્યસૂરિ. સ્વ૦ સં૦ ૧૯૧૭ (૩૦) જિનસિંહસૂરિ. સ્વ૦ સં૦ ૧૯૩૫ બીકાનેર, (૩૧) જિનચંદ્રસૂરિ, (૩૨) જિનકીર્તિસૂરિ.

પૃષ્ઠ ૫૧, કડી ૪ : 'આગમિકગચ્છ' તેની પટ્ટાવલી આ પુસ્તકમાં પૃષ્ઠ ૧૫૮માં આપી છે.

પૃષ્ઠ ૫૧, કડી ૫ : 'કવલાગચ્છ'

કવલાગચ્છ તે 'ઉપકેશગચ્છ'નું બીજું નામ છે. તેની પટ્ટાવલી પૃષ્ઠ ૧૯૩ માં આપી છે.

પૃષ્ઠ ૫૨, કડી ૪ : "પડવાઇસૂરિ" :

વડગચ્છની પટ્ટાવલી આ પુસ્તકમાં પૃષ્ઠ ૧૮૬માં આપી છે.

પૃષ્ઠ ૫૨, કડી ૭ : "ગદ્દઇયા" :

જૂનાં શહેરો દટ્ટણપટ્ટણ થઈ ગયાં હોય ત્યાંથી ગધેડાની છાપવાળા જૂના સિક્કા નીકળે છે, જે "ગદ્દઇયા" તરીકે ઓળખાય છે. અને આ

સિક્કાઓ ગર્દભસેનના છે એવી લોકમાન્યતા છે. આહેડના ટીલાઓમાંથી ગ્રંથકારના સમયે ગદ્દૈયા મળતા હતા; એમ આ ઉલ્લેખ પરથી સમજી શકાય છે.

પૃષ્ઠ ૫૩, ઢાળ ૨૪ : વસ્તુપાલ (ભાષાવાર્તિક) :

આ ઘટનામાં કુમારદેવીએ વિધવાવિવાહ કર્યાનું સૂચન છે : પરન્તુ તે વાત વસ્તુપાલના સમકાલીન વિદ્વાનોના કોઈ ગ્રંથમાં લખાયેલ નથી. જેમકે—કવિ સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી' અને 'સુરથોત્સવ'નો છેલ્લો સર્ગ, 'ઉલ્લાસરાઘવ'ના સર્ગાન્ત શ્લોકો (સં૦ ૧૨૮૨), 'ગિરનાર પ્રશસ્તિ' 'આબૂ પ્રશસ્તિ' (સં૦ ૧૨૮૮) આ૦ જયસિંહસૂરિકૃત 'હમ્મીરમદમર્દન', 'વસ્તુપાલ પ્રશસ્તિ કાવ્ય,' આ૦ ઉદયપ્રભકૃત 'ધર્માભ્યુદયકાવ્ય', 'સુકૃતકીર્તિકલ્લોલિની' અરિસિંહકૃત 'સુકૃતસંકીર્તન' (સં૦ ૧૨૮૫), આ૦ બાલચંદ્રકૃત 'વસંતવિલાસ કાવ્ય,' આ૦ જિનપ્રભકૃત 'તીર્થકલ્પ,' આ૦ રાજશેખરકૃત 'ચતુર્વિંશતિ પ્રબંધ' સં૦ ૧૪૦૫, આ૦ જિનહર્ષકૃત 'વસ્તુપાલચરિત્ર' સં૦ ૧૪૯૭ વગેરે, વગેરે.

મંત્રી વસ્તુપાલની વંશાવલી :

(૧) પોરવાડ મંત્રી ચંડપ, (૨) મંત્રી ચંડપ્રસાદ, (૩) મંત્રીશ્વર મંત્રી સોમ, મંત્રી સોમ તે સિદ્ધરાજનો કોષાધ્યક્ષ હતો. તે અરિહંત ભગવાન, આ૦ હરિભદ્ર અને ગૂર્જરેશ્વર સિદ્ધરાજને જ માનતો હતો. તે ધર્મપ્રિય, ગુણવાન, વિદ્વાન અને દાની હતો. તેને સીતા નામે પત્ની હતી. (૪) આસરાજ. તે દંડપતિ આભૂની પુત્રી કુમારદેવીને પરણ્યો. તેને ૧. લુણિગ, ૨. માલદેવ, ૩. વસ્તુપાલ, ૪. તેજપાલ, એમ ૪ પુત્રો અને જાલૂ, માઉ, સાઉ, ધનદેવી, સોહગા, વયજૂ, અને પરમલ, એમ ૭ પુત્રીઓ હતી. માલદેવને લીલાદેવી તથા પ્રતાપદેવી પત્ની અને પુત્ર પૂર્ણસિંહ, પુત્રવધૂ આલ્હણદેવી અને પૌત્ર પેથડ હતો. મંત્રી વસ્તુપાલને પત્ની લીલાદેવી અને વેજલદેવી, પુત્ર જૈત્રસિંહ મંત્રી તેજપાલને પત્ની અનુપમાદેવી અને સુહડાદેવી. અનુપમાદેવી પુત્ર લૂણસિંહ. સં૦ ૧૨૯૬માં ભરૂચનો હાકેમ હતો. તેને પત્ની રયણાદેવી લખમાદેવી અને પુત્રી ગઉરીદેવી હતાં. તેજપાલને સુહડાદેવીથી પુત્ર સુહડ અને પુત્રી બઉલા નામે હતાં. સુહડસિંહને પત્ની સુહડાદેવી અને સુલખણાદેવી હતા, તેજપાલનું સં૦ ૧૩૦૮માં ચંદુરમાં મૃત્યુ થયુ. (૫) મંત્રી વસ્તુપાલ, પત્ની લીલાદેવી. તે બહુ બુદ્ધિશાળી હતી. અને વેજલદેવી, (૬) લીલાદેવી પુત્ર જૈત્રસિંહ, સં૦ ૧૨૭૯માં ખંભાતનો

સુબો હતો તેમની પ્રાર્થનાથી આ૦ બાલચંદ્રે 'વસંતવિલાસમહાકાવ્ય' બનાવ્યું, અને ખંભાતમાં આ૦ જયસિંહસૂરિકૃત 'હમ્મીરમદમર્દન-નાટક' ભજવાયું. વિશલદેવ રાજાએ તેને પેટલાદનો સુબો નીમ્યો હતો. તેણે મંત્રી તેજપાલના મૃત્યુ સ્થાને ચંદુરમાં મોટું દેરાસર, તલાવ, ધર્મશાળા અને દાનશાળા બનાવ્યાં હતાં.

('વસ્તુપાલચરિત્ર, વસંતવિલાસ, જૈનસત્યપ્રકાશ વ૦ ૨ પૃ૦ ૬૭ વગેરે)

તે સમયે મંત્રી પત્નીઓ માટે પણ **महं** શબ્દ વપરાતો હતો, જેનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે.

**सं १२९३ वर्षे पोष शुक्ल १३. महं श्रीअनुपमादेव्या आत्मश्रेयोर्थं श्रीओघनिर्युक्तिपुस्तकं श्रीमदनचंद्रसूरिभ्यः प्रदत्तं।**

('જૈન લીટરેચર એન્ડ ફિલોસોફી, પ્રશસ્તિ સંગ્રહ', ભા૦ ૧ પૂના)

દંડપતિ આભૂની વંશાવલીઃ

પ્રાગ્વાટવંશમાં (૧) સામંતસિંહ, (૨) શાંતિ, (૩) બ્રહ્મનાગ, (૪) નાગડ (૪) દંડપતિ આભૂ.

સંડેરપુરમાં પોરવાડ (૧) આભૂ, (૨) આસડ, (૩) ચંડસિંહ, (૪) પેથડ. પેથડે સંડેરક, પાટણ અને વીજાપુરમાં મંદિર કરાવ્યાં, પ્રતિમાઓ ભરાવી, આબુ ઉપર ભ૦ નેમિનાથ ચૈત્યનો જીર્ણોદ્ધાર કરાવ્યો, સિદ્ધાચલ, ગિરનારના સંઘ કાઢ્યા, બીજી ૬ યાત્રાઓ કરી. સં૦ ૧૩૭૭ ના દુકાળમાં ઘણું દાન આપ્યું, આગમશ્રવણમાં **वीर गौतम**ના નામે ચાંદી ટંક મૂક્યા. આ૦ સત્યસૂરિના ઉપદેશથી ૪ ગ્રંથ ભંડારો લખાવ્યા, નવ ક્ષેત્રે ધન વાવર્યું. (૫) પદ્મ, (૬) લાડણ, (૭) આલ્હણ, (૮) મંડલિક, (૯) વ્યવહર, (૧૦) પર્વત, (૧૧) કાન્હા. કાન્હાએ સં૦ ૧૫૭૧મા આગમિક આ૦ વિવેકરત્નને 'પ્રશ્નવ્યાકરણ વૃત્તિ' વહોરાવી. સં૦ ૧૫૭૬ માં ગંધારમાં 'જંબૂદ્વીપચૂર્ણિ' લખાવી. ('પ્રશસ્તિસંગ્રહ' ભા૦ ૧ પૂના.)

'નાગેંદ્રગચ્છ' પરંપરા :

(૧) આ૦ મહેંદ્રસૂરિ, (૨) આ૦ શાંતિસૂરિ, (૩) આનંદસૂરિ. અમરચંદ્રસૂરિ. આ બન્ને આચાર્યો બાલપણથી સમર્થ વાદી હતા. ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહ તેઓને બચપણથી જ વ્યાઘ્રશિશુ તરીકે સંબોધતો હતો. (૪) આ૦ હરિભદ્રસૂરિ; જેઓ કલિકાલ ગૌતમ તરીકે પ્રસિદ્ધ હતા. (૫) આ૦ વિજયસેનસૂરિ. તેઓ પ્રખર વક્તા હતા પંચાસર પાર્શ્વનાથના તીર્થમાં તેઓ ઉપદેશ દેતા હતા. તેમની વાણી અમોઘ મનાતી હતી. મંત્રી

વસ્તુપાલ–તેજપાલ તેમના ઉપાસક હતા. (૬) આ૦ ઉદયપ્રભસૂરિ તેમણે 'સંઘપતિચરિત્ર' શ્લો૦ ૫૨૦૦, 'આરંભસિદ્ધિ–ગ્રંથ' 'સુકૃત કલ્લોલિની' 'નેમિનાથ ચરિત્ર', 'ષડશીતિ–ટિપ્પણ,' 'કર્મસ્તવ–ટિપ્પણ' અને ઉપદેશમાલાની 'ઉપદેશકર્ણિકા–વૃત્તિ' બનાવ્યાં છે. મંત્રી વસ્તુપાલે સં૦ ૧૨૯૦ ચૈ૦ શુ૦ ૧૧ ના દિવસે ખંભાતમાં 'સંઘપતિ ચરિત્ર' યાને 'ધર્માભ્યુદય મહાકાવ્ય' લખાવ્યું હતું. (૭) આ૦ મલ્લિષેણસૂરિ, તેમણે 'સ્યાદ્વાદમંજરી' રચી.

પૃષ્ઠ ૫૬, ઢાળ ૨૪ : ભાષાલેખ : જૂનાં ખેડા વગેરેની યાદી સાલવારીના ક્રમે નીચે મુજબ છે બીજાં છુટક પાનાંઓમાં જે મતાંતર મળે છે તે સાથેસાથ ( )માં આપેલ છે.

ઉજેણ, ભરૂઅચ્ચ, પાલી, અજમેર, દિલ્લી, ભિન્નમાલ, જાલોર, તેનું બીજું નામ સોનગઢ, ચિતોડ, કાલંદ્રી–સિરોહી પાસે કાલદ્રી છે, તેમાં જરાસંધનો જરાકુમાર બળી મૂઓ. પીરાણપટ્ટન, લાહોર, મેવાડમાં ત્રંબાવતી, તેનું બીજુ નામ આઘાટપુર પટ્ટણ, ત્રીજુ નામ આહેડ, એ ત્રણે એક જ નામ છે, ખંભાત, રાયથલ, ચંપા, પાવા, રાજગૃહી, પાડલિપુર, તેનું બીજું નામ પટ્ટણ, મુનાડો, જે દ્રુપદીનું ગામ છે વિમલાપુરી, જ્યાં ચંદ રાજા પરણ્યો, તેનું બીજું નામ વલ્લભીપુર, જ્યાં દેવર્ધિગણી ક્ષમાશ્રમણજીએ પુસ્તકો લખ્યાં. તેનું ત્રીજુ નામ વળા, ચમારડી, જે આજે વર્તમાન છે. ઇડર, બ્રહ્માની ખેડ, વૈરાટ, તેનું બીજું નામ ધોલકું, ભરતપુર, ડીગ.* તે જૂનાં ખેડાં છે.

કલજુગના સં૦ ૨૬૦૦ ભ૦ મહાવીર તથા શ્રેણિક રાજા થયા.

શહેરોની સાલવારી :

સં૦ ૩૪૮ લાહોર વસ્યું.

( સં૦ ૩૦૩ મુંજપર ) ( સં૦ ૪૦૪ શંખેશ્વર ગામ )

સં૦ ૫૦૦ પાલણસિંહ ચૌહાણે પાલનપુર વસાવ્યું હતુ, તે નાશ પામ્યું એટલે સં૦ ૧૦૧૦માં પાલણસિંહ પરમારે ફરી પાલનપુર વસાવ્યું. ( સં૦ ૪૦૭ ).

( સં૦ ૫૫૧ વડનગર વસ્યું )

સં૦ ૫૧૫ ઉજેણીઘાટમાં ભોજરાજા થયો. ( સં૦ ૭૭૧ )

સં૦ ૫૫૩ થરો વસ્યો. ( સં૦ ૫૩૫ નાડોલ વસ્યું )

* ભરતપુરથી ૨૪ માઈલ ડીગ છે.

( સં૦ ૬૦૯ ચિત્રાંગદ મોરીએ ચિત્તોડ વસાવ્યું. )

શુભ સં૦ ૧૯૧ બાપા રાઉલે મોરીને મારીને ચિત્તોડ લીધું.

સં૦ ૬૯૪ લાહોરમંડે માંડવગઢ વસાવ્યો.

સં૦ ૭૧૧ ઇંદ્રસિંધ રાઠોડે ઇડર પાસે ખેડ વસાવી, ખેડઆ બ્રાહ્મણ થયા.

સં૦ ૭૧૨ થિરાદ સોલંકીએ થરાદ વસાવી (૧૦૧)

સં૦ ૭૨૭ પારકર વસ્યો (સં૦ ૧૫૧).

સં૦ ૭૮૧ સીંભર વસી. ( સં૦ ૭૯૭ વડોદ વસ્યું. )

સં૦ ૮૦૧ રાવ પહાડદેજીએ મંડોવર વસાવ્યો. ( સં૦ ૧૧૦૦ નાહડરાવે મંડોવર ફરી વસાવ્યો )

સં૦ ૮૦૨ વનરાજ ચાવડે પાટણ વસાવ્યું. ( સં૦ ૮૦૨ મહા શુદિ ૭ શનિવારે પાટણ વસ્યું ) ( સં૦ ૮૦૨ વૈ૦ શુ૦ ૬ વીરસેને પાટણ વસાવ્યો, જેનું બીજું નામ પીરાણપટ્ટન નરસમુદ્ર છે )

સં૦ ૮૦૨ ઉપલદે પરમારે શ્રીમાલનગરથી ઊઠીને સ્વર્ણગઢ વસાવ્યો.

( સં૦ ૮૦૪ વડોલી વસી. )

સં૦ ૮૦૯ રાવ હમીરે હમીરગઢ વસાવ્યો.

સં૦ ૮૧૨ મુલતાન વસી.

સં૦ ૮૨૯ વૈ૦ શુ૦ ૧૩ પાંડવોએ પ્રથમ દિલ્હી વસાવી હતી અને પછી તુંઅરે વ્યાસ જગતનું મુહૂર્ત લઈ ત્યાં જ ફરીવાર દિલ્હી વસાવી સં૦ ૧૨૦૨ સુધી તુંઅર પાતસાહી રહી. પછી ચોહાણ પાતસાહી થઇ. ( સં૦ ૬૭૮, સં૦ ૭૦૭, સં૦ ૮૦૯). ( સં૦ ૮૦૯ વૈ૦ શુ૦ ૧૩ અનંગપાલ તુંઅરે દિલ્હી વસાવી. )

સં૦ ૮૩૪ પરમારે આબુજીનો કોટ કરાવ્યો. પરમાર પછી ચોહાણે લીધો. રાવ લાખણદેને ઘેર દેવી આવી ત્યારથી તે દેવડા—ચોહાણ કહેવાયા.

સં૦ ૯૦૨ રાવલે ચિત્તોડનો કોટ ફરીવાર કરાવ્યો. ( સં૦ ૯૦૨ અમરસિંહ રાણાએ ચિત્તોડગઢ વસાવ્યો, તેનો ગઢ કરાવ્યો. )

સં૦ ૯૨૭ બીજાપુર વસ્યું.

( સં૦ ૯૨૧ ધોલપુર—ધંધુકા વસ્યું. )

સં૦ ૧૦૧૦ પાલણસિંહ ચોહાણે સં૦ ૫૦૦માં પાલણપુર વસાવ્યું હતું ત્યાં જ પાલણસી પરમારે ફરી પાલનપુર વસાવ્યુ. પાલણસી પરમારે જિન પ્રતિમા ગાળીને તે ધાતુનો આબુ ઉપર નાંદિયો કરાવ્યો હતો તે

પાપથી તેને કોઢ થયો. તેના નિવારણ માટે આ૦ શીલધવલસૂરિના ઉપદેશથી પલ્લવિયા પાર્શ્વનાથની સોનાની પ્રતિમા કરાવી, પાલનપુર વસાવ્યું.

સં૦ ૧૦૧૬ ભામનગર વસ્યો.

સં૦ ૧૦૨૦ સિવસિંઘ રાઠોડે સિવાણો વસાવ્યો.

સં૦ ૧૦૬૪ ભૂજનગર વસાવ્યો (સં૦ ૧૨૧૧).

(સં૦ ૧૦૭૭ ભોજ પરમારે નારાયણગઢ વસાવ્યો.)

(સં૦ ૧૦૭૮ નાહડ પડિહારે નાગોર વસાવી.)

સં૦ ૧૦૮૮ વિમલ પ્રધાને આબુ ઉપર દેહરાં કરાવ્યાં. (સં૦ ૧૦૮૮ શેત્રુંજે વિમલવસહી કરાવી.)

સં૦ ૧૧૧૨ સિદ્ધરાજ જયસિંઘે સિદ્ધપુર જૂનો ખેડો વસાવ્યો.

સં૦ ૧૧૧૩ સાચોર જૂનો ખેડો હતો, તેને સાતલ પાતલ ચહુઆણે ફરી વસાવ્યો.

સં૦ ૧૧૧૪ આંબા કછવાહે આંબેર વસાવી.

(સં૦ ૧૧૧૫ વડોદરું વસ્યું.)

સં૦ ૧૧૧૭ રામસિંઘ શીસોદે રામપુર વસાવ્યો.

(સં૦ ૧૧૨૧ વીશનગર વસ્યું.)

સં૦ ૧૧૩૫ પૃથ્વીરાજ ચૌહાણનો મહામંત્રી કેશવદાસ નાગોરમાં થયો. (સં૦ ૧૧૧૫ વૈ૦ શુ૦ ૩ પૃથ્વીરાજના મંત્રીએ જે સ્થાને ગાડર-સિંહ ભેગા બેઠેલા જોયા ત્યાં નાગોર વસાવ્યો.)

સં૦ ૧૧૬૯ (૧૧૯૬) પાહાડસિંઘ હાડે બુંદી વસાવી.

સં૦ ૧૧૮૧ ફલવર્ધિ પાર્શ્વનાથની સ્થાપના.

(સં૦ ૧૧૮૪ સિદ્ધરાજે સિદ્ધપુર રુદ્રમહેલ બનાવ્યો.)

સં૦ ૧૨૦૨ દિલ્લીમાં ચઉહાણ પાતશાહી થઈ.

(સં૦ ૧૨૦૨ અજૈયાસારે અજમેર વસાવ્યું. સં૦ ૧૩૦૦ અજમેરમાં વિસલદેવ રાજા થયો.)

સં૦ ૧૨૧૨ રાવલ જેસાજીએ જેસલમેર વસાવ્યું (સં૦ ૧૨૧૨ શ્રા૦ વ૦ ૧, શ્રા૦ વ૦ ૧૨)

સં૦ ૧૨૧૫ જમડુઓ હુઓ (સં૦ ૧૨૧૩, ૧૨૧૪, ૧૨૧૫.)

સં૦ ૧૨૧૫ બહાડદે રાઠોડે બહાડમેર વસાવ્યો.

સં૦ ૧૨૨૧ પોહોકર ઘાટના કુંડપર ઢોલો પરણ્યો.

(સં૦ ૧૨૨૪ વીરમગામ વસ્યું.)

સં૦ ૧૨૪૧ લાખા ફુલાણી થયો.

(સં૦ ૧૨૭૦ મહેસાણા વસ્યું.)

સં૦ ૧૨૮૧ મહાસિંધ રાઠોડે મેહવો વસાવ્યો.

સં૦ ૧૨૯૬ વસ્તુપાલ તેજપાલે આબુજીને દેહરે કલશ ચઢાવ્યો.

સં૦ ૧૨૯૮ વસ્તુપાલ તેજપાલ સ્વર્ગ.

(સં૦ ૧૩૦૦ રાવ કાન્હડદેએ જાલોરગઢ ઉપર સોનગિરિ ગઢ કરાવ્યો, પહેલો રાજા ભિન્નમાલથી આવેલ થાનસિંધ હતો.)

(સં૦ ૧૩૧૧ માંડલ વસ્યું.)

સં૦ ૧૩૧૩ રાવ કાન્હડજીએ જૂના ખેડાના સ્થાને ભિન્નમાલ વસાવ્યું.

સં૦ ૧૩૩૭ અલાવદીને જાલોર કિલ્લો લીધો.

(સં૦ ૧૩૫૧ રાવ કાન્હડદે સોનગિરિ ઉપર અલોપ થયો. પુત્ર વીરમદેવે આપઘાત કર્યો, તેનું માથું પાતસાહ લઇ ગયો અને પાતશાહની બેટી તે માથાને લઇને સતી થઇ.)

સં૦ ૧૩૬૦ સુબા અલપખાને પાટણમાં કિલ્લો, મસીદ બનાવ્યાં. આસાઉલીનો કિલ્લો બાંધ્યો.

સં૦ ૧૩૬૧ ચિત્તોડના તેરમા રાણાના પુત્ર સજ્જનસિંહે સતારાનું રાજ્ય મેળવ્યું.

સં૦ ૧૩૭૧ કુંઅરપુર વસ્યું.

સં૦ ૧૩૭૩ સોજત વસી.

સં૦ ૧૩૮૩ પાતશાહ ગ્રુમતખાને સારણેશ્વરની સ્થાપના કરી.

સં૦ ૧૪૦૩ સાંગાનેર વસ્યું (સં૦ ૧૦૧૩.)

સં૦ ૧૪૦૭ બુરાનપુર વસ્યું.

સં૦ ૧૪૩૧ રાવલ વીરસલે વાંસવાલો(ડો) વસાવ્યો.

સં૦ ૧૪૪૨ સહસ્રમલ્લ દેવડે શિરોહી વસાવી. (સં૦ ૧૪૫૨ વૈ૦ વ૦ ૭)

સં૦ ૧૪૬૮ અહમદશાહ પાતશાહે અમદાવાદ વસાવ્યું. (સં૦ ૧૪૭૧ અમદાવાદ વસાવ્યું.)

સં૦ ૧૪૬૭ કુંભા રાણાએ કુંભલમેર વસાવ્યો. (સં૦ ૧૪૮૬.)

(સં૦ ૧૪૮૨ દક્ષિણમાં અહમદનગર વસ્યું)

સં૦ ૧૪૮૪ જેતારણ વસાવ્યો.

સં૦ ૧૪૯૧ રાડદરો વસ્યો.

સં૦ ૧૪૯૫ ધન્ના પોરવાડે રાણપુરો કરાવ્યો. કુંભા રાણાના રાજ્યમાં રાણાજીએ બે થંભા કરાવ્યા.

સં૦ ૧૫૦૦ રાવ જોધાજીએ જોધપુર વસાવ્યું.

સં૦ ૧૫૦૦ ફિરંગીએ સુરતનો કિલ્લો કરાવ્યો, ત્યાં થોડા લોક વસતા હતા.

( સં૦ ૧૫૧૧ સાંતલપુર વસ્યું. )

સં૦ ૧૫૧૫ જોધપુરનો કિલ્લો થયો. (સં૦ ૧૫૧૫ જે. શુ. ૧૧)

સં૦ ૧૫૧૭ પહેલાં માંધાતાએ મેડતો વસાવ્યો હતો, તે જૂનો મેડો ઉજ્જડ થઈ ગયો. ત્યાં રાઠોડ નરસિંહજીએ બીજી વાર મેડતો વસાવ્યો.

સં૦ ૧૫૪૧ કિસનસિંધજીએ કિસનગઢ વસાવ્યો.

સં૦ ૧૫૪૨ રાવ વીકાજીએ વીકાનેર વસાવ્યું. (સં૦ ૧૫૪૫)

(સં૦ ૧૫૫૪ સમી વસી.)

સં૦ ૧૫૮૧ મુકુંદ બ્રહ્મચારી પ્રયાગમાં દેહ હોમી, મરણ પામી, અકબર પાતસાહ થયો.

સં૦ ૧૫૯૩ રૂપનગર વસાવ્યો.

સં૦ ૧૫૯૬ નવાનગર વસાવ્યો. (સં૦ ૧૫૯૬ રાવ જામે કચ્છમાંથી આવી નવાનગર વસાવ્યું. )

( સં૦ ૧૫૯૬ રાવ વિદે અમરકોટને સ્થાને મેહવો વસાવ્યો. સં૦ ૧૨૮૧. )

સં૦ ૧૬૧૬ માલખાંને માલપુરો વસાવ્યો.

(સં૦ ૧૬૧૯ પંવાર માલદેવે માલપુરાં વસાવ્યું )

સં૦ ૧૬૧૯ અકબરે આગરો વસાવ્યો.

(સં૦ ૧૬૧૨ અકબરે આગરા વસાવ્યું.)

સં૦ ૧૬૨૪ અકબરે ચિત્તોડ તોડયો. (સં. ૧૬૧૯.)

સં૦ ૧૬૨૫ રાણા ઉદેસિંધે ઉદેપુર વસાવ્યો. (સં૦ ૧૫૦૦).

સં૦ ૧૬૨૪ જહાંગીર પાતસાહ રાનેર આવ્યો, રાનેરવાસી કોટિધ્વજ નાકુદાએ રાનેરથી વરિઆવ સુધી ૩ ગાઉ કિનખાબનાં પાથરણાં પાથરી પાતસાહને શહેરમા પધરાવ્યા. શાહ પ્રસન્ન થયો. માગવાનું કહ્યું ત્યારે નાકુદાએ હાથણીનો સંભોગ જોવાનુ માગ્યું. શાહે ના કહી, જે હાથણીનો સંભોગ જોતાં તારું ધન નાશ પામશે પણ તેણે માન્યું નહીં. સંભોગ જોયો અને તે નાકુદાની લક્ષ્મી નાશ પામી. પાતશાહે જહાંગીરપુર વસાવ્યું.

સં૦ ૧૬૨૫ જહાંગીર પાતશાહની પાતર નામે સૂરજ તેણે પાતશાહની રજાથી સુરત વસાવ્યું.

સં૦ ૧૬૨૫ ઓસવાલ ગોપીશાહ જૈને સુરતમાં ગોપીપરું વસાવ્યું. ગોપીતળાવ અને ચૌમુખી વાવ કરાવ્યાં.

(સં૦ ૧૬૩૪ વરકાણાતીર્થનો જીર્ણોદ્ધાર.)

(સં૦ ૧૬૪૨ રાવ હમીરે ફલોધીનો કોટ કરાવ્યો. સં૦ ૧૫૧૩, સં૦ ૧૫૪૫).

(સં૦ ૧૬૬૯ કીસનસિંહજીએ કિસનગઢ વસાવ્યો.)

સં૦ ૧૬૭૯ ગોપીશાહે આ૦ વિજયસેનસૂરિ પાસે સૂરજમંડન પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. તે પ્રતિમાજીની ગાદીમાં ચારે બાજુ લેખ છે.

સં૦ ૧૬૭૯ કાવી ગંધારમાં સાસુ વહુના દેરાની પ્રતિષ્ઠા થઈ.

સં૦ ૧૭૦૭ ઔરંગઝેબે ઔરંગાબાદ વસાવ્યો.

(સં૦ ૧૮૮૭ સવાઈ જેસિંગે જયપુર વસાવ્યું. સં૦ ૧૭૩૫)

પૃષ્ઠ ૫૭, ઢાળ ૨૪ : ભિન્નમાલની ઉત્પત્તિ (ભાષાલેખ) :

શ્રીમાલનગર તે પ્રાચીન શહેર છે. તેમાં અનેક બ્રાહ્મણો વ્યાપારીઓ વગેરે સુખી હતા. માઘ પંડિત પણ ત્યાંનો વતની હતો. કર્મયોગે ધન નાશ પામતાં તે નિર્ધન થઈ ગયો અને ધારામાં આવી વસ્યો. ત્યાં પણ તેણે પોતાનું દ્રવ્ય યાચકોને આપી દીધું અને તે ગરીબાઈમાં જ મૃત્યુ પામ્યો. આથી ભોજ રાજાએ શ્રીમાલનગરમાં માઘ પંડિતની નાતના માણસો ધનવાળા હોવા છતાં આ પંડિતનો ભૂખમરાથી અંત આવ્યો, એ જોઈ તેની બ્રાહ્મણ જ્ઞાતિનું ભિલ્લમાલ એવું નામ આપ્યું અને ત્યારથી શ્રીમાલનગર ભિન્નમાલ નગર તરીકે પ્રસિદ્ધિ પામ્યું. ('પ્રબંધચિંતામણિ')

પૃષ્ઠ ૧૮ ઢાળ ૨૪ ભાષાલેખ :

વિ૦ સં૦ ૧૩૫ માં ઉજ્જૈનમાં નાહડ રાજા હતો ત્યારે જાલોર પાસેના સ્વર્ણગિરિ પર ગઢમાં માત્ર ક્રોડપતિ જ રહેતા હતા. નવ્વાણુ લાખવાળાને પણ ત્યાં રહેવા સ્થાન ન હતું, તે જાલોર પાસેના સ્વર્ણગઢમાં નાહડ રાજાએ 'યક્ષવસતિ' નામનો મોટો જિનપ્રાસાદ બનાવી તેમાં સં૦ ૧૩૫ માં (આ૦ પ્રદ્યોતનસૂરિના હાથે) ભ૦ મહાવીરસ્વામીની પ્રતિષ્ઠા કરાવી હતી. ('વિચારશ્રેણિ, પટ્ટાવલી, જૈનપરંપરાનો ઇતિહાસ.')

સ્વર્ણગિરિનાં બીજાં નામો કનકાચલ તથા સોનગઢ છે. પાસેના શહેરનાં નામો જાબાલિપુર તથા જાલોર છે.

પૃષ્ઠ ૫૯, ઢાળ ૨૪ "કલિજુગ સંવત્" ભાષાલેખ:

કલિયુગનો પ્રારંભ થયો ત્યારથી આ સંવત ગણાય છે, જેનો પ્રારંભ ઇ૦ સ૦ પૂર્વે ૩૧૦૨ ફેબ્રુઆરીની બીજી તારીખ યાને ચૈ. શુ. ૧ થી મનાય છે. ચૈત્રાદિ વિક્રમ સંવતમાં ૩૦૪૪, શક સંવતમાં ૩૧૭૯, અને ઇ૦ સ૦ માં ૩૧૦૧ જોડવાથી કલિ સંવત આવે છે. આ સંવતનાં બીજાં નામો 'ભારતયુદ્ધ સંવત' અને 'યુધિષ્ઠિર સંવત' પણ મળે છે. એવો પણ ઉલ્લેખ મળે છે કે, મહા શુદિ ૧૫ દિને મહાભારતનુ યુદ્ધ સમાપ્ત થયુ અને મ૦ વ૦ ૧ યુધિષ્ઠિરને રાજ્ય મળ્યું હતું.

વરાહમિહિર શક સંવતમાં ૨૫૨૬ જોડવાથી યુધિષ્ઠિર સંવત આવે એમ જણાવે છે. ('જૈન સત્ય પ્રકાશ', ક્રમાંક ૧૦૦ પૃ૦ ૨૬૮).

પૃષ્ઠ ૬૦, ઢાળ ૨૪ ભાષાલેખ "ડીગ."

ભરતપુરથી પૂર્વ દિશામાં લગભગ ૨૪ માઈલ દૂર ડીગ નામે જૂનું શહેર છે.

પૃષ્ઠ ૭૩, કડી ૫: "લૌકિક ભાષા"ને છેડે વીરવર્ષનિર્ણય.

આયુ વર્ષ ૭૨, આયુ ગર્ભથી ગણવો, આદિત્ય સંવત્સરે આયુદ્દય હુઓ, તેના દિન ૩૬૬, ઋતુ સં૦ દિન ૩૬૦, પાંચ વર્ષનો યુગ એક યુગમાં આદિત્ય સંવત્સર ૧૮૩૦ અને ઋતુ સંવત્સરના દિન ૧૮૦૦ હોય. આદિત્ય સંવત્સરમાં એક માસ થાકતા ઋતુ સંવત્સર લાગે.

આ લેખે—ઋતુ સંવત્સરના ચોથે માસે ગ્રીષ્મકાળે આષાઢ સુદિ ૬ દિને ચ્યવન અહીંથી આદિત્ય સંવત્સર લેખે ૭૨ વર્ષે ઋતુસંવત્સર યુગના ચૌદ માસ વધતા થયા, ત્યારે આષાઢ સુદિ ૬ થી ૧૪મે માસે ભાદ્ર શુદિ ૬ દિને આદિત્ય સંવત્સરે ૭૦ વર્ષ થયા, ત્યાથી બીજે ચંદ્ર-સંવત્સરે નિર્વાણ થયું. અહીં ચંદ્ર સંવત્સરના ૩૫૪ દિન હોય, પહેલેથી ૧૨ દિન આદિત્ય સંવત્સર પૂર્ણ હોય, તે વારે બે કલ્યાણક તિથિઓ ઋતુસંવત્સર લેખે લેવી, એમ 'જ્યોતિષ્કરંડક' અને 'કલ્પસૂત્ર'માં કહ્યુ છે. पुव्वे चंदसंवच्छरे ઇત્યાદિ કલ્પસૂત્રમાં છે.

અહીં ઋતુ સંવત્સરના વર્ષ ૭૧ માસ ૨ થયા, ચંદ્ર સંવત્સરે ચોવીસ દિન વધતા લેવા તેથી ભાદ્ર શુદિ ૬ થી ૨૪ દિન વધતાં, આસો વદિ ૧ દિને આદિત્ય સંવત્સરે ૭૨ વર્ષ થયાં, તે સંવત્સર પૂર્ણ થતાં

એક માસ ભીતરે ઋતુ સંવત્સર લાગે તે પૂંઠે લખ્યો છે. તે લેખે જેઠ શુદિ ૧૫ ગ્રીષ્મઋતુ પૂરી થઈ, અને આષાઢ વદિ ૧ થી વર્ષાઋતુ લાગી, ત્યારે આષાઢ તે શ્રાવણ થયે મારવાડી પંચાંગ પ્રમાણે ફેર દેખાય છે. જેથી લૌકિક આસો આગમોક્ત કાર્તિક વદ ૦)) થઈ. ઇતિ ૭૨ વર્ષ.

ઇતિ જિનલાભસૂરીણામાજ્ઞયા પાઠકરામવિજયગણિના કૃતા.

('દિનશુદ્ધિદીપિકા', પરિશિષ્ટ ૨, પૃ ૪૬૧).

પૃષ્ઠ ૭૪, કડી ૧૪ : વડીપોષાલ તપગચ્છ–રત્નાકરગચ્છ પરંપરાઃ—

(૪૪) મહાતપસ્વી આ૦ શ્રીજગચ્ચંદ્રસૂરિ, (૪૫) વિજયચંદ્રસૂરિ, (૪૬) આ૦ ક્ષેમકીર્તિસૂરિ સં૦ ૧૩૩૨, (૪૭) હેમકલશસૂરિ, (૪૮) યશોભદ્રસૂરિ, (૪૯) રત્નાકરસૂરિ. સં૦ ૧૭૭૧ સમરાશાહે શત્રુંજયનો ઉદ્ધાર કર્યો. તેમનાથી રત્નાકરગચ્છ શરૂ થયો. સં. ૧૩૮૪, (૫૦ આ૦ રત્નપ્રભસૂરિ, સોમતિલકસૂરિ, હેમચંદ્રસૂરિ, (૫૧) મુનિશેખરસૂરિ, (૫૨) ધર્મદેવસૂરિ, (૫૨) જ્ઞાનચંદ્રસૂરિ. સિંહદત્તજી (૫૪) અભયસિંહસૂરિ, (૫૫) હેમચંદ્રસૂરિ (૫૬) જયતિલકસૂરિ, તેમના શિષ્યો જિનતિલકસૂરિ, રત્નસિંહસૂરિ, ઉદયવલ્લભસૂરિ સંઘતિલકસૂરિ, પં૦ દયાસિંહગણી. પ્રશિષ્યો–માણેકસૂરિએ 'રત્નચૂડામણિ ચૂડરાસ' સં૦ ૧૫૭૧ માં બનાવ્યો, શિષ્યો –શિવસુંદર, ઉદયધર્મ, ચરિત્રસુંદર. અહમદાવાદના સુલતાન અહમદશાહે આ૦ રત્નસૂરિની ચરણપૂજા કરી હતી. (૫૭) ઉદયવલ્લભસૂરિ, શિષ્ય પરંપરા મતિસાગર શિષ્ય-ઉદયધર્મ શિષ્ય મંગલધર્મ વિ૦ સં૦ ૧૫૮૫. શિષ્યાઓમાં મહત્તરા રત્નચૂલા પ્ર૦ વિવેકશ્રી વ્યાખ્યના હતી. (૫૮) જ્ઞાનસાગરસૂરિ. સં૦ ૧૫૧૭ માં 'વિમલનાથ ચરિત્ર' બનાવ્યું. તેના લહિયા લોંકાએ સં૦ ૧૫૨૮થી લોંકાગચ્છ ચલાવ્યો, જેમ મહમદઅલ્લી ઝીણાએ અખંડ હિંદુસ્તાનના બે ટુકડા કરાવ્યા, તેમ આ લોંકાએ પણ અવિભક્ત જૈન શ્વેતામ્બર સંઘના બે ટુકડા કરાવ્યા, પ્રાચીન આર્ય સંસ્કૃતિનો ધ્વસ કરી મુસલમાન સંસ્કૃતિને અપનાવી નવો મત ચલાવ્યો. ત્યારથી જૈન સંઘમાં શુદ્ધિ અને સગઠનની વ્યવસ્થા તૂટી ગઈ. આ૦ જ્ઞાનસાગરસૂરિનો સમય સં૦ ૧૫૨૫ થી ૧૫૩૧. (૫૯) ઉદયસાગરસૂરિ, (૬૦) લબ્ધિસાગરસૂરિ, સં૦ ૧૫૫૭માં 'શ્રીપાલકથા' રચી. (૬૧) ધનરત્નસૂરિ શિષ્ય સૌભાગ્યસૂરિએ 'ચંપકમાલારાસ' રચ્યો. તેની પરંપરામાં ઉદયધર્મ, જયદેવ, લાવણ્યદેવ થયા. ધનરત્નસૂરિ શિષ્ય પં૦ ભાનુમેરુગણિ તેના શિષ્ય નયસુંદરે સં૦ ૧૬૩૭માં 'રૂપચંદરાસ' અને સં૦ ૧૬૩૮માં 'શત્રુંજય રાસ' રચ્યો અને તેની શિષ્યા હેમશ્રીએ 'કનકાવતી

આખ્યાન' સં૦ ૧૬૪૪માં બનાવ્યું. (૬૨) અમરરત્ન જેનું બીજા નામ સુરરત્ન છે તથા તેજરત્નસૂરિ. (૬૩) દેવરત્નસૂરિ શિષ્ય વિદ્યારત્નસૂરિ, તેના શિષ્ય ઉ૦ કનકસુંદરે સં૦ ૧૬૬૩ થી ૬૭માં 'શઆલશા રાસ' બનાવ્યો. દેવરત્નસૂરિ શિષ્ય ભાનુમેરુગણિ શિષ્ય ૧ માણેકરત્ન ૨ નયસુંદરે રાસ બનાવ્યા. (૬૪) જયરત્નસૂરિ, (૬૫) રત્નકીર્તિસૂરિ સ્વ૦ સં૦ ૧૭૧૦, (૬૬) રત્નકીર્તિસૂરિ સ્વ૦ સં૦ ૧૭૩૪ પો૦ વ૦ ૨. ઉ. રાજસુંદર શિષ્ય પદ્મસુંદરે 'ભગવતી' પર 'ટબો' પૂર્યો. (૬૭) ગુણસાગરસૂરિ, આ૦ રત્નકીર્તિસૂરિના ચાર શિષ્યો હતા. તે પૈકીના ચોથા અંજવિજયજીને અમદાવાદના સંઘે સં૦ ૧૭૩૪માં પટ્ટધર સ્થાપી ગુણસાગરસૂરિ નામ આપ્યું. ( 'ગુર્વાવલી-વડીપોષાળ પટ્ટાવલી.' )

પૃષ્ઠ ૭૫, કડી ૧૧ : "બ્રહ્મચર્યવસ્ત્ર" :

કોઈ એક ધનિક શ્રાવકે હિંદુસ્તાનના ચતુર્થબ્રહ્મચર્ય વ્રતધારક દરેક શ્રાવકોને વેષની પહેરામણી મોકલી તેણે પોતાના ગુમાસ્તાને જણાવ્યું હતુ કે—"તું માંડવગઢ જાય ત્યારે ત્યાં મહાદાની અને મહાધર્મી સાધુ પેથડશાહને પણ સાધર્મિકભક્તિ રૂપે એક પહેરવેષ આપજે" ગુમાસ્તાએ પણ માંડવગઢ આવી મંત્રી પેથડકુમારને એક વેષ આપ્યો પેથડે તરત જ વિચાર કર્યો કે "આ પહેરવેશ બ્રહ્મચારીઓને માટે છે મને માત્ર મહર્ધિક માની પહેરવેશ મોકલ્યો છે પણ બ્રહ્મચારી બન્યા વિના મારે આ વેષ લેવો ન શોભે અને સ્વાભાવિક રીતે આવેલી આ વસ્તુને પાછી વાળવી એ પણ ન શોભે. તો હવે સુંદર રસ્તો એ જ છે કે મારે બ્રહ્મચર્યનો સ્વીકાર કરી આ વેષ પહેરવો." એટલે પેથડકુમારે બત્રીશ વર્ષની ઉમરમાં જ ગુરુજી પાસે જઈ સજોડે ચોથું વ્રત સ્વીકાર્યું અને આ પહેરામણી પહેરી લઈ જાવજ્જીવ બ્રહ્મચર્યનું પાલન કર્યું

પૃષ્ઠ ૮૨, કડી ૨ : લોંકાગચ્છ પટ્ટાવલી (વડોદરાની ગાદી)—

તપગચ્છની વડીપોષાળના આ૦ જ્ઞાનસાગરસૂરિના લહિયા લોંકાએ ગૃહસ્થી નવો જ લોંકામત ચલાવ્યો.

(૧) ભાણુજી ઋષિ, (૨) ઋષિ ભીદાજી, (૩) ઋષિ નુતાજી, (૪) ઋ૦ ભીમાજી, (૫) ઋ૦ જગમાલજી, (૬) સરવાજી, (૭) ઋ૦ રૂપજી, (૮) ઋ૦ જીવાજી, (૯) ઋ૦ વરસિંગજી. તેમને વડોદરાના ભાવસારોએ સં૦ ૧૬૧૩ જે૦ વ૦ ૧૦ શ્રીપૂજની પદવી આપી ત્યારથી તેની ગાદી વડોદરામા થઈ અને "ગુજરાતી લોંકાગચ્છ મોટી પક્ષ" એવું નામ જાહેર થયું. આ જ અરસામાં અમદાવાદમાં અસલી ગાદીના શ્રીપૂજ નાની પક્ષવાળા કુઅરજી

ઋષિના ઉત્તરાધિકારી મેઘજી ઋષિએ ૨૮ યતિઓની સાથે જગ૦ આ૦ શ્રી હીરવિજયસૂરિ પાસે સંવેગી દીક્ષા સ્વીકારી સં૦ ૧૬૨૮માં. (૧૦) બીજા વરસિંગજી સ્વ૦ સં૦ ૧૬૫૨, તેના શિષ્ય કલાજી એ પણ સંવેગીમાર્ગ સ્વીકાર્યો. નામ વિજયાનંદસૂરિ (૧૧) ઋષિ યશવંતજી, (૧૨) ઋષિ રૂપસંગજી, (૧૩) ઋ૦ દામોદરજી, (૧૪) ઋ૦ કર્મસિંહજી, (૧૫) ઋ૦ કેશવજી ઋષિ. ગુજરાતી લોંકાગચ્છની મોટી પક્ષનું બીજું નામ કેશવજી પક્ષ છે. (૧૬) ઋ૦ તેજસિંગજી, (૧૭) ઋ૦ કાનજી, (૧૮) ઋ૦ તુલસીદાસજી (૧૯) ઋ. જગરૂપજી, (૨૦) ઋ૦ જગજીવનજી, (૨૧) ઋ૦ મેઘરાજજી, (૨૨) ઋ૦ સોમચંદજી, (૨૩) ઋ૦ હરખચંદજી (૨૪) ઋ૦ જયચંદજી, (૨૫) ઋ૦ કલ્યાણચંદજી, (૨૬) ઋ૦ ખુબચંદજી, (૨૭) શ્રીપૂજ ન્યાયચન્દ્રસૂરિ.

(બાલાપુરની ગાદી) (૮) ઋષિ જીવાજી (૯) ઋષિ કુંવરાજી તેને બાલાપુરના શ્રાવકોએ શ્રીપૂજની પદવી આપી ત્યારથી તે ગાદી બાલાપુરમાં થઈ અને તેનું "ગુજરાતી લોંકાગચ્છ નાની પક્ષ" એવું નામ જાહેર થયું. તેના શિષ્ય મેઘજીઋષિ અમદાવાદની ગાદીએ હતા. તેણે સંવેગીમાર્ગ સ્વીકાર્યો (૧૦) ઋ૦ મલજી (૧૧) રત્નસિંહજી (૧૨) ઋ૦ કેશવજી સ્વ૦ સં૦ ૧૬-૮૬ (૧૩) ઋ. શિવજી. તેમના શિષ્ય ધર્મસિંહજીના શિષ્ય ધર્મદાસજીએ "ઢુંઢિયામત" ચલાવ્યો. (૧૪) સંઘરાજજી સ્વ. સં૦૧૭૨૫માં આણંદ ઋષિએ ખંભાતમાં પોતાના ચેલા ઋષિ તિલકને શ્રીપૂજ બનાવી નવો ગચ્છ સ્થાપ્યો જે "અઢારિયા" તરીકે પ્રસિદ્ધ થયો. (૧૫) સુખમલજી સ્વ૦ સં૦ ૧૭૬૩ (૧૬) ભાગચંદજી (૧૭) વાલચંદજી (૧૮) માણેકચંદજી (૧૯) મૂલચંદજી. સ્વ૦ સં૦ ૧૮૭૬ (૨૦) જગતચંદજી (૨૧) રતનચંદજી (૨૨) નૃપચંદજી

(મુનિ મણિલાલ કૃત, 'પ્રાચીન સંક્ષિપ્ત ઇતિહાસ.')

વિક્રમ સં૦ ૧૫૮૫માં લખાયેલ સિદ્ધાંતચોવીશી, વગેરેમાં છે કે-લોંકાએ તીર્થ, પ્રતિમા, જિનપૂજા, સર્વવિરતિ દેશવિરતિ ધર્મની ભિન્નતા, દાન, જન્મકલ્યાણક ઉત્સવ, પૌષધ, વ્રતપચ્ચકખાણ, પ્રતિજ્ઞાકાળ, દીક્ષા, સમ્યકત્વભેદ, સ્થવિરાચાર, વગેરેનો નિષેધ કર્યો હતો પરન્તુ પછીના લોંકાગચ્છના શ્રીપૂજોએ તે તે વસ્તુઓનો યથાનુકૂળ સ્વીકાર કરેલ છે.

('જૈન સત્ય પ્રકાશ' ક્રમાંક-૧૪૭)

ગુજરાતી લોંકાગચ્છની પૂજ્ય પરંપરા-( ) પૂ૦ જયરાજજી ( ) ઋ૦ મેઘરાજજી ( ) ઋ૦ કૃષ્ણાજી ( ) ઋ૦ બખતમલજી ( ) પૂ૦ ઋ૦ પરસરામજી ( ) જ્યોતિરૂપ, સં૦ ૧૮૯૫ ( ) હર્ષજી ( ) જિનદાસજી સં૦ ૧૯૧૦ આગરા.

પૃષ્ઠ ૮૨, કડી ૫ : તપાગચ્છ કમલકલશશાખા પટ્ટાવલી :

(૫૧) આ રત્નશેખરસૂરિ સ્વ૦ સં૦ ૧૫૧૭ (૫૩) આ૦ લક્ષ્મી-સાગરસૂરિ. આ૦ સોમદેવસૂરિ. આ૦ સોમદેવે કવિતકળાથી કુંભા રાણા, રાય માંડલિક અને પાવાપતિ જેસિંગદેવને રંજિત કર્યા હતા. ખંભાતમાં વાદ કરી રાત્રિભોજન ઉત્થાપ્યું હતું. (૫૪) આ૦ સોમદેવસૂરિ પટ્ટે આ૦ સુધાનંદનસૂરિ (૫) આ૦ સુમતિસુંદરસૂરિ, જેની ઉપદેશશક્તિ મહાન હતી. (૫૬) આ૦ કમલકલશસૂરિ, જેના નામથી સં૦ ૧૫૫૫થી 'કમલકળશગચ્છ' ચાલ્યો. તેમને શિરોહીનો રાજા બહુ માનતો હતો તેમનું "સહસ્રાવધાની" બિરુદ હતુ. (૫૭) જયકલ્યાણસૂરિ. તેમણે સં૦ ૧૫૬૬ ફા૦ શુ૦ ૧૦ અચળગઢ ઉપર પોરવાડ સહસાએ કરાવેલ ચોમુખજી મંદિરમાં મૂળનાયકની પ્રતિષ્ઠા કરી. (૫૮) ચારિત્રસુંદરસૂરિ. તેઓ પણ સં૦ ૧૫૬૬ની અચળગઢની પ્રતિષ્ઠામાં હાજર હતા. ('તપાગચ્છ કમલકલશશાખા પટ્ટાવલી,' તથા આબુ-અચળગઢના શિલાલેખના આધારે). ( આ પટ્ટાવલી પૃ૦ ૧૪૯માં છપાઇ છે. )

(૫૬) આ૦ કમલકલશસૂરિ (૫૭) મતિલાવણ્ય (૫૮) કનકકલશ. (૫૯) નણંદાચાર્ય. તેમણે સં૦ ૧૬૬૫માં 'કોકશાસ્ત્ર ચઉપાઇ' બનાવી.

પૃષ્ઠ ૮૩ કડી ૨ : ૫ 'કુતુબપુરાગચ્છ નિગમગચ્છ પટ્ટાવલી'—

૫૨ આ૦ શ્રીરત્નશેખરસૂરિ, સ્વ૦ સં૦ ૧૫૧૭, ૫૩. આ૦ લક્ષ્મીસાગર-સૂરિ. આ૦ સોમદેવસૂરિ. ૫૪. આ૦ સોમદેવસૂરિપટ્ટે આ૦ રત્નમંડનસૂરિ.

૫૫. આ૦ સોમજયસૂરિ. ૫૬. આ૦ ઇંદ્રનંદિ. તેમણે પાટણ પાસેના કતપુર કે કુતુબપુર ગામથી 'કુતુબપુરાગચ્છ' ચલાવ્યો, જે ગચ્છનાં બીજાં નામો કતપુર અને કતકપુર પણ મળે છે.

આ૦ કમળકલશથી સં૦ ૧૫૫૫ થી 'કમળકલશગચ્છ' શરૂ થયો છે, અને આ૦ હેમવિમલસૂરિની શિષ્ય પરંપરા 'તપગચ્છ પાલનપુરા ગચ્છ' અને 'હેમશાખા' એમ ત્રણ નામથી જાહેર થઈ છે, કુતુબપુરા ગચ્છમાંથી જ 'નિગમગચ્છ' નીકલ્યો હતો.

૫૭. ધર્મહંસસૂરિ, ૫૮. ઇંદ્રહંસસૂરિ.

૫૬. આ૦ ઇંદ્રનંદિસૂરિ ૫૭. આ૦ સૌભાગ્યનંદિસૂરિ ૫૮. આ૦ હંસ-સંયમસૂરિ ૫૯. આ૦ ઇંદ્રનંદિસૂરિ ૬૦. આ૦ સંયમસાગરસૂરિ ૬૧. આ૦ હંસવિમલસૂરિ.

કુતુબપુરા ગચ્છના આ૦ હર્ષવિનયે 'નિગમમત' ચલાવ્યો હતો, જેનું બીજું નામ "ભૂકટિયા" મત હતું. જો કે આ૦ હર્ષવિનયે પાછળથી તે

મતને છોડી દીધો હતો કિન્તુ બ્રાહ્મણોએ તે મતનું રક્ષણ કર્યું છે. નિગમ મતમાં તે સમયમાં રચાયેલ 'ઉત્તરારણ્યક' વગેરે ૩૬ ઉપનિષદોની પ્રધાનતા છે. એ ૩૬ ઉપનિષદનાં નામ અને અનુક્રમ નીચે પ્રમાણે છે:

૩૬ ઉપનિષદો : (૧) ઉત્તરારણ્યક, (૨) પંચાધ્યાય, (૩) બહુઋચ, (૪) વિજ્ઞાનઘનાર્ણવ, (૫) વિજ્ઞાનેશ્વરાખ્ય, (૬) વિજ્ઞાનગુણાર્ણવ, (૭) નવતત્ત્વનિદાનનિર્ણય, (૮) તત્વાર્થનિધિરત્નાકર, (૯) વિશુદ્ધાત્મગુણગંભીર, (૧૦) અર્હદ્ધર્માંમર્મનિર્ણય, (૧૧) ઉત્સર્ગાપવાદવચનાનેકતા, (૧૨) અસ્તિનાસ્તિવિવેકનિગમનિર્ણય, (૧૩) નિજમનોનયનાહ્લાદ, (૧૪) રત્નત્રયનિદાનનિર્ણય, (૧૫) સિદ્ધાગમસંકેતરતબક, (૧૬) ભવ્યજનભયાપહારક, (૧૭) રાગિજનનિર્વેદજનક, (૧૮) શ્રીમુક્તિનિદાનનિર્ણય, (૧૯) કવિજનકલ્પદ્રુમોપમ, (૨૦) સકલપ્રપંચપથનિદાન, (૨૧) શ્રાદ્ધધર્મસાધ્યાપવર્ગ, (૨૨) સપ્તનયનિદાન, (૨૩) બંધમોક્ષાપગમ, (૨૪) ઇષ્ટકમનીયસિદ્ધિ, (૨૫) બ્રહ્મકમનીયસિદ્ધિ, (૨૬) નૈષ્કર્મકમનીય, (૨૭) ચતુર્વર્ગચિંતામણિ, (૨૮) પંચજ્ઞાનસ્વરૂપવેદન, (૨૯) પંચદર્શનસ્વરૂપરહસ્ય, (૩૦) પંચચારિત્રસ્વરૂપરહસ્ય, (૩૧) નિગમાગમ વાક્યવિવરણ, (૩૨) વ્યવહારસાધ્યાપવર્ગ, (૩૩) નિશ્ચયૈકસાધ્યાપવર્ગ, (૩૪) પ્રાયશ્ચિત્તૈકસાધ્યાપવર્ગ, (૩૫) દર્શનૈકસાધ્યાપવર્ગ, (૩૬) વિરતાવિરતસમાનાપવર્ગ.

પૃષ્ઠ ૮૩ કંડી ૨ : તપાગચ્છ લઘુશાલા યાને લઘુપોષાલિક સોમશાખા પટ્ટાવલી (હર્ષકુલ પટ્ટાવલી)—

(૫૫) આ૦ શ્રી હેમવિમલસૂરિ. સ્વ૦ સં૦ ૧૫૮૩. તેમની પાસે લોંકામતના ઋ૦ હાના, ઋ૦ શ્રીપતિ, ઋ૦ ગણપતિએ દીક્ષા લીધી (શ્રીપતિના શિષ્ય હર્ષાનંદ અને તેના શિષ્ય ઉ. વિવેકહર્ષ તથા પરમાનંદ)

(૫૬) ક્રિયોદ્ધારક આ૦ શ્રીઆણંદવિમલસૂરિ સ્વ૦ સં૦ ૧૫૯૬, આ૦ શ્રીસૌભાગ્યહર્ષસૂરિ, શતાર્થી પં૦ હર્ષકુલ, પં૦ સંઘહર્ષ, પં૦ કુશલસંયમ, પં૦ શુભશીલ, પં૦ હર્ષકુલે 'સૂયગડાંગસૂત્ર દીપિકા' રચી. 'કવિકલ્પદ્રુમ' સટીક રચ્યો.

(૫૭) આ૦ સોમવિમલસૂરિ. ખંભાત પાસેના કંસારી ગામમાં પોરવાડ મંત્રી સમધરના વંશના રૂપવંતની પત્ની અમરાદેવીએ પિત્રિદાસ અને જસવંતને જન્મ આપ્યો. જસવંતકુમારનો સં૦ ૧૫૭૦ માં જન્મ, સં૦ ૧૫૭૪ માં વૈ. શુ. ૩ શનિવારે રોહિણી નક્ષત્રમાં આ૦ હેમવિમલસૂરિના હાથે મુનિ સૌભાગ્યહર્ષના શિષ્યરૂપે અમદાવાદમાં સં૦ ભૂભંચે કરેલ દીક્ષા ઉત્સવમાં દીક્ષા. નામ સોમવિમલ, તેમના ગુરુજીને સં૦ ૧૫૮૩માં

સૂરિપદ. ત્યાર પછી મુનિ સોમવિમલને સં૦ ૧૫૯૦માં ખંભાતમાં ગણિપદ, સં૦ ૧૫૯૪ ફા. વ. ૫ શિરોહીમાં પંન્યાસ પદ, સં૦ ૧૫૯૫ વીજાપુરમા ઉપાધ્યાય પદ, સં૦ ૧૫૯૭ આ. શુ. ૫ ગુરુવારે અમદાવાદમાં ગુરુજીના હાથે સૂરિપદ, સં૦ ૧૬૦૫ ના મહા શુદ ૫ ખંભાતમાં ગચ્છનાયક પદ, અને સં૦ ૧૬૩૭ માગશરમાં સ્વર્ગગમન. તેમણે ૪ વર્ષની ઉંમરે દીક્ષા લીધી હતી. અજારી તીર્થમાં જઈ શારદાની આરાધના કરી વર મેળવ્યો હતો. તેમના ઉપદેશથી વિજાપુરના દોશી તેજાએ સિદ્ધાચલનો સંઘ કાઢયો હતો જેમાં ૪ લાખ દ્રવ્ય ખરચ્યું હતુ. તેમણે સં૦ ૧૫૯૯માં પાટણમાં, સં૦ ૧૬૦૦ માં દીવમાં, ધોળકામાં, ખંભાતમાં સં૦ ૧૬૦૧માં આમોદમાં, સં. ૧૬૦૨ મા અમદાવાદમાં, સં૦ ૧૬૦૩ માં અમદાવાદમાં, ગોલનગરમાં, ઇડરમાં, સં૦ ૧૬૦૯ માં રહબિદપુરમાં સં૦ ૧૬૧૯ માં ખંભાતમાં, સં૦ ૧૬૨૦ માં નંદુરબારમાં, સં૦ ૧૬૨૩ માં અમદાવાદમાં, એમ જુદા જુદા સ્થાનમાં વિવિધ અભિગ્રહો લીધા હતા, જે દરેક પૂરા થયા હતા તેમણે સં૦ ૧૬૧૧ માં પાટણમાં અંજનશલાકા તથા પ્રતિષ્ઠા કરાવી. તેઓ શતાર્થી બિરુદના ધારક હતા. તેમણે 'કલ્પસૂત્ર'નો ટબો, 'સંઘચરિત્ર, નવકાર ચોપાઈ' સં૦ ૧૬૦૫, ધમ્મિલકુમાર રાસ ખંભાતમાં સં૦ ૧૬૧૫, ચંપકશ્રેષ્ઠિરાસ વિરાટનગરમાં સં૦ ૧૬૨૨, શ્રેણિકરાસ સં૦ ૧૬૩૦ કુમારગિરિમા, ક્ષુલ્લકકુમારરાસ અમદાવાદના રાજપરામાં સં૦ ૧૬૩૩, કુમારગિરિમંડણ શાંતિનાથ સ્તવન દુહા ૩૮, પગલા દિનપ્રમાણ અને લગનમાન દુહા ૨૫, 'સ્તવન ગીત' વગેરેની રચના કરી છે.

તેઓ અષ્ટાવધાની, ઇચ્છાલિપિવાચક, વર્ધમાન વિદ્યા, સૂરિમંત્ર સાધક, ચોર્યાદિભય નિવારક, સંદેશદ્વારા વંદનથી વિવિધ રોગના હરનાર, પાદ પ્રક્ષાલનથી સુખપ્રસૂતિકરણ પ્રભાવવાળા ઈત્યાદિ મહિમાવાળા હતા.

તેમને આ૦ આણંદસોમ, આ૦ હંસસોમ, ઉ. દેવસોમગણિ પં૦ વિદ્યારત્નગણિ, પં૦ વિદ્યાવિજયગણિ, પં૦ હર્ષદત્ત, પં૦ લક્ષ્મીભદ્ર વગેરે ૨૦૦ સાધુ શિષ્યો હતા.

આ૦ આણંદસોમસૂરિનો ૧૫૯૦ માં જન્મ, સં૦ ૧૬૦૧ માં કા૦ શુ૦ ૧૫ દીક્ષા, સં૦ ૧૬૧૧માં પંન્યાસ પદ, સં૦ ૧૬૨૫ માં પાટણમાં સૂરિપદ અને સં૦ ૧૬૩૬ ભા૦ વ૦ ૫ માં સ્વર્ગ. તેમણે સં૦ ૧૬૧૯ માં નંદરબારમાં 'સોમવિમલસૂરિ રાસ' ગા૦ ૧૫૬ની રચના કરી છે. તેઓ ગુરુજીની વિદ્યમાનતામાં જ કાલધર્મ પામ્યા એટલે આ૦ સોમવિમલસૂરિએ આ૦ હેમસોમને સૂરિપદ આપી પટ સોંપ્યો. આ૦ હંસસોમસૂરિપટ્ટે

આ૦ વિશાલસોમ શિષ્ય પં૦ જિનકુશલ શિષ્ય લક્ષ્મીકુશલે સં૦ ૧૬૮૪'માં 'વૈદ્યકસારરત્નપ્રકાશ' બનાવ્યો. પં૦ હર્ષદત્તે સં૦ ૧૬૦૧ માં 'અગડદત્ત રાસ' બનાવ્યો પં૦ લક્ષ્મીભદ્રની શિષ્ય પરંપરાના ઉદયશીલ, ચારિત્રશીલ, પ્રમોદશીલના શિષ્ય દેવશીલે સં૦ ૧૬૧૯ના બીજા શ્રાવણમાં વડગામમાં 'વેતાલપચ્ચીશી' બનાવી.

(૫૮) આ૦ હેમસોમસૂરિ–તેમનો સ૦ ૧૬૨૩ માં વીસા પોરવાડ જોધરાજની પત્ની રૂડીબાઇની કૂંખથી જન્મ, સં૦ ૧૬૩૦ માં વડગામમાં દીક્ષા, સં૦ ૧૬૩૫ માં પંન્યાસ પદ, સં૦ ૧૬૩૬ ના વૈ૦ વ૦ ૨ સૂરિપદ, અને સં૦ ૧૬૭૯ માં સ્વર્ગ.

(૫૯) આ૦ વિમલસોમસૂરિ સ્વ૦ સં૦ ૧૬૮૮. (૬૦) વિશાલસોમસૂરિ.

(૬૧) આ૦ ઉદયવિમલસૂરિ–આ૦ ઉદયસોમસૂરિ, આ૦ શાંતિસોમસૂરિ, પં૦ વિમલગણિ, પં૦ વિમલગણિ શિષ્ય પં૦ ધનવિમલે સં૦ ૧૭૭૧ 'પન્નાવણાસૂત્ર ટબો' બનાવ્યો.

(૬૨) ગજસોમસૂરિ તેમણે અમરતપુરમાં શાંતિસોમસૂરિનુ અપમાન કર્યું તેણે રાખેલ પંચકેશ ખેંચી કાઢયા એટલે શાંતિસોમસૂરિએ ગજસોમસૂરિનો પટ્ટો બંધ કર્યો.

(૬૩) મુનીંદ્રસોમસૂરિ. (૬૪) રાજસોમસૂરિ. (૬૫) આણંદસોમસૂરિ. (૬૬)દેવેદ્રવિમલસોમસૂરિ. (૬૭) તત્ત્વવિમલસૂરિ. (૬૮) પુણ્યવિમલસૂરિ.

(૬૫) આનંદવિમલ સોમસૂરિ, (૬૬) મુનીંદ્રસોમસૂરિ, (૬૭) કેસરસોમજી, (૬૮) સોમજી, (૬૯) કસ્તૂરસોમજી, (૭૦) રત્નસોમજી, (૭૧) રાયચંદજી સં૦ ૧૮૬૯ આ૦ શુ૦ ૨ બુધવાર મુ૦ કડા.

('લઘુપોષાલિકગચ્છ પટ્ટાવલી' તથા જૈન ઐતિહાસિક ગૂર્જરકાવ્ય સંચય' રાસ સારના આધારે)

પૃષ્ઠ ૮૩, કડી ૫ : કડુઆમતની પટ્ટાવલી—

(૧) કડુઆશાહ નાડોલાઇના મહં૦ કાનજીના પુત્ર કડવાએ આંચલિક શ્રાવકના ઉપદેશથી વૈરાગ્ય પામી રૂપપરમાં આગમિયા ગચ્છના પં૦ હરિકીર્તિ પાસેથી શાસ્ત્રજ્ઞાન મેળવી પાંચમા આરામાં મુનિપણું પાળવું દુષ્કર જાણી ગૃહસ્થવેષે સંવરી બની "કડુઆમત" ચલાવ્યો. તેણે પ્રરૂપણા કરી કે ૧ સ્થાપના પ્રમાણ, ૨ શ્રાવકપ્રતિષ્ઠા કરે, ૩ સ્રીઓ પૂજા કરે, ૪ દેરાસરમાં પાઘડી ઉતારીને દેવવંદન કરવું, ૫ દેવવંદનમાં થોયો ત્રણ કહેવી, ૬ શાસ્ત્રાનુસાર

સામાયિક પ્રતિક્રમણ કરવાં, ૭ વિશેષ સામાયિક કરવાં, ૮ સામાયિકમાં મુહપત્તિ ચરવળો રાખવાં, ૯ સામાયિક લઈ ઇરિયાવહી કરવી, ૧૦ પર્વ સિવાય પણ પોષધ કરવો, ૧૧ પોષધ ત્રિવિહાર ચોવિહાર થાય, ૧૨ બીજું વાંદણું બેઠાં બેઠાં દેવું, ૧૩ પુનમે પાખી કરવી, ૧૪ ચોથે સંવત્સરી કરવી, ૧૫ બે શ્રાવણ હોય ત્યારે બીજા શ્રાવણમાં સંવત્સરી કરવી, ૧૬. બે કાર્તિક હોય ત્યારે બીજા કાર્તિકે ચોમાસી કરવી, ૧૭ માલારોપણ નહીં, ૧૮ વાસી કઠોળનો ત્યાગ, ૧૯ દ્વિદલ ભક્ષવાનો ત્યાગ, ૨૦ વીરનાં પાંચ કલ્યાણકમાન્ય, ૨૧ અત્યારે દશમુ અચ્છેરું ચાલે છે, ૨૨ સૂત્રપંચાંગી ઇત્યાદિ અનેક બોલની પ્રરૂપણા કરી. વધુમાં સંવરી ગૃહસ્થના ૧૦૧ બોલ પુરુષને, શીલપાલનના ૧૦૪ બોલ, સ્ત્રીઓને શીલપાલનના ૧૧૩ બોલની પ્રરૂપણા કરી.ઘણા સંવરી શ્રાવક બનાવ્યા.ઘણા શહેરોમાં પોતાનો મત ફેલાવ્યો. મૃત્યુ સં૦ ૧૫૬૪ (૧૫૬૨), (૨) શા. ખીમજી મૃત્યુ સં૦ ૧૫૭૧, (૩) વીરા મૃત્યુ સં૦ ૧૬૦૧, (૪) શા. જીવરાજ મૃ૦ સં૦ ૧૬૪૪, (૫) શા૦ તેજપાલ મૃ૦ સં૦ ૧૬૪૬, (૬) શા૦ રતનપાલ મૃ૦ સં૦ ૧૬૬૧, (૭) શા. જિનદાસ મૃ૦ સં૦ ૧૬૭૦, (૮) શા૦ તેજપાલ વિદ્યમાન સં૦ ૧૬૮૪, (૯) શા૦ કલ્યાણ વિદ્યમાન સં૦ ૧૬૮૪, (૧૦) શા૦ ભલ્લુ, (૧૧) શા૦ ભાણુ, ('કડુઆમતની લઘુપટ્ટાવલી' જૈ૦ સા૦ સં૦ ખં૦ ૩ અં ૩ સ૦ ૧૯૮૪)

પૃષ્ઠ ૮૩, કડી ૫ : વિજયમતપરંપરા—

(૧) વિજયઋષિ. તેમના નામથી વિજયમત ચાલ્યો, વિ૦ સં૦ ૧૫૭૦, (૨) ઋષિ ધર્મદાસજી, (૩) ખેમસાગરજી, (૪) પદ્મસાગરજી, (૫) ગુણસાગરજી. તેમણે સં૦ ૧૬૭૬માં 'ઢાલસાગર રાસ' બનાવ્યો, (૬) ઋષિ કેશરાજજી. તેમણે સં૦ ૧૬૮૩માં આતરોલી કે આતરસુબામાં ક૦ સ૦ આ૦ શ્રીહેમચંદ્રસૂરિના રામચરિત્રના આધારે 'રામયશોરસાયન રાસ' બનાવ્યો સ્થાનકમાર્ગી સમાજમા આ રાસ પ્રત્યે ઘણો આદર છે*

* અમદાવાદના મોતીલાલ મનસુખરામ શાહ 'જનહિતેચ્છુ'ના તંત્રીએ આ રાસ પ્રકાશિત કર્યો હતો પરંતુ તે પૂર્વાગ્રહવાળા સ્થાનકમાર્ગી જૈન હોવાથી તેમણે મૂળ રાસમા રહેલ જિન પ્રતિમાના પાઠોને ઉડાવી તેને સ્થાને ઈચ્છા પ્રમાણે પાઠો ગોઠવી તે રાસ છપાવ્યો હતો પછી સુરતના શેઠ જીવણચંદ સાકરચંદ જવેરીએ સં૦ ૧૯૭૦મા શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી 'શ્રીઆનંદકાવ્ય મહોદધિ' મૌક્તિક બીજામાં આ રાસ અસલીરૂપમાં પ્રકાશિત કર્યો છે. સાથોસાથ મોતીલાલશાહે કરેલ પાઠોની ઉઠાવગીરીને પણ મુખબંધમા સાફ સાફ સપ્રમાણ જાહેર કરી દીધી છે રાસની રચનાશૈલી રસભરી અને સુંદર છે.

પૃષ્ઠ ૮૩, કડી ૬ : પાયચંદગચ્છ પટ્ટાવલી—

(૫૪) પાર્શ્વચંદ્રસૂરિ, આ૦ વાદીદેવસંતાનીય નાગોરીતપગચ્છની પરંપરામાં આ૦ પૂર્ણચંદ્રસૂરિ, આ૦ હેમહંસ, આ૦ લક્ષ્મીનિવાસ, પં૦ પુણ્યરત્ન, પં૦ સાધુરત્નના શિષ્ય ઉ૦ પાર્શ્વચંદ્ર થયા છે. તેમણે ભ૦ સોમરત્નસૂરિ પાસે ભણી સં૦ ૧૫૭૨માં 'પાયચંદમત' ચલાવ્યો તેમને વિજયદેવ શિષ્ય હતા, તે પ્રથમ આચાર્ય બન્યા હતા, તે જ આ૦ વિજયદેવે ઉ૦ પાર્શ્વચંદ્રને આચાર્યપદ આપ્યું. તેમજ બ્રહ્મર્ષિને પણ સૂરિપદ આપી આ૦ વિનયદેવસૂરિ બનાવ્યા. આ૦ વિજયદેવસૂરિ સં૦ ૧૬૦૧માં સ્વર્ગે ગયા, આ૦ પાર્શ્વચંદ્રને જોધપુરનો રાજા માલદેવ બહુ માનતો હતો. 'હીરસૌભાગ્ય' પ્રશસ્તિમા લખ્યું છે કે જ્યારે જગર્ષિએ વાદ જાહેર કર્યો ત્યારે આ૦ પાર્શ્વચંદ્રે જોધપુરના રાજા માલદેવનું શરણ લીધુ હતું. તેમનું સં૦ ૧૧૬૨માં જોધપુરમાં સ્વર્ગગમન થયું

(૫૫) સમરચંદ્રસૂરિ સ્વ૦ સં૦ ૧૬૨૬ (૫૬) રાજચંદ્રસૂરિ (૫૭) વિમલચંદ્રસૂરિ, તેમના શિષ્ય પૂંજા ઋષિ મોટા તપસ્વી હતા. (૫૮) જયચંદ્રસૂરિ સ્વ૦ સં૦ ૧૬૯૯ (૫૯) પદ્મચંદ્રસૂરિ. તેમણે રાસ, સ્તવનો, સજ્ઝાયો, પૂજા રચેલ છે. સ્વ૦ સં૦ ૧૭૪૪, (૬૦) મુનિચંદ્રસૂરિ સ્વ૦ સં૦ ૧૭૫૦ (૬૧) નેમિચંદ્રસૂરિ, સ્વ૦ સં૦ ૧૭૯૭ જગચ્ચંદ્ર ગણિ શિષ્ય લક્ષ્મીચંદ્રે 'જ્યોતિષની સારણી' બનાવી (૬૨) કનકચંદ્રસૂરિ (૬૩) શિવચંદ્રસૂરિ સ્વ૦ સં૦ ૧૮૨૩ (૬૪) ભાનુચંદ્રસૂરિ, (૬૫) વિવેકચંદ્રસૂરિ, (૬૬) લબ્ધિચંદ્રસૂરિ, ઉ૦ સાગરચંદ્ર શિષ્ય જગત પંડિત જિનચંદ્રગણિએ સં૦ ૧૮૫૪થી ૧૮૮૩ માં 'સિદ્ધાંતરત્નિકા વ્યાકરણ' તથા 'જાતકગ્રંથ' બનાવ્યા છે. તે મહાન વિદ્વાન સમર્થ વ્યાખ્યાતા હતા, તેના ઉપદેશથી ઉદેપુરના દીવાન પટવા જોરાવર મલજીએ પચ્ચીસ લાખ રૂપિયા ખરચી સિદ્ધાચળનો સંઘ કાઢયો હતો અને ત્યાં ભાટોનો ઉપદ્રવ હતો તેને દૂર કર્યો હતો. (૬૭) હર્ષચંદ્રસૂરિ સ્વ૦ સં૦ ૧૯૧૩-શંખેશ્વરમાં, (૬૮) હેમચંદ્રસૂરિ સ્વ૦ સં૦ ૧૯૪૦ (૬૯) આ૦ ભ્રાતૃચંદ્રસૂરિ તેમણે ક્રિયોદ્ધાર કર્યો સ્વ૦ સં૦ ૧૯૭૨ (૭૦) આ૦ સાગરચંદ્રસૂરિ. સ્વ૦ સં૦ ૧૯૯૩ ('નાગપુરીય બૃહત્તપાગચ્છની પટ્ટાવલી'ના આધારે)

સુધર્માગચ્છની પરંપરા—૧ વિજયદેવસૂરિ. આ૦ પાર્શ્વચંદ્રસૂરિને વિજયદેવ શિષ્ય હતા. તે પ્રથમ આચાર્ય બન્યા અને પછી તેમણે જ ઉ૦ પાર્શ્વચંદ્રને તથા બ્રહ્મર્ષિને સૂરિપદ આપ્યું. બ્રહ્મર્ષિનું નામ વિનયદેવસૂરિ. ૨ ભ૦ વિનયદેવસૂરિ. તેમણે સં૦ ૧૬૦૨માં 'સુધર્માગચ્છ' ચલાવ્યો. ૩ ભ૦

વિનયકીર્તિસૂરિ. ૪ ભ૦ વિજયકીર્તિસૂરિ. ૫ ભ૦ જ્ઞાનકીર્તિસૂરિ. ૬ ભ૦ સુમતિકીર્તિસૂરિ.

**પૃષ્ઠ ૮૪, કડી ૯: "વટપદ્રનયર."**

અહીં વટપદ્રનયર શબ્દથી પાટણ પાસેનું વડાલી ગામ સમજવું કેમકે આ૦ વિજયદાનસૂરિજી વડાલીમાં સ્વર્ગે ગયા છે અને ત્યાંથી તેમની ચરણપાદુકા પણ મળેલ છે.

**પૃષ્ઠ ૮૫, કડી ૧૧:** તપારત્ન પટ્ટાવલી—

(૫૭) આ૦ શ્રીવિજયદાનસૂરિ, (૫૮) આ૦ વિજયરાજસૂરિ. તેઓ અસલમાં ઉપકેશગચ્છની દ્વિવંદનીક શાખાના ૬૯મા પટ્ટધર હતા. તેમનું પ્રથમ નામ જીવકલશ મુનિ, તે સં૦ ૧૫૮૪માં કક્કસૂરિ નામે આચાર્ય થયા હતા. તેમણે ચૌદશ પુનમના શાસ્ત્રાર્થમાં ચૌદશની પાખી સ્થાપી. મહમ્મુદખાનને ચમત્કાર બતાવી "રાજવલ્લભ" બિરુદ મેળવ્યું. આથી લોકો તેમને રાજવલ્લભસૂરિ તરીકે ઓળખતા હતા. પછી તેમણે સં૦ ૧૫૮૪માં મગશીજીમાં આ૦ આણંદવિમલસૂરિના હાથે ફરી યોગોદ્વહન કરી મુનિમાર્ગ સ્વીકાર્યો. તેનું અસલ નામ રામકુમાર હતુ. બિરુદ રાજવલ્લભનું હતુ એટલે રાજવિજય નામ રાખ્યુ અને આ૦ વિજયદાનસૂરિના શિષ્ય બનાવી યુવરાજપદે સ્થાપ્યા. તે ત્યાગી હતા એટલે ઘણી લબ્ધિઓ ઉત્પન્ન થઇ અને તેમા ફસાઇ શિથિલ બની ગયા. આ તરફ આ૦ વિજયદાનસૂરિએ સં૦ ૧૬૧૦મા આ૦ હીરવિજયસૂરિને સૂરિપદ આપ્યુ એટલે તેઓ પણ શિથિલાચાર અને બારેજાનો પરિગ્રહ છોડી, ગુરુ પાસે આવ્યા. ગુરુએ તેમને સૂરિપદે રાખ્યા અને તેઓ સં૦ ૧૬૨૪માં ઝીંઝુવાડામાં સ્વર્ગે ગયા તેમનાથી તપગચ્છની 'રત્નશાખા' નીકળી. તેમના શિષ્ય દેવવિમલગણિએ 'પાંડવચરિત્ર' બનાવ્યું છે. (૫૯) રત્નવિજયસૂરિ, (૬૦) હીરરત્નસૂરિ, (૬૧) જયરત્નસૂરિ સ્વર્ગ સં૦ ૧૭૩૪, (૬૨) ભાવરત્નસૂરિ, (૬૩) દાનરત્નસૂરિ, (૬૪) કીર્તિરત્નસૂરિ, (૬૫) મુક્તિરત્નસૂરિ, (૬૬) પુણ્યોદયરત્નસૂરિ, (૬૭) અમૃતરત્નસૂરિ, (૬૮) ૬૮ ચંદ્રોદયરત્નસૂરિ, (૬૯) સુમતિરત્નસૂરિ, (૭૦) ભાગ્યરત્નજી, જે ખેડાની ગાદીએ હતા ત્યારે અવસાન પામ્યા છે.

(૫૭) વિજયદાનસૂરિ, (૫૮) વિજયરાજસૂરિ, (૫૯) રત્નવિજયસૂરિ, (૬૦) હીરરત્નસૂરિ, (૬૧) લબ્ધિરત્ન, (૬૨) મેઘરત્ન, (૬૩) શિવરત્ન (૬૪) સિદ્ધિરત્ન, (૬૫) ઉપા૦ ઉદયરત્નજી, જેઓ સમર્થ કવિ હતા, અને દરેક રસોને યથાર્થ સ્થાને ઉપસાવી શકતા હતા (૬૬) ઉત્તમરત્ન, (૬૭)

જિનરત્ન, (૬૮) ક્ષમારત્ન, (૬૯) રાજરત્ન, (૭૦) અનોપરત્ન, (૭૧) તેજરત્ન, (૭૨) ઉ૦ ગુણરત્નજી આકોલામાં અવસાન પામ્યા.

(૬૦) હીરરત્ન, (૬૧) લબ્ધિરત્ન, (૬૨) સિદ્ધિરત્ન, (૬૩) હર્ષરત્ને સં૦ ૧૬૯૬માં 'નેમિરાસ-વસન્તવિલાસ' રચ્યા.

(૫૩) આ૦ લક્ષ્મીસાગરસૂરિ (૫૪) ઉ૦ ચંદ્રરત્ન (૫૫) ઉભયભૂષણ-ઉભયલાવણ્ય, (૫૬) પં. હર્ષકનક -હર્ષલાવણ્ય, (૫૭) પં૦ વિવેકરત્ન (૫૮) પં૦ શ્રીરત્ન, (૫૯) ઉ૦ રાજરત્ન આ૦ વિશાલસોમરાજ્યે સં૦ ૧૬૯૬માં વિદ્યમાન.

પૃષ્ઠ ૮૯, કડી ૧૦: મુકુન્દ બ્રહ્મચારીનો પરિચય—

પ્રયાગના બ્ર૦ મુકુન્દે બાદશાહતથી લોભાઇ બીજા ભવમાં બાદશાહ થવાનું નિયાણું કરી સં૦ ૧૫૯૮માં જૂના પીપળાને સળગાવી તેમાં પોતાનું બલિદાન આપ્યું અને બાદશાહ હુમાયુની પત્ની મરિયમ મકાની અપરનામ હમીદા બેગમની કુક્ષિથી સં૦ ૧૫૯૯ કા૦ વ૦ ૬ ને દિને બીઘેગઢમાં જન્મ લીધો. તે જ બાદશાહ અકબર થયો. બ્ર૦ મુકુંદનો મોટો ચેલો મરી સં૦ ૧૫૬૨માં જન્મ લઈ કવિ નરહરિ તરીકે પ્રસિદ્ધ થયેલ છે. બ્ર૦ મુકુન્દે પોતાનો હોમ કર્યો તે સ્થાનેથી બા૦ અકબરને તપાસ કરતાં એક તામ્રપત્ર મળ્યું હતું તેમાં નીચે પ્રમાણે શ્લોક હતો.

**वसुनिधिशरचंद्रे तीर्थराजप्रयागे,**
**तपसि बहुलपक्षे द्वादशीपूर्वयामे ।**
**शिखिनि तनु जुहोम्यखण्डभूमण्डाधिपत्ये,**
**सकलदुरितहारी ब्रह्मचारी मुकुन्दः ॥१॥**

(નરહરિ મહાપાત્રકૃત છપ્પય, કવિ દયાલજીકૃત કવિત્ત, 'વિશાલભારત' સન ૧૯૪૬ ડિસેમ્બર, બીજા અંકો, સન ૧૯૪૮ એપ્રિલનો અંક વગેરે.

પૃષ્ઠ ૯૧, કડી ૧ અને પૃષ્ઠ ૯૫, કડી ૧૫ : ઉ૦ શ્રી શાંતિચંદ્રગણિ વગેરેની પરંપરા—

(૫૭) શ્રી વિજયદાનસૂરિ (૫૮) આ૦ શ્રી વિજયહીરસૂરિ, પં૦ સહજકુશલગણિ, (૫૯) ઉપાધ્યાય શ્રી સકલચંદ્રગણિ. જેમણે સં૦ ૧૬૪૩માં 'મૃગાવતી આખ્યાન, વાસુપૂજ્ય જિનપુણ્યપ્રકાશ રાસ, સાધુવંદના, સત્તર ભેદી પૂજા, એકવીશ પ્રકારી પૂજા, બારભાવના સજ્ઝાય, વીરવર્ધન જિનવેલી, ગણધરવાદ સ્તવન, સાધુ કલ્પલતા, મહાવીર હીંચ સ્તવન સં૦ ૧૬૬૦, ઋષભ સમતા સરળતા સ્તવન કડી ૩૧, દીવાળી સ્તવન, સીમંધરસ્વામીને

કુમતદોષ વિનતિ, ગૌતમપૃચ્છા, દેવાનંદા સ્વાધ્યાય, સજ્ઝાયો, પ્રતિષ્ઠાકલ્પ' વગેરે બનાવ્યાં છે. (૬૦) ઉ૦ શ્રી શાંતિચન્દ્રગણિ. તેમણે ઘડરમાં નારાયણ રાજાની સભામાં દિગમ્બરવાદી ભૂષણને જીત્યો, જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિની 'પ્રમેયરત્ન-મંજૂષા' ટીકા વગેરે ગ્રંથો બનાવ્યા, બાદશાહ અકબરને દયાપ્રેમી બનાવ્યો. (૬૧) અમરચંદ્ર. સં૦ ૧૬૭૮માં 'કુલધ્વજ રાસ' પ્રકાશ્યો છે. સં૦ ૧૬૭૯માં 'સીતાવિરહ લેખ' રચ્યો 'યુગપ્રધાન સજ્ઝાય' ગાથા ૧૬ બનાવી.

(૫૭) આ૦ વિજયદાનસૂરિ (૫૮) ઉ૦ શ્રીકરણ, તેમણે 'સીમંધર-સ્વામી સ્તવન' બનાવ્યુ (૫૯) પં૦ તેજપાલ. તેમણે પ્રતિમા પાઠગર્ભિત ભગવાનપાર્શ્વનાથનું સ્તવન બનાવ્યુ.

(૫૭) આ૦ વિજયદાનસૂરિ (૫૮) આ૦ વિજયહીરસૂરિ (૫૯) ઉ૦ સકલચન્દ્રગણિ (૬૦) મુનિ લક્ષ્મીચંદ્ર (૬૧) મુનિચંદ્રજી (૬૨) વૃદ્ધિચંદજી (૬૩) માનચંદજી (૬૪) તેજચંદજીએ 'પુણ્યસાર રાસ' બનાવ્યો.

(૫૭) આ૦ શ્રીવિજયદાનસૂરિ (૫૮) આ૦ શ્રીવિજયહીરસૂરિ (૫૯) ઉપાધ્યાય સકલચન્દ્રગણિ (૬૦) ઉ૦સૂરચંદ્રગણિ (૬૧) ઉ૦ ભાનુચન્દ્ર-ગણિ (૬૨) પં૦ દેવચંદ્રગણિ પોતાની માતા, પોતે રામચંદ્ર તથા નાનો ભાઈ ત્રણેએ આ૦ વિજયસેનસૂરિના ઉપદેશથી દીક્ષા લીધી. બન્નેનું નામ મુનિ દેવચંદ્ર, મુનિ વિવેકચંદ્ર રાખવામાં આવ્યું. મુનિ દેવચંદજીએ ઉ૦ ભાનુચન્દ્રજી ગણિ પાસે અભ્યાસ કર્યો આ૦ વિજયસેનસૂરિના હાથે સં૦ ૧૬૬૫માં પંન્યાસપદ લીધું. ત્યારથી તેઓ નિત્ય એકાસણું, ગંઠસી, દ્રવ્ય મર્યાદા, ગોળનો ત્યાગ, કડાઈ વિગઈનો ત્યાગ, દર મહિને ૭ ઉપવાસ વગેરે તપસ્યા કરતા હતા. તેમણે સં૦ ૧૬૯૭માં સરોતરામાં પાચ દિવસનું અનશન કરી સ્વર્ગગમન કર્યું. તેમણે 'જિનશતક, વિચારષટ્ત્રિંશિકા, પૃથ્વીચંદરાસ સં૦ ૧૬૯૬, નવતત્ત્વ, શત્રુંજય પરિપાટી સ્તવન ગા. ૧૧૮, મહાવીરભવ સ્તવન, પોસીના પાર્શ્વ-સ્તવન, શંખેશ્વર પાર્શ્વસ્તવન, નેમિનાથ સ્તવન' વગેરે બનાવ્યાં છે.

('જૈન સત્યપ્રકાશ' વ૦ ૨ પૃ૦ ૬૨૭)

(૬૧) ઉ૦ શ્રીભાનુચંદ્રગણિ (૬૨) કપૂરચંદગણિ (૬૩) પ૦ કનક-ચંદ્રગણિ (૬૪) મયાચન્દ્રગણિ (૬૫) ભક્તિચન્દ્રગણિ (૬૬) મુનિ ઉત્તમચંદ્ર-ગણિ (૬૭) જિનચંદ્રગણિ (૬૮) પ્રેમચંદ્રગણિ (૬૯) પ્રાગચંદજી તેમણે ભ૦ વિજયજિનેન્દ્રસૂરિ સુધીની પટ્ટાવલી પાના ૧૭ લખી. ( પાલનપુર ભંડાર )

(૬૧) મહો૦ ભાનુચંદ્રગણિ (૬૨) પં૦ ભાવચંદ્રગણિ (૬૩) પં૦ કનકચંદ્રગણિ (૬૪) પં૦ કપૂરચંદ્રગણિ (૬૫) પ૦ મયાચંદ્રગણિ (૬૬)

પં૦ ભક્તિચંદ્રગણિ (૬૭) પં૦ ઉદયચંદ્રગણિ. (૬૮) પં૦ ઉત્તમચંદ્ર ગણિ. તેમણે સં૦ ૧૮૦૧ વૈ૦ વ૦ ૧૩ બુધે ઠીસામાં 'વૃંદારુવૃત્તિ ટબો' ગ્રં૦ ૨૭૨૦ રચ્યો. (પ્રશસ્તિસંગ્રહ, પૂના)

(૫૮) આ૦ હીરવિજયસૂરિ (૫૯) મેઘજીઋષિ અપરનામ ઉદ્યોતવિજયજી તે લોંકાગચ્છીય કુંઅરજી ઋષિના શિષ્ય હતા. તેમણે ૨૮ ઋષિઓ સાથે આ૦ હીરવિજયસૂરિ પાસે આવી સં૦ ૧૬૨૮માં આ૦ વિજયસેનસૂરિ હાથે સંવેગી દીક્ષા સ્વીકારી. તેમને સં૦ ૧૬૫૬માં ઉપાધ્યાય પદ મળ્યું (૬૦) ઋષિ અપરનામ ગુણવિજયગણિ (૬૧) સંઘવિજય, તેમણે સં૦ ૧૬૭૪માં 'કલ્પ પ્રદીપિકા ગ્રં૦ ૩૩૦૦, સં૦ ૧૬૬૯માં ઋષભ સ્તવન, સં૦૧૬૭૯માં અમરસેન વયરસેન આખ્યાન, સિંહાસન બત્રીશી' વગેરે બનાવ્યાં.

(૫૮) આ૦ હીરવિજયસૂરિ (૫૯) મેહમુનિ (૬૦) કલ્યાણકુશલ (૬૧) દયાલકુશલ. તેમણે સં૦ ૧૬૪૯માં 'લાભોદય રાસ તથા તીર્થમાલા' બનાવ્યાં.

(૫૯) મેહર્ષિ (૬૦) દામર્ષિ (૬૧) રતનકુશલ. તેમણે સં૦ ૧૬૫૨માં 'પાર્શ્વ સ્તવન' રચ્યું.

(૧) પં૦ શ્રીપતિ. તેમને આઠ વિદ્વાન શિષ્યો હતા, (૨) પં૦ જગર્ષિ મહાતપસ્વી અને લબ્ધિસંપન્ન હતા. તેમણે સૌરાષ્ટ્રમાં લુંકામતનો પ્રચાર કર્યો. ઉ૦ પાર્શ્વચંદ્રને શાસ્ત્રાર્થ માટે ચેલેંજ આપી. ઉપાધ્યાય જોધપુરમાં માલદેવ રાજાને શરણે ચાલ્યા ગયા. તેઓ પ્રકાંડ વિદ્વાન હતા. (૩) પં૦ સિંહવિમલગણિ તેઓ વિદ્વાન અને વાદી હતા. (૪) પં૦ દેવવિમલગણિ. તેમણે સ્વોપજ્ઞટીકાયુક્ત 'હીરસૌભાગ્ય મહાકાવ્ય' રચ્યું.

(૫૫) આ૦ હેમવિમલસૂરિ (૫૬) પં૦ કુશલમાણિક્ય (૫૭) પં૦ હાનર્ષિ અપરનામ સહજકુશલગણિ (૫૮) મેહર્ષિ (૫૯) પં૦ કલ્યાણકુશલગણિ (૬૦) પં૦ દયાકુશલગણિ (૬૧) પં૦ રવિકુશલગણિ (૬૨) પં૦ દેવકુશલગણિ તેમણે સં. ૧૭૫૧ ચૈ. વ. ૧૪ શ્રીપુરમાં 'પ્રાકૃત પટ્ટાવલીની પૂરણી' સાથે ભ. વિજયરત્નસૂરિ સુધીની ગુજરાતી 'તપગચ્છ પટ્ટાવલી' પાનાં ૧૦ રચ્યાં (૬૩) પં૦ વિદ્યાકુશલ, પં ચતુરકુશલ (૬૪) પં ચતુરકુશલ શિષ્ય રાજકુશલ, પ્રેમકુશલ સં૦ ૧૭૫૧, શ્રીપુર બંદર.

(૫૫) આ૦ હેમવિમલસૂરિ (૫૬) ઉ૦ જિનમાણિક્ય અમદાવાદમાં સં૦ ૧૫૨૯માં તેમણે મંત્રી ગદાકે લખાવેલ 'સિદ્ધપ્રાભૃત ટીકા'નું સંશોધન કર્યું. (૫૭) મહો૦ અનંતહંસગણિ. તેમના ઉપદેશથી શિરોહીમાં સં૦ ખીમાએ સં૦ ૧૫૪૪માં 'અનુત્તરોપપાતિકસૂત્ર' લખાવ્યું અને સં૦ ૧૫૫૭માં

શ્રેષ્ઠીઓથી શોભતા ભીલડી નગરમાં પોરવાલ ચોકસી પાસવીરે ગ્રંથ ભંડાર સ્થાપ્યો. ૬૩૬૦૦૦ શ્લોકો લખાવ્યા. પં૦ શુભભૂષણે તેને સંશોધ્યા.
('જીવાભિગમસૂત્ર પુષ્પિકા'–પૂના)

(૫૮) આ૦ વિજયહીરસૂરિ (૫૯) ઉપાધ્યાય કીર્તિવિજયગણિ તેમના શિષ્ય પં૦ જ્ઞાનવિજયગણિએ સં૦ ૧૭૨૨માં 'કલ્પજ્ઞાન દીપિકા' બાલબોધ બનાવી. (૬૦) ઉ૦ વિનયવિજયગણિ સમર્થ વિદ્વાન અનેક-ગ્રન્થપ્રણેતા સ્વ. સં૦ ૧૭૩૮. તેમને ઋદ્ધિવિજય, પં૦ મતિવિજય પં૦ નયવિજય વગેરે અનેક શિષ્યો હતા. (૬૧) પં૦ નયવિજય (૬૨) પં૦ ઉત્તમવિજય (૬૩) પં૦ નરવિજય (૬૪) પં૦ મેઘવિજય (૬૫) પં૦ કેસરવિજય (૬૬) પં૦ શાંતિવિજય (૬૭) પં૦ વિદ્યાવિજય (૬૮) પં૦ લક્ષ્મીવિજય ઘોરાજીમાં સ્વર્ગગમન (૬૯) પં૦ ગુલાબવિજય (૭૦) પં૦ ચારિત્રવિજય પૂનામાં સ્વ૦ સં૦ ૧૯૮૫.

(૫૮) આ૦ વિજયહીરસૂરિ (૫૯) ઉપા૦ વિમલહર્ષગણિ (૬૦) પં૦ જયવિજય. તેમણે સં૦ ૧૬૭૭ કા૦ શુ૦ ૬ 'કલ્પદીપિકા' ગ્રં૦ ૩૪૩૨ રચી. (૬૧) પં૦ વૃદ્ધિવિજયગણિ.

(૫૮) આ૦ શ્રીવિજયહીરસૂરિ (૫૯) ઉ૦ કલ્યાણવિજય. તેમના શિષ્ય શિવવિજયે સં૦ ૧૬૪૮માં 'તપાગચ્છી પટ્ટાવલી'નો પ્રથમાદર્શ લખ્યો. ઉપાધ્યાય શિષ્ય ધનવિજયે 'હીરસૌભાગ્ય' તથા 'કલ્પપ્રદીપિકા'નું સંશોધન કર્યું. ઉપાધ્યાયજીના શિષ્ય પં૦ જયવિજયગણિએ સં૦ ૧૬૫૨ લગભગમાં "હીરવિજયસૂરિ પુણ્યખાણિ રાસ" સં૦ ૧૬૫૫મા 'ઉ૦ કલ્યાણવિજય ગણિરાસ' અને સં૦ ૧૬૬૧માં 'સમ્મેતશિખર રાસ' બનાવ્યા છે. ઉપા૦ કલ્યાણવિજયજી. સં૦ ૧૬૦૧ લાલપુરમા જન્મ, મહેસાણામાં દીક્ષા સં૦ ૧૬૧૬. તેઓ સમર્થ વિદ્વાન સચોટ વ્યાખ્યાતા અને પરમતાર્કિક હતા. તેમણે રાજપીપળામાં છ હજાર બ્રાહ્મણોની સભામાં જગત્કર્તૃત્વનું ખંડન કરી શ્રુતિ, સ્મૃતિ અને દલીલોથી જગતને અનાદિ સિદ્ધ કરી બતાવ્યુ. આથી ત્યાનો રાજા ઉપાધ્યાયજીનો પરમ અનુરાગી બન્યો. તેમણે સં૦ ૧૬૪૪માં વૈરાટના ઇન્દ્રવિહારની પ્રતિષ્ઠા કરાવી હતી. મહોપાધ્યાયજી શ્રી ધર્મસાગરજી ગણિના સંશોધન મંડળમાં તેઓ પણ એક હતા.

(૬૦) ઉ૦ લાભવિજયગણિ. તેઓ સમર્થ વિદ્વાન હતા. જગદ્-ગુરુની સમ્રાટ્ અકબર સાથેની પહેલી મુલાકાતમાં ૧૩ સાધુઓમા તેઓ પણ હતા. તેમણે नमोदुर्वाररागादि० શ્લોકના ૫૦૦ અર્થ કર્યા હતા. 'ઇન્દ્રવિહાર પ્રાસાદની પ્રશસ્તિ અને ઉ૦ કલ્યાણવિજય રાસ' બનાવ્યા છે.

તથા 'ઋષભશતક, મંડલપ્રકરણ, જિનસહસ્ર, પ્રમેયરત્ન મંજૂષા, ચિંતા મણિ પાર્શ્વજિનાલય પ્રશસ્તિ'નું સંશોધન કર્યું છે.

(૬૧) પં૦ નયવિજયગણિ (૬૨) પદ્મવિજયગણિ લઘુભ્રાતા ઉપા૦ ન્યા૦ ન્યા૦ મહો૦ યશોવિજયગણિ ઉપાધ્યાયજી તે સમયના અજોડ વિદ્વાન હતા. વ્યાકરણ, ન્યાય, સાહિત્ય વગેરેમાં સંપૂર્ણ જ્ઞાની હતા. તેમણે અનેક ગ્રન્થો બનાવ્યા છે. તેમને શ્રીમોહનવિજય, પં૦ ગુણવિજય, દયાવિજય, મયાવિજય, મણિવિજય, માણેકવિજય વગેરે શિષ્યો હતા. સ્વ૦ સં૦ ૧૭૪૫.

(૬૨) પં૦ ગુણવિજય શિષ્ય સુમતિવિજય શિષ્ય ઉત્તમવિજયે સં૦ ૧૮૩૦માં 'નવપદ પૂજા' બનાવી. (૬૩) પં૦ કેસરવિજય (૬૪) પં૦ વિનીત વિજય (૬૫) પં૦ દેવવિજયગણિ. તેમણે સં૦ ૧૭૯૭માં 'યોગદૃષ્ટિ સજ્ઝાય, સં૦ ૧૮૨૧માં અષ્ટપ્રકારી પૂજા' રચ્યાં.

(૫૮) આ૦ વિજયહીરસૂરિ (૫૯) ઉ૦ કનકવિજય (૬૦) પં૦ શીલ-વિજય (૬૧) પં૦ સિદ્ધવિજય (૬૨) પં૦ કૃપાવિજય (૬૩) ઉપા૦ મેઘ-વિજયગણિ. વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય, ન્યાય, ચરિત્ર, ચર્ચાના અનેક ગ્રંથ પ્રણેતા, તેમના શિષ્યો પં૦ ભોજવિજય, પં૦ મેરુવિજય, મુનિ તેજવિજય, સુંદરવિજય, પ્રેમવિજય, ધનવિજય, અજબસાગર, સ્થિરવિજય, રૂપવિજય વગેરે (૬૪) પં૦ મેરુવિજય (૬૫) પં૦ માણેકવિજય, પં૦ ભાણુવિજય (૬૬) પં૦ ભાણુવિજય શિષ્ય પં૦ કુશલવિજય. તેમણે આગરામાં સં૦ ૧૮૧૦માં ચોમુખજી તથા ભ૦ શીતલનાથની પ્રતિષ્ઠા કરી. (૬૭) તત્ત્વવિજય (૬૮) પં૦ બુદ્ધિવિજય (૬૯) પં૦ સુખવિજય (૭૦) પં૦ રત્નવિજય (૭૧) વિનીત-વિજય (૭૨) ઉત્તમવિજય (૭૩) જસોવિજય સં૦ ૧૯૦૪ વિદ્યમાન.

(૬૪) પં. મેરુવિજય (૬૫) પં૦ પ્રેમવિજય (૬૬) પ૦ મહિમાવિજય (૬૭) ગુણવિજય (૬૮) પં૦ મોહનવિજય સં૦ ૧૮૨૯.

(૫૮) જગત્ ગુરુ આ૦ વિજયહીરસૂરિ, (૫૯) ઉ૦ સોમવિજય, (૬૦) ઉ૦ ચારિત્રવિજય, (૬૧) પં૦ ધર્મવિજય, (૬૨) પં૦ ભીમવિજય. તેઓ પોરવાડ જશવંત શાહની પત્ની જસવંતદેવીના પુત્ર હતા. ક્રિયાશીલ, પ્રભાવ-શાળી વિદ્વાન હતા. તેમણે શત્રુંજય, ગિરનાર, આબુ, કેસરિયાજી, મગસીજી ફલોધિ, રાણકપુર, વરકાણાજી, ગોડીજી, શંખેશ્વરજી, વગેરેની યાત્રાઓ કરી હતી. તેમણે ભ૦ વિજયરત્નસૂરિની આજ્ઞાથી સં૦ ૧૭૩૫માં ઓરંગાબાદમાં ચોમાસુ કર્યું હતું અને ત્યાં બાદશાહ ઓરંગઝેબના નવાબ અસતખાનનો પુત્ર જુલુફકાર માંદો પડી ગયો ત્યારે પંન્યાસજીએ તેની જન્મપત્રી જોઈ

કહ્યું કે તે પુત્રને બે પહોરમાં ઠીક થઇ જશે. સાંજે નવાબની સાથે ખાણું ખાવા બેસશે તેની પત્નીને પાંચ મહિનાનો ગર્ભ છે: ઇત્યાદિ તેમની વાત સાચી પડી એટલે નવાબે તેમને ઘણુ સન્માન આપ્યું અને પંન્યાસ તથા નવાબ વચ્ચે ઘનિષ્ઠ સ્નેહ જામ્યો. સં૦ ૧૭૩૬માં બાદશાહ ઔરંગજેબ અજમેર ઉપર ચઢી આવ્યો હતો ત્યારે તેણે નવાબ અસતખાનના સમજાવવાથી પં૦ ભીમવિજયને ફરમાનપત્ર આપી અજમેર, મેડતા, સોજત, જયતારણ અને જોધપુર વગેરે સ્થાનોના ઉપાશ્રય ખાલસા કરી લીધા હતા, તે દરેકને છુટા કર્યાં અને શ્રીસંઘને સુપ્રત કર્યાં. પંન્યાસજીનું સ્વર્ગગમન કિસનગઢમાં સં૦ ૧૭૭૧માં ભા૦ વ૦ ૦)) રવિવારે મધ્યરાતે અનશનપૂર્વક થયું. ત્યાં સંઘે પં૦ ભીમવિજયજીનો સ્તૂપ કરી પરકોટો બનાવી લીધો. જોકે તેની રોનકથી આકર્ષાઇ ત્યાંના નવાબે એકવાર આ સ્થાન પોતાના કબજામાં લઇ લીધું હતું કિન્તુ પછી પંન્યાસજીના પટ્ટધર પં૦ મુક્તિવિજયગણિના પ્રયત્નથી તે પુનઃ સંઘને સોંપવામાં આવ્યું હતું. ('જૈન સત્ય પ્રકાશ' ક્રમાંક ૧૫૦) સંભવતઃ આ સ્થાન આજે જ૦ ગુ૦ હીરવિજયસૂરિની દાદાવાડી તરીકે પ્રસિદ્ધ છે અને કિસનગઢ પણ તે સમયે તપગચ્છના કોટવાલની ગાદીનું સ્થાન ગણાતું હતું.

(૬૩) પં૦ મુક્તિવિજય (૬૪) પં૦ પ્રમોદવિજય (૬૫) રવિવિજય (૬૬) નવનિધવિજય. જેમણે મકસુદાબાદમાં 'મુહૂર્ત ચિંતામણિ' ગ્રંથ લખ્યો.

(૬૨) પં૦ ભીમવિજય, (૬૩) પં૦ હસ્તિવિજય, (૬૪) ચતુરવિજય. તેમણે સં૦ ૧૮૦૪ ફા૦ શુ૦ ૧૪ ગુરુવારે 'શ્રીપતિજાતકર્મપદ્ધતિ' નામનો ગ્રંથ લખ્યો.

પૃષ્ઠ ૯૬, કડી ૧: આ૦ શ્રીવિજયસેનસૂરિ પછી તપગચ્છ પાંચ શાખાઓમા વહેંચાઇ ગયો હતો, તે આ પ્રમાણે—

(૧) સંવેગીશાખા, જેમાં આજે અનેક મુનિવરો વિદ્યમાન છે.

(૨) દેવસૂરગચ્છ, જેનું બીજું નામ ઓસવાળગચ્છ હતું.

(૩) આણંદસૂરગચ્છ, જેનાં બીજા નામો (આણસૂરગચ્છ) ઉપાધ્યાયમત (ઉપાધિમત) અને પોરવાલગચ્છ હતું.

(૪) સાગરગચ્છ સં૦ ૧૬૮૬.

(૫) વિમલગચ્છ સં૦ ૧૭૪૯થી શરૂ થયો.

આજે આ શાખાભેદો વિદ્યમાન નથી. માત્ર સંવેગી પરંપરા વિદ્ય-

માન છે, જેમાં વિજય, સાગર અને વિમલ એમ ત્રણ નામાંતવાળા મુનિઓ છે.

પૂ૦ શ્રી મોહનલાલજી મહારાજની શિષ્ય પરંપરા "મુનિ" એવા નામવાળી તપગચ્છમાં છે.

તપગચ્છના ૧૩ બેસણાંની એક જ સમાચારી છે, જેનાં નામો નીચે મુજબ છે—

૧ તપગચ્છ, ૨ સાડેરગચ્છ ૩ ચઉદ્દસિયાગચ્છ, ૪ કમલકલશગચ્છ, ૫ ચંદ્રગચ્છ, ૬ કોટિકગચ્છ, ૭ કતકપુરાગચ્છ, ૮ કોરંટગચ્છ, ૯ ચિત્રોડાગચ્છ, ૧૦ કજ્જપુરાગચ્છ. ૧૧ વડગચ્છ, ૧૨ ઓસવાલગચ્છ, ૧૩ મલધારીગચ્છ. ('ભાષા પટ્ટાવલી' પાનાં ૯)

તપગચ્છના ઉપગચ્છો નીચે પ્રમાણે છે:

(૧) તપગચ્છ સં૦ ૧૨૮૫માં નામ પડ્યું.

(૧) લઘુપોશાળ તપાગચ્છ આ૦ વિજયદેવેંદ્રસૂરિની મૂળ પરંપરા.

(૨) વડીપોશાળ આ૦ વિજયચંદ્રસૂરિની પરંપરામાં. આ ગચ્છનું બીજું નામ "રત્નાકરગચ્છ" પડયું છે. આ૦ જ્ઞાનસાગરસૂરિના લહિયા લોંકાથી "લોંકાગચ્છ" નીકલ્યો, જેમાંથી અનુક્રમે સ્થાનકમત, વિજામત, છકોટિ, આઠકોટિ, તેરાપંથી, વીરપંથી નીકલ્યા.

(૧) હેમવિશાખા-તપાગચ્છની આ૦ હેમતિમલસૂરિની મૂળ પરંપરા, જેનાં બીજાં નામો 'તપગચ્છ' અને 'પાલનપુરાગચ્છ' છે.

(૩) કમલકલશા-સં૦ ૧૫૫૫થી આ૦ કમલકલશની પરંપરા.

(૪) કુતબપુરા-આ૦ ઇંદ્રનંદિસૂરિની કુતપુરામાં સ્થિત પરપરા.

(૫) લઘુશાલા-આ૦ સૌભાગ્યહર્ષની પરપરા સં૦ ૧૫૮૩.

(૬) તપારત્ન-આ૦ વિજયરાજસૂરિની પરંપરા સં૦ લગભગ ૧૬૧૦. આનું બીજું નામ 'તપા-કોરંટકગચ્છ' પણ છે.

(૧) દેવસૂરિસંઘ-તપાગચ્છની આ૦ વિજયદેવસૂરિની મૂળ પરંપરા, જેનું બીજું નામ 'તપાગચ્છ', અને 'ઓસવાળગચ્છ' છે.

(૭) આનંદસૂરસંઘ-આ૦ વિજયાનંદસૂરિની પરંપરા સં૦ ૧૬૭૩.

(૧) વિજય-તપગચ્છની આ૦ વિજયહીરસૂરિની મૂળ પરપરા.

(૮) સાગરગચ્છ-આ૦ રાજસાગરસૂરિની પરપરા સં૦ ૧૬૮૬.

(૯) વિમલગચ્છ—આ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિની પરંપરા સં૦ ૧૭૪૯.

(૧) સંવેગીમત—તપગચ્છની જગદ્ગુરુ આ૦ શ્રીહીરવિજયસૂરિ, આ૦ શ્રીવિજયદેવસૂરિ, પં૦ શ્રીસત્યવિજયગણિની મૂળ શ્રમણપરંપરા.

તપગચ્છના ઉપાસક જૈન ગોત્રો—

૧. વરડિયા, બરદિયા, બાહુદિયા, ૨. બાંઠિયા, કવાડ, શાહ, હરખાવત, ૩. છરિયા, ૪. ડકૂરિયા, ૫, લલવાણી, ૬. ગાંધી, વેદગાંધી, રાજગાંધી, ૭. ખજાનચી, ૮. બૂરડ, ૯. સંઘવી, ૧૦. મૂણોયત, ૧૧. પગરિયા ૧૨. ચોધરી, ૧૩. સોલંકી, ૧૪. ગુજરાણી, ૧૫. કચ્છોડચે, ૧૬. મોરલ, ૧૭. સોલેચે, ૧૮. કોઠારી, ૧૯. ખટોલ, ૨૦. બિનાયકિયા, ૨૧. સરાફ, ૨૨. લૌકડ ૨૩. મીન્ની, ૨૪. આંચલિયા, ૨૫. ગોલિયા, ૨૬. ઓસવાલ, ૨૭. ગોટી, ૨૮. માદરેચ, ૨૯. ભોલેચ, ૩૦. માલા, વગેરે વગેરે.

તેમજ નાગોરીતપાગચ્છ, ધર્મઘોષગચ્છ, કમલકલશાગચ્છ, કોરંટગચ્છ, સાંડેરાવગચ્છ અને મલધારગચ્છના ગોત્રો વગેરે વગેરે તપગચ્છમાં છે.

પૃષ્ઠ ૯૬, કડી ૩ : "કુમતિકુદ્દાલ".

મહોપાધ્યાય શ્રીધર્મસાગર ગણિએ આ ગ્રંથની પ્રરૂપણા કરી હતી, તેમજ 'તત્ત્વતરંગિણી' ગ્રંથ બનાવ્યો હતો, જેમાં ઇતર ગચ્છોની કડક સમાલોચના કરી હતી. આ૦ વિજયદાનસૂરિ અને આ૦ વિજયહીરસૂરિએ તે ગ્રંથોને જળશરણ કરાવ્યા, અને ઉપાધ્યાયજીએ પણ તે પ્રરૂપણા માટે 'મિચ્છામિ દુક્કડ" આપ્યો હતો, જેનો લેખ આ પ્રમાણે છે—

"સ્વસ્તિ શ્રીશાન્તિજિનં પ્રણમ્ય: ॥ તિરવાડાનગરતઃ પરમગુરૂ શ્રી. વિજયદાનસૂરિ સેવી ઉ. શ્રીધર્મસાગરગણિ લિખતિ સમસ્તનગર સાધુ-સાધ્વી—શ્રાવક—શ્રાવિકા યોગ્યમ્ ॥ આજ પછી અમે પાંચ નિન્હવ ન કહઉં. પાંચ નિન્હવ કહ્યા હુઇ તે 'મિચ્છામિ દુક્કડ" ॥ ઉત્સુત્ર—કંદ—કુદ્દાલ—ગ્રંથ ન સદ્દહઉં, પૂર્વઇ સદ્દહ્યઉ હુઇ તે " મિચ્છામિ દુક્કડં " ॥ ષટ્પર્વી ॥ ચતુઃપર્વી આશ્રી જીમ શ્રીપૂજ્ય આસિ (આદેશ) દેઇ છઇ તે પ્રમાણ ॥ છઃ ॥ સાત બોલ જીમ ભગવન આસિવઈ છઈ તે પ્રમાણ ॥ ચતુર્વિધ સંઘની આસાતના કીધી હુઇ તે "મિચ્છામિ દુક્કડ" ॥ આજ પછી પાંચના ચૈત્ય વાંદવા ॥ તિરવાડામાંહિ શ્રીપૂજ્ય પરમ-ગુરૂ શ્રીવિજયદાનસૂરિનઈ " મિચ્છામિ દુક્કડં " ॥ દીધઉ છઇ સંઘ સમક્ષ એ બોલ આશ્રી જીણઈ ખોટા સદ્દહ્યા હુવઇ તે "મિચ્છામિ દુક્કડ" દેજ્યો ॥ ૭ ॥"

('જૈનયુગ', વર્ષ ૫, પૃ. ૪૮૩)

જગદ્‌ગુરુ આ૦ વિજયહીરસૂરિ શિષ્ય ઉ૦ સુમતિવિજય શિષ્ય કવિ સિંહવિજયજી સં૦ ૧૬૭૪ દીવાલી દિવસે બનાવેલ 'સાગર બાવની'માં લખે છે કે—

" પહિલું ધરમ રચિઉ ધર્મસાગર, ગ્રંથ કરિઉ એક મોટા;
ચુરાસી ગચ્છ તેહમાં નંલા, તત્ત્વતરંગણી મોટા. ૨૨
સુણુયો સરઇ ન પોતઈ સાગર, શંકતણી પરિ રોળ્યા;
કુમતિકુદ્દાલ ને તત્ત્વતરંગિણી, પાણીમાંહિ બોળ્યા. ૨૪

પછી મહોપાધ્યાયજીએ તે જ ધોરણે 'પ્રવચન પરીક્ષા' ગ્રંથ બનાવ્યો છે અને જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરીશ્વરે તેને પંડિત મુનિવરો પાસે શોધાવી પ્રચારની આજ્ઞા આપી છે.

આ૦ વિજયપ્રેમસૂરિજીના શિષ્ય આ૦ જંબૂસૂરિએ 'તત્ત્વતરંગિણી'નું ભાષાંતર "પર્વતિથિપ્રકાશ" એવા નામથી બહાર પાડેલ છે.

તપગચ્છમાં નીચે મુજબ મર્યાદા પટ્ટકો મળે છે :

૧. ગચ્છાચારપયન્નો.

૨. આ૦ દેવેંદ્રસૂરિકૃત ૧૧ બોલ (પટ્ટાવલી).

૩. આ૦ સોમસુંદરસૂરિ કૃત સંવિગ્નસાધુયોગ્ય નિયમકુલક ગાથા ૪૭.

૪. આ૦ મુનિસુંદરસૂરિકૃત અધ્યાત્મ કલ્પદ્રુમ.

૫. આ૦ આનંદવિમલસૂરિકૃત સાધુમર્યાદા પટ્ટક (જૈ૦ સ૦ ક્ર૦ ૧૫).

૬. આ૦ વિજયદાનસૂરિકૃત ૭ બોલ.

૭–૮. જગદ્‌ગુરુ આ૦ વિજયહીરસૂરિકૃત સાધુ મર્યાદાપટ્ટક (ક્ર૦ ૧૪) ૧૨ બોલ (ક્ર૦ ૧૪).

૯. આ૦ વિજયદેવસૂરિકૃત સાધુ મર્યાદાપટ્ટક.

૧૦. આ૦ વિજયસિંહસૂરિકૃત સાધુમર્યાદાપટ્ટક (ક્ર૦ ૧૪૯).

૧૧. ભ૦ વિજયક્ષમાસૂરિકૃત યતિમર્યાદાપટ્ટક (ક્ર૦ ૧૮).

પૃષ્ઠ ૯૭, કડી ૧૪ : શ્રીવિજયદેવસૂરિગચ્છની શ્રીપૂજ્ય પરંપરા—

૬૦. વિજયદેવસૂરિ.

૬૧. વિજયસિંહસૂરિ સ્વ૦ સં. ૧૭૦૯ અ૦ શુ૦ ૨.

૬૨. વિજયપ્રભસૂરિ—કચ્છના વીસા ઓસવાળ ઘોષાગોત્રી શા૦ શિવગણુની પત્ની ભાણીએ વીરજીને જન્મ આપ્યો. તેનો સં૦ ૧૬૭૭ માં જન્મ, સં૦ ૧૬૮૬ માં દીક્ષા, સં૦ ૧૭૦૧માં પંન્યાસ પદ, સં૦ ૧૭૧૦માં ગંધારમાં આ૦ વિજયદેવસૂરિના હાથે સૂરિપદ. સં૦ ૧૭૧૩ માં ઉનામાં

ભટ્ટારકપદ અને સં૦૧૭૪૯ ઉનામાં સ્વર્ગ. તેમનું દીક્ષાનું નામ વીરવિજયજી. સૂરિપદનું નામ વિજયપ્રભસૂરિ હતું. તેઓ આ૦ વિજયસિંહસૂરિજીને પણ ગુરુ તરીકે સંબોધે છે. શિવપુરી (શિરોહી)ના પ્રદેશમાં યતિવિહાર બે વર્ષથી બંધ હતો તે છૂટો થયાના સમાચાર તેમની ભટ્ટારક પદવીના દિવસે મળ્યા હતા. સં૦૧૭૧૫, સં૦ ૧૭૧૭, સં૦ ૧૭૨૦માં સોરઠ તથા ગુજરાતમાં મોટો દુકાળ હતો પણ જનતાને સૂરિકૃપાથી ધાન્યની સગવડ થઇ ગઇ. તેમણે ઘણી પ્રતિષ્ઠાઓ કરાવી, અને સં૦ ૧૭૩૨ જાલોરમાં (નાગોરમાં) વિજય-રત્નસૂરિજીને પોતાની પાટે સ્થાપ્યા. સ્વ૦ સં૦ ૧૭૪૯ ઉના.

૬૩. વિજયરત્નસૂરિ—પાલનપુર કે જેને જૈન કાંતિપુરનું બિરુદ છે, ત્યાંના હીરાશાહને હીરાદેવીથી ૧. ન્યાનજી, ૨. વીરજી, ૩. જેઠો એમ ત્રણ પુત્રો થયા. જેઠાનો જન્મ સં૦ ૧૭૧૧ મા થયો. સં૦ હીરાશાહ સં૦ ૧૭૧૬ માં મૃત્યુ પામ્યા એટલે હીરાદેવીએ ત્રણે પુત્રો સાથે શત્રુંજય તથા ગિરનારની યાત્રા કરી. સં૦ ૧૭૧૭ માં જૂનાગઢમાં બિરાજતા આ૦ વિજય-પ્રભસૂરિ પાસે દીક્ષા લીધી, જેમાં ત્રણે પુત્રોનાં નામ અનુક્રમે ૧. જ્ઞાન-વિજય, ૨. વિમલવિજય અને ૩. જીતવિજય રાખવામાં આવ્યાં. જીત-વિજયની બુદ્ધિ તીવ્ર હતી. તે એક દિવસમાં ૩૬૦ ગાથા કંઠાગ્ર કરી શકતા હતા. આથી આચાર્યે તેને સં૦ ૧૭૨૬માં પન્યાસ પદ, સં૦ ૧૭૩૨ મહા વદિ ૬ રવિવારે નાગોરમાં સૂરિપદ આપી, વિજયરત્નસૂરિ નામ રાખી પોતાને પદે સ્થાપ્યા અને સં૦ ૧૭૫૦ માં તેમને ભટ્ટારક પદ મળ્યું. વિજયરત્નસૂરિએ રાજસભામાં વાદીને જીતી અષ્ટાવધાન કરી વાગડના રાવ ખુમાણસિંહને ખુશ ખુશ કરી નાખ્યો. આથી રાણીએ તેમના સત્કારમાં મોતીનો સાથીઓ પૂર્યો હતો. એક સંન્યાસી અમદાવાદમાંથી એક બાળકને ઉઠાવી ગયો હશે તેથી સુબા આજમશાહે સંન્યાસી તથા ફકીરોને અમદા-વાદમાં રહેવાનો મનાઇ હુકમ કાઢયો. સૂરિ મહારાજે સુબાને સમજાવી આ મનાઈ હુકમ પાછો ખેંચાવી લીધો અને પોતાના ભાઇ વિમલવિજયજીને ઉપાધ્યાયપદ આપ્યું હતું. સં૦ ૧૭૬૪ મહા શુ. ૬ મેવાડના રાણા અમરસિંહને પ્રતિબોધ આપ્યો, કાશીના ભટ્ટને હરાવ્યો અને રાણા પાસે હિંસા, અત્યાચારો તથા કરો બંધ કરાવ્યા. સં૦ ૧૭૭૦ માં જોધપુરમાં ચોમાસું કરી જોધપુર નરેશ અજિતસિંહને પ્રતિબોધ્યો. મેડતામાં રાણા સંગ્રામસિંહને પ્રતિબોધ આપ્યો. ત્યાં એક ઉપાશ્રયને મસીદ બનાવી દેવામાં આવ્યો હતો તેને મેળવી તેનો ફરીવાર ઉપાશ્રય બનાવ્યો. સં૦ ૧૭૭૩ ભા૦

શુ૦ ૮ ઉદેપુરમાં આ૦ વિજયક્ષમાસૂરિને પોતાની પાટે સ્થાપ્યા અને ભા૦ વ૦ ૨ સ્વર્ગપ્રયાણ કર્યું. શ્રીસંઘે ત્યાં સ્તૂપ કરાવ્યો હતો. પં૦ ભોજસાગર ગણિએ આ સૂરિજીના શાસનકાળમાં 'દ્રવ્યાનુયોગતર્કણા' બનાવેલ છે. આ સમયે પં૦ ભીમવિજયજી પ્રભાવક વિદ્વાન થયા.

૬૪. વિજયક્ષમાસૂરિ. પાલીના ઓસવાલ ચતુરશાહની પત્ની ચતુરાદેવીએ સ્વપ્નમાં ગણેશને જોયા અને તે સ્વપ્નસૂચિત એક બાળકને તેણે જન્મ આપ્યો, જેનું ખીમસિંહ નામ રાખ્યું. તેમનો સં૦ ૧૭૩૨ માં જન્મ, સં૦ ૧૭૩૯માં દીક્ષા, નામ ખિમાવિજય, સં૦ ૧૭૫૬ મા પંન્યાસપદ, સં૦ ૧૭૭૩ ભા. શુ. ૮ ઉદેપુરમાં સૂરિપદ, નામ વિજયક્ષમાસૂરિ. સં૦ ૧૭૭૪ મહા શુદિ ૫ ઉદેપુરમાં રાણા સંગ્રામસિંહની ઉપસ્થિતિમાં શાહ નાનજી ભાણજી તથા મહેતા હરજીએ કરેલ ઉત્સવમાં ભટ્ટારક પદ, સં૦ ૧૭૮૪ મહા શુદિ ૨ દીવબંદરમાં દયાસૂરિને સૂરિપદાર્પણ ચૈ૦ શુ૦ ૯ દયાસૂરિને ભટ્ટારક પદાર્પણ અને સં૦ ૧૭૮૪ ના ચૈ૦ શુ૦ ૧૩ માંગરોલમાં સ્વર્ગગમન. તેઓએ કલ્પસૂત્રને ગુજરાતીમાં બનાવેલ છે, જે 'ખેમાશાહી કલ્પસૂત્ર' તરીકે પ્રસિદ્ધ છે. પં૦ જસવંતસાગરના શિષ્ય પં૦ જિનેંદ્રસાગરે તેમનો 'શલોકો' કડી ૬૨, બનાવેલ છે.

૬૫. વિજયદયાસૂરિ. તેમને સં૦ ૧૭૮૪ મ૦ શુ૦ ૨ દીવમાં સૂરિપદ મળ્યું. તેનો ઉત્સવ મીઠીબાઇએ કર્યો હતો. સં૦ ૧૭૮૪ ચૈ૦ શુ૦ ૯ માંગરોળમાં ભટ્ટારક પદ મળ્યું. તેમણે સુરતમાં ૧૪ ચોમાસાં કર્યાં. બાદશાહના સુબા વગેરે ઉપર પોતાનો સારો પ્રભાવ પાડ્યો હતો. સં૦ ૧૮૦૯ ચૈ૦ વ૦ ૭ ઘોરાજીમાં સ્વર્ગગમન કર્યું.

૬૬. વિજયધર્મસૂરિ. મેવાડના રૂપનગરમાં ઓસવાલ પ્રેમચંદની પત્ની પાટમદેવીની કૂખે જન્મ, સં૦ ૧૮૦૩ મા૦ શુ૦ ૫ ઉદેપુરમાં સૂરિપદ, સં૦ ૧૮૦૯ કછોલીમાં ભટ્ટારક પદ. તેઓ સાત બિરુદના ધારક હતા. નવાનગરમાં તેઓ અને ભ૦ વિજયલક્ષ્મીસૂરિ સાથે રહ્યા હતા, મળ્યા હતા તેથી જૈનશાસનની સારી પ્રભાવના થઈ હતી. તેમણે ૧૮૨૨ જે૦ શુ૦ ૧૧ બુધે તારંગા પર કોટિશિલાની દેરીમાં ભ૦ આદિનાથની પાદુકા સ્થાપી. સં૦ ૧૮૨૭ માં કચ્છનરેશને મદ્યમાંસ છોડાવ્યા હતા, તેમજ કચ્છવાગડમાં કુમતિનો કદાગ્રહ ટાળ્યો હતો. સં૦ ૧૮૪૧ માં મારવાડના બલુંદ ગામમાં તેમનું સ્વર્ગગમન થતાં મેડતાના ભંડારી ભગવાનદાસે તેમનો નિર્વાણ મહોત્સવ કર્યો હતો.

૬૭. વિજયજિનેંદ્રસૂરિ. સં૦ ૧૮૦૧ માં સોજતમાં મું૦ હરખચંદની પત્ની ગુમાનબાઈની કૂખેથી જન્મ, સં૦ ૧૮૧૭ માં દીક્ષા, સં૦ ૧૮૪૧ મા૦ શુ૦ ૫ સૂરિપદ, શુદિ ૧૦ ભટ્ટારક પદ. તેમણે સં૦ ૧૮૪૧ મ૦ શુ૦ ૧૧ ના દિવસે શત્રુંજયતીર્થ પર મોદીની ટૂંકમાં પ્રતિષ્ઠા કરાવેલ છે. સં૦ ૧૮૭૫માં શત્રુંજયતીર્થ પર જિનેંદ્ર ટૂંકની સ્થાપના કરી છે. સં૦ ૧૮૭૭ માં મા૦ શુ૦ ૩ શુક્રવારે જિનેંદ્ર ટૂંકમાં રહેલ કુંડની ૪ દેરીઓમાં ૧-ભ૦ ગોડીપાર્શ્વનાથ, ૨-ભ૦ ઋષભદેવ, ૩-ગૌતમસ્વામી અને ૪-ભ૦ વિજયધર્મસૂરિની પાદુકાઓ સ્થાપેલ છે. શિહોરમાં પણ સુખદેવમહાદેવના સ્થાન પાસે તેમના જ નામની જિનેંદ્ર ટૂંક યાને જિનેંદ્રદાદાવાડી છે, જેમાં સં૦ ૧૯૧૨માં પ્રતિષ્ઠિત દાદા જિનેંદ્રસૂરિની પાદુકા વગેરે છે. સં૦ ૧૮૮૪ (૧૮૯૪) પો૦ વ૦ ૧૧ સ્વર્ગ. તેમના સમયમાં ૫૦ ખુશાલવિજય યતિ થયા છે, જે ઇતિહાસપ્રેમી હતા. તેમની સં૦ ૧૮૭૯માં જાટવાડામાં રચેલ અને સં૦ ૧૮૮૯માં શિરોહીમાં રચેલ પટ્ટાવલીઓ મળે છે. બીજી પટ્ટાવલીમાં ઘણો ઇતિહાસ સંગ્રહ છે.

૬૮. વિજયદેવેંદ્રસૂરિ. મારવાડના સેત્રાવ નગરમાં જન્મ, સં૦ ૧૮૭૭ માં શત્રુંજયતીર્થમાં દીક્ષા, સં૦ ૧૮૮૪ મ૦ શુ૦ ૧ શિરોહીમાં સૂરિપદ. તેમના સં૦ ૧૮૯૩થી સં૦ ૧૯૧૯ સુધીના શિલાલેખો મળે છે.

૬૯. વિજયધરણેંદ્રસૂરિ. સ્વ૦ સં૦ ૧૯૪૧-૪૨.

૭૦. વિજયરાજ સૂરિ. સં૦ ૧૯૪૯માં વિદ્યમાન.

૭૧. વિજયમુનીંદ્રસૂરિ.

૭૨. વિજયકલ્યાણસૂરિ.

પૃષ્ઠ ૯૭, કડી ૧૪: તપાગચ્છ વિજયદેવસૂરિ સંઘ સંવેગીમુનિ પટ્ટાવલી—

૬૦. આ૦ શ્રીવિજયદેવસૂરિ. તેઓ મહાપ્રાભાવિક હતા. ખંભાતના દેવચંદ્રે અને ઘોઘાના સોમચંદે દેવ થઇને પોતાના કુટુંબને આચાર્યની સેવા કરવા હુકમ કર્યો હતો અને તેમ કરવાથી તે બન્ને કુટુંબમાં અશાંતિ દૂર થઇ હતી. આ આચાર્યશ્રીના વાસક્ષેપથી કમો પરમાર અમદાવાદના વ્યાપારીનો પુત્ર અને મેડતાના થાનમલનો પણ વળગાડ દૂર કર્યો હતો. આથી તેઓનો મહિમા ખૂબ વધ્યો હતો. તેઓના ગુણથી આકર્ષાઇ બાદશાહ જહાંગીરે સં૦ ૧૬૭૩માં માંડવગઢમા તેઓશ્રીને "સવાઇ મહાતપા"નું બિરુદ આપ્યું. ઉદેપુરના રાણાએ વરકાણા તીર્થમાં પોષ દશમીના મેળાની જકાત-

માફનો તામ્રપટ્ટો કરી આપ્યો. તેમજ સં. ૧૬૮૬ લગભગમાં ઉદેપુરમાં ચોમાસું કરાવી, ચોમાસા પછી રાજમહેલમાં પધરાવી વ્યાખ્યાન સાંભળી ગુરુદક્ષિણામાં (૧) પીછોલા તથા ઉદયસાગરમાં જાળ નાખવાની મના (૨) રાજ્યાભિષેકના દિવસે તથા દર ગુરુવારે હિંસા બંધ, (૩) જન્મ માસ અને ભાદરવામાં હિંસાબંધ તેમજ (૪) મચિંદદુર્ગ અને કુંભારાણાએ કરાવેલ દેરાસરોનો રાજ્ય તરફથી જીર્ણોદ્ધાર કરાવવો, એમ ચાર જણ્ય આપ્યા. તેઓના પ્રથમ પટધર આ૦ વિજયસિંહસૂરિ સં૦ ૧૭૦૯માં સ્વર્ગે ગયા. એટલે પં૦ સત્યવિજયજીને સ્થાપવા વિચાર્યું પણ તેમણે મના કરી, આથી સં૦ ૧૭૧૦માં આ૦ વિજયપ્રભસૂરિને પોતાની પાટે સ્થાપીને સં૦ ૧૭૧૩માં ઉનામાં સ્વર્ગે ગયા.

૬૧. આ૦ શ્રીવિજયસિંહસૂરિ. મેડતામાં ઓસવાલ નથમલશાહ પત્ની નાયકદેએ ૧ જેઠો ૨ જસો ૩ કેશવજી ૪ કર્મચંદ ૫ કપૂરચંદ એમ ૫ પુત્રોને જન્મ આપ્યો. ભાઇ કેશવજીએ નાની ઉમરમાં દીક્ષા લીધી હતી, જેનું નામ કીર્તિવિજય હતુ. કર્મચંદનો જન્મ સં૦ ૧૬૪૪ ફા૦ શુ૦ ૨ રવિવારે થયો હતો. શેઠે પોતે પોતાની પત્ની કરમચંદ, અને કપૂરચંદ સાથે સં૦ ૧૬૫૪માં મહા શુદિ બીજે આ૦ શ્રીવિજયસેનસૂરિ પાસે દીક્ષા લીધી, કર્મચંદનું દીક્ષાનું નામ કનકવિજય હતું. આ૦ વિજયસેનસૂરિએ તેને સં૦ ૧૬૭૦માં પંન્યાસ પદ, સં૦ ૧૬૭૩માં પાટણમાં વાચકપદ અને સં૦ ૧૬૮૨ મહાશુદિ ૬ ઇડરમાં (સં૦૧૬૮૧ વૈ૦ શુ૦ ૬ ઇડરમાં) સૂરિપદ આપી, આ૦ વિજયસિંહસૂરિ એવું નામ રાખ્યું. સં૦ ૧૬૮૪માં જાલોરમાં વાંદણા મહોત્સવ થયો બન્ને આચાર્યો એ સાથે વિહાર કર્યો. આ૦ સિંહસૂરિની વ્યાખ્યાનશક્તિ અજબ હતી. તેમની વાણી મીઠી હતી. આથી જનતા બહુ આકર્ષિત થતી હતી. મેવાડનો રાણો જગતસિંહ તો તેઓનો ખાસ શ્રાવક જ બન્યો હતો અને તેણે આ૦ વિજયદેવસૂરિને વિંધ્યનગરના ચોમાસામાં વરકાણાના મેળાની જકાત માફ કરી તામ્રલેખ લખી આપ્યો હતો. તેમજ ઉદેપુરના ચોમાસા પછી ચાર જણ્ય આપ્યા હતા. ફરી સં૦ ૧૬૯૯માં આ૦ વિજયસિંહસૂરિને ઉદેપુર ચોમાસું કરાવી ચૌદશનો શિકાર બંધ કર્યો હતો અને ભ૦ ઋષભદેવની પૂજા શરૂ કરી હતી. એટલે કે તે આ૦ સિંહસૂરિની વાણી સાંભળી જૈનધર્મી બન્યો હતો. આ૦ સિંહસૂરિજીના ઉપદેશથી ઝીંઝુવાડામાં સાગરના રેલામાં તણાઇ આવતાં માછલાંનો શિકાર બંધ થયો. આ આચાર્ય અજૈનોમાં પણ ક૦ સ૦ આ૦ હેમચંદ્રસૂરિજીની જેમ બહુ લોકપ્રિય બન્યા હતા. તેમનું સં૦ ૧૭૦૯ અ૦ શુ૦ ૨ અમદાવાદમાં રાજપુરા

પાસે નવાપરામાં પૂજ્ય ગુરુદેવના ચરણમાં અનશનપૂર્વક સ્વર્ગગમન થયું. ઉપા૦ કીર્તિવિજયજી અને આ૦ વિજયસિંહસૂરિ એ બન્ને સહોદર હતા, તેથી જ તેઓના શિષ્ય ઉ૦ વિનયવિજયજી અને પં૦ સત્યવિજયજીમાં ગાઢ પ્રેમ હતો. તે બન્નેએ સાથે મળીને સંવેગી માર્ગનો ક્રિયોદ્ધાર કર્યો છે. આ૦ સિંહસૂરિના મુખ્ય શિષ્ય પં. સત્યવિજયજી ગણિ પ્રસિદ્ધ છે. બીજા શિષ્ય ઉદયવિજયજીએ સં૦ ૧૭૨૮માં કિસનગઢમાં 'શ્રીપાલરાસ' બનાવ્યો છે, જેના કળશમાં તેમણે જરૂરી પરિચય આપ્યો છે.

૬૨. પં. સત્યવિજય ગણિ. તેમણે ઉ૦ શ્રીવિનયવિજયજી ગણિ અને મહો૦ શ્રીયશોવિજયજી વાચક વગેરે ચારિત્રરંગી મુનિવરોના સહયોગથી ક્રિયોદ્ધાર કર્યો અને શુદ્ધસંવેગી મુનિમાર્ગ ચલાવ્યો. આ ક્રિયોદ્ધારમાં ૧૭ મુનિઓ સાથે હતા. તેઓને પં૦ શ્રીકપૂરવિજયજી ગણિ અને પ૦ શ્રી-કુશલવિજયજી ગણિ એમ બે શિષ્યો હતા. સ્વ૦ સં૦ ૧૭૫૬ આ અરસામાં સં૦ ૧૭૧૦માં ગોલામાં મહો૦ શ્રીયશોવિજયજી મહારાજના હાથે પં૦ ઋદ્ધિવિમલ ગણિએ અને સં૦ ૧૭૪૯માં સંડેરમાં તે મહોપાધ્યાયજીના ઉપદેશ પ્રમાણે આ૦ શ્રીજ્ઞાનવિમલસૂરિએ ક્રિયોદ્ધાર કરી સંવેગી પક્ષ સ્વીકાર્યો હતો.

૬૩. પં૦ કપૂરવિજય ગણિ—સ્વ૦ સં૦ ૧૭૭૫. તેઓને શ્રીવૃદ્ધિ-વિજયજી તથા પં૦ ક્ષમાવિજયજી એમ બે શિષ્યો હતા, જે બન્ને ભાઈ હતા.

૬૪. પં૦ ક્ષમાવિજયજી ગણિ—સ્વ૦ ૧૭૮૭.

૬૫. પં૦ જિનવિજયજી ગણિ—સ્વ૦ ૧૭૯૯. આ અરસામાં પં૦ સુરચંદ્રના શિષ્ય પં૦ હેમચંદ્રગણિએ ક્રિયોદ્ધાર કર્યો.

૬૬. પં૦ ઉત્તમવિજયજી—સ્વ૦ સં૦ ૧૮૨૭. તેમના સમયમાં સં૦ ૧૮૧૮ સ્થાનકમાર્ગી રઘુનાથજીના શિષ્ય ભીખમજીએ બગડીથી "તેરા-પન્થ" ચલાવ્યો.

૬૭. પં૦ પદ્મવિજયજી ગણિ—સ્વ૦ સં૦ ૧૮૬૨.

૬૮. પં૦ રૂપવિજયજી ગણિ—સ્વ૦ સં૦ ૧૯૧૦. કવિ મોહન-વિજયજી લટકાળા, કવિબહાદુર દીપવિજયજી, કવિવર વીરવિજયજી વગેરે આ સમયના વિદ્વાનો છે.

૬૯. પં૦ કીર્તિવિજયજી ગણિ—આ અરસામાં ચિદાનંદજી મહા-રાજ થયા છે.

૭૦. પં૦ કસ્તૂરવિજયજીગણિ.

૭૧. પં૦ મણિવિજયજી દાદા. સ્વ૦ સં૦ ૧૯૩૫ તેઓને સાત શિષ્યો હતા, જેનો પરિવાર આજે વિશાલ સંખ્યામાં વિદ્યમાન છે.

૭૨. પં૦ બુદ્ધિવિજયજી ગણિ. જેમનું બીજું નામ બુટેરાયજી મહારાજ છે, તેમણે સંવેગમાર્ગને પુનઃ સંજીવન આપ્યું છે, તેમને પણ સાત સમર્થ વિદ્વાન શિષ્યો હતા. પૂ૦ મુક્તિવિજયજીગણિ પૂ૦ વૃદ્ધિચંદજી મહારાજ, પૂ૦ આત્મારામજી મહારાજ વગેરે સ્વ૦ સં૦ ૧૯૩૮.

૭૩. પૂ. મુક્તિવિજયજી ગણિ. જેમનું બીજું નામ મૂલચંદજી મહારાજ છે, તેમણે ચારિત્રનો યુગ પ્રવર્તાવ્યો હતો. સ્વ૦ સં૦ ૧૯૪૫. મા૦ વ૦ ૬.

૭૪. આ. શ્રી વિજયકમલસૂરિ—તેઓ પરમ શાંત કરૂણાભંડાર અને મહાતપસ્વી હતા. સ્વ૦ સં૦૧૯૭૪ વિજયાદશમી. તેમના શિષ્યો પ્રશિષ્યો વિદ્યમાન છે. તેમણે પૂ૦ શ્રીમુક્તિવિજયગણિ સ્વર્ગે ગયા પછી સં૦ ૧૯૬૭-૬૮ માં વડોદરામાં મુનિસમ્મેલન મેળવી મર્યાદાપટ્ટક બાંધ્યો હતો, જે આ પ્રમાણે છે.

(૧) દરેક સાધુ સાધ્વીએ પોતાના ગુરુની નિશ્રાએ રહેવું, સ્વચ્છંદે એકલા વિચરવું નહિ.

(૨) નવકલ્પી વિહાર કરવો. છૂટા કાળમાં એક સ્થળે રહેવું નહિ, પણ જુદા જુદા પ્રદેશોમાં વિચરવું.

(૩) ઉપદેશ પદ્ધતિ બદલાવવી. હાલમાં નવાં દેરાસર બંધાવવામાં તેમજ સ્વામીવત્સલમાં પૈસા ખરચાવવાને બદલે જીર્ણોદ્ધાર, પુસ્તકોદ્ધાર શ્રાવકોદ્ધાર કરવા બનતો ઉપદેશ આપવા પ્રયત્ન કરવો.

(૪) સાધુ સાધ્વીએ આપસ આપસમાં સંપની વૃદ્ધિ કરવી.

(૫) યોગ્યતા તપાસી લાયકને દીક્ષા આપવી.

(૬) ગુરુથી વિના પ્રયોજને જુદા થયેલા શિષ્યને તેના ગુરુની રજા સિવાય ભેગો રાખવો નહિ.

પૃષ્ઠ ૯૭, કડી ૧૪ : વિજયાનંદસૂરિ ગચ્છની શ્રીપૂજ્ય પરંપરાઃ

૫૯. આ૦ શ્રીવિજયસેનસૂરિ. ભ૦ મહાવીરસ્વામીથી ઓગણસાઠમી પાટે થયા હતા.

૬૦. વિજયતિલકસૂરિ. વીસનગરમાં વીસા પોરવાડ શા. દેવજી રહેતા હતા. તેની પત્ની જયવંતીએ ૧ રૂપજી અને ૨ રામજી એમ બે પુત્રોને જન્મ આપ્યો. આ૦ શ્રીવિજયસેનસૂરિ ખંભાતમાં શેઠ રાજિયા-વાજિયાએ બંધાવેલા મંદિરની પ્રતિષ્ઠા કરાવવા પધાર્યા હતા ત્યારે તે જ

ઉત્સવમાં આ ચારે જણે આચાર્યજીના હાથે દીક્ષા લીધી, તે પૈકીના પુત્રોનું ૧ રત્નવિજય અને ૨ રામવિજય નામ રાખ્યું. મુનિ રામવિજયજીનો જન્મ સં. ૧૬૫૧, દીક્ષા સં ૧૬૬૨. રામવિજયજી બુદ્ધિશાલી હતા એટલે શાસ્ત્રો ભણી સં ૧૬૬૩ માં પન્યાસ થયા હતા તેમને ઉ૦ સોમવિજયજી વગેરેએ સં ૧૬૭૩ માં શિરોહીમાં વડગચ્છના ભ૦ વિજયસુંદરસૂરિના વાસક્ષેપથી સૂરિપદ આપી આ૦ શ્રીવિજયસેનસૂરિની પાટે સ્થાપ્યા અને તેમનું વિજય-તિલકસૂરિ નામ રાખ્યું. તેઓ સં ૧૭૭૬માં પો. સુ. ૧૪ સ્વર્ગે ગયા.

૬૧. વિજયઆણંદસૂરિ. મારવાડના રોહા ગામના પોરવાડ શા. શ્રીવંત ચૌહાણની સ્ત્રી શણગારદેએ સં ૧૬૪૨ શ્રા. શુ. ૮ ના કલા નામના પુત્રને જન્મ આપ્યો. કલા કુમારે પ્રથમ લોંકાગચ્છના શ્રીપૂજ વર-સિંગજી પાસે દીક્ષા લીધી હતી અને પછી સં ૧૬૫૧માં મહા શુદિ ૬ દિને શિરોહીમાં માતા, પિતા, ભાઇ, બેન, ફુવાજી વગેરે સાથે જગદ્ગુરુ આ૦ શ્રીવિજયહીરસૂરિ પાસે સંવેગી દીક્ષા સ્વીકારી હતી. અહીં તેમનુ નામ કમલવિજય રાખવામાં આવ્યું તેમને ઉ૦ સોમવિજયજીએ શાસ્ત્ર જ્ઞાન આપ્યું, આ૦ વિજયસેનસૂરિએ પાટણમાં પંન્યાસપદ આપ્યું અને વિજયતિલકસૂરિએ સં ૧૬૭૬માં શિરોહીમાં સૂરિપદ આપી વિજયાનંદસૂરિ નામ રાખી પોતાની પાટે સ્થાપ્યા. તેમણે ગૌતમમંત્ર સાધ્યો. મગશી પાર્શ્વનાથ, અંતરિક્ષપાર્શ્વનાથ, બુરાનપુર વગેરે સ્થાનોમાં વિહાર કર્યો અને પછી વિજયરાજસૂરિને પોતાની પાટે સ્થાપ્યા. તેઓશ્રીના ઉપદેશથી શિરો-હીના સં૦ આંબા તથા તેના ભાઇ સં૦ મેહાજલીએ શત્રુંજય, ઘોઘા, ગિર-નાર, શંખેશ્વર, તારંગા, આબૂ અને બ્રાહ્મણવાડજીનો સંઘ કાઢ્યો. શિરોહી, નાડલાઇ વગેરે ૬૧ દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તેઓ સં૦ ૧૭૧૧ અ. શુ. ૧૫ ખંભાતમાં અકબરપુરામાં સ્વર્ગે ગયા.

૬૨. વિજયરાજસૂરિ. તેમનો સં ૧૬૭૯ વૈ. શુ. ૩ કડીમાં શ્રીમાળી ખીમાશાહ મણિયારની પત્ની અમતાદેની કૂંખે જન્મ, નામ કુંઅરજી, સં૦ ૧૬૮૯માં અમદાવાદમાં (વજીરપુરામાં) પિતા પુત્રની દીક્ષા, પુત્રનું નામ કુશલવિજય રાખવામાં આવ્યુ. સં૦ ૧૭૦૧ માં ચાંપાનેરમાં પંન્યાસપદ. સં૦ ૧૭૦૪માં શિરોહીમાં વિજયાનંદસૂરિએ તેમને હાથે સૂરિપદ અને પટ્ટધર પદ આપી નામ વિજયરાજસૂરિ સ્થાપ્યુ સં૦ ૧૭૦૬ અ. વ. ૧૩ ખંભા-તના અકબરપરામાં ભટ્ટારકપદ, શ્રીમાલી પારેખ વજિયાએ તેનો પદોત્સવ કર્યો. તેમાં પરવાલાની માળા વહેંચી. લોઢાના વ્યાપારની પ્રતિજ્ઞા કરી. આ

અરસામાં સં૦ ૧૭૦૨ તથા ૧૭૨૦ માં મોટા દુકાળ પડયા હતા, જેમાં અમદાવાદના શ્રીમાલી શેઠ મનિયા શાહ તથા તેમના પુત્ર શાંતિદાસે ઘણું દ્રવ્ય વાવર્યું હતું, જેનું વર્ણન 'મનિઆ શાહ રાસ, ધર્મસંગ્રહ પ્રશસ્તિ અને ભ૦ વિજયરાજસૂરિ ચરિત્ર' વગેરેમાં વર્ણિત છે, જેનો સાર આ પ્રમાણે છે.

અમદાવાદમાં હાજાપટેલની પોળમાં શેઠ લહુવા શાહ રહેતા હતા. તેમણે દીક્ષા લીધી. તેમને પનજી નામે પુત્ર હતો. પનજીને હીરજી, મનજી, મદનજી, રતન અને ધરમ એમ પાંચ પુત્રો થયા. તે પૈકીના મનજીનો જન્મ સં૦ ૧૬૪૦ ના અષાડ સુદ ૧૧ ના થયો હતો, જેનાં બીજાં નામો મનરાજ તથા મનિયા શાહ છે. તેણે સાધર્મિકોને જમાડી પાન-સોપારી, વસ્ત્ર પહેરામણીમાં આપી ભક્તિ કરી જ્ઞાતિ અને સાધર્મિકોમાં મહમુદીની પ્રભાવના કરી, ખાંડ ભરી થાળીઓ વહેંચી, પાંચ પર્વોનાં પારણાં કરાવ્યાં, ભ૦ પાર્શ્વનાથનું દેરાસર કરાવ્યું. અમદાવાદના દરેક દેરાસરમાં પૂજા કરાવી, સં૦ ૧૭૦૨ના કરાલ દુકાળમાં ગરીબોને દરેક જાતની મદદ આપી દુકાળને દૂર કર્યો અને તેથી જ બીજા જગડૂ તરીકે ખ્યાતિ મેળવી. શત્રુંજય તીર્થનો સંઘ કાઢયો. સાતે ક્ષેત્રોને પોષ્યાં. ભ૦ વિમલનાથની પ્રતિષ્ઠા કરી. શ્રી પૂજ્યની પધરામણી કરાવી યતિઓને પ્રતિલાભ્યા. ચોરાસી ગચ્છોમાં રૂપિયાની લહાણી કરી મોટી જિનપૂજાઓ કરાવી અને શરીરમાં પીડા ઉપડતાં વૈરાગ્યભાવે પં૦ મેરુવિજય પાસે માણેકવિજય નામથી દીક્ષા સ્વીકારી સં૦ ૧૭૧૧માં અનશન લઇ મૃત્યુ પામી સ્વર્ગગમન કર્યું.

મનિયા શેઠના પુત્ર શાંતિદાસ શેઠ પણ બહુ ધર્મી હતા. તેણે સં૦ ૧૭૨૦ ના કરાલ દુકાળમાં દાનશાળા સ્થાપી ગરીબોને અન્નજળ, વસ્ત્ર, ગોળ, ખાંડ, સાકર, ઘી, ધાતુપાત્ર અને દવા વગેરે આપી દુકાળનો ભય દૂર કરાવ્યો. સં૦ ૧૭૨૫માં આબૂ ઉપર પોતાના નામથી ભગવાન શ્રીશાન્તિનાથનો પ્રાસાદ કરાવ્યો. હમીરપુર, તારંગા, કુંભારિયા, નાદિયા, રાણકપુર, ભીલડીયા અને શંખેશ્વરજી એ ૭ તીર્થોનો જીર્ણોદ્ધાર કરાવ્યો, સ્ફટિકના ભ૦ શ્રીશાન્તિનાથ વગેરે ૨૧ બિંબ ભરાવ્યાં.

ભ૦ શ્રીવિજયરાજસૂરિનું સં૦ ૧૭૪૨ માં ખંભાતમાં સ્વર્ગગમન.

૬૩. **આ૦ વિજયમાનસૂરિ.** સં૦ ૧૭૦૭માં બુરહાનપુરમાં પોરવાડ વાઘજીશાહની પત્ની વિમલાદે (વીરાંદે) ની કૂંખે જન્મ, નામ મોહન. સં૦ ૧૭૧૯માં માલપુરમાં આ૦ વિજયાનંદસૂરિ શિષ્ય. પંન્યાસ શાન્તિવિજય પાસે મોટાભાઇ ઇન્દ્રજી સાથે દીક્ષા લઇ નામ માનવિજય રાખ્યું. વિ૦

સં૦ ૧૭૩૧ ના વૈ. શુ ૩ના દિવસે ઉપાધ્યાય પદે અમદાવાદના શ્રીમાળી શેઠ શાંતિદાસ મનિયાની વિનતિથી ધર્મસંગ્રહ રચ્યો, જેનું શ્રુતકેવલીની ઝાંખી કરાવનાર મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજે સંશોધન તેમજ સંયોજન કરેલ છે અને મહોપાધ્યાય લાવણ્યવિજયજીએ સંશોધન કરેલ છે. સં૦ ૧૭૩૬ માં મ. શુ. ૧૩ શિરોહીમાં વિજયરાજસૂરિના હાથે સૂરિપદ, સં૦ ૧૭૪૨ ફા. વ ૧૪ નાડલાઇમાં ભટ્ટારકપદ, સં૦ ૧૭૭૦ મ. શુ. ૧૩ સાણુંદમાં સ્વર્ગગમન. તેમના સમયમાં સં૦ ૧૭૪૯ માં સંડેર (પાટણ) માં પં૦ નયવિમલે સંવિગ્ન મત સ્વીકાર્યો.

૬૪. વિજયઋદ્ધિસૂરિ—આબૂ પાસે થાણુ ગામના વીસા પોરવાડ શાહ જસવંત શાહની પત્ની યશોદાએ સં૦ ૧૭૨૭માં એક બાળકને જન્મ આપ્યો, જસવંત શાહે પુત્ર સાથે અમદાવાદમાં આ૦ વિજયમાનસૂરિ પાસે સં૦ ૧૭૪૨માં દીક્ષા લીધી. પુત્રનું નામ સુરવિજય, તેમને સં૦ ૧૭૬૬માં શિરોહીમાં ગુરુ હાથે સૂરિપદ, સં૦ ૧૭૭૦માં સાણુંદમાં ભટ્ટારકપદ, સં૦ ૧૭૯૭માં સ્વર્ગગમન (સં૦ ૧૮૦૬ સૂરતમાં સ્વર્ગગમન.) તેમના સ્વર્ગ પછી 'વીરવંશાવલી' બનેલ છે, જેમાં ઘણી ઐતિહાસિક ઘટનાઓનો નિર્દેશ છે. તેમના બે પટ્ટધર થયા, બીજા પટ્ટધર વિજયપ્રતાપસૂરિની પાટે વિજયોદયસૂરિ થયા છે. તેમનો વાકળામાં જન્મ, મુડારામા ભટ્ટારકપદ અને સં૦ ૧૮૩૭ પો૦ સુ૦ ૧૦ સુરતમાં સ્વર્ગગમન. તેમના શિષ્ય ઉ૦ લક્ષ્મીવિજય, પં૦ રામવિજય, જેમણે પૂનામાં માધવ પેશવાના શાસનકાળમા ઢુંઢિયાઓને હરાવી જિન પ્રતિમાની સ્થાપના કરી હતી તેમની પાટે પણ ભ૦ લક્ષ્મીસૂરિ જ આવેલ છે.

૬૫. વિજયસૌભાગ્યસૂરિ—પાટણમાં ઓસવાલ કુલમાં જન્મ, સં૦ ૧૭૯૫ પો. શુ૦ ૨ રવિવારે સાદડીમાં સૂરિપદ, સં૦ ૧૮૧૪ ચૈ૦ શુ૦ ૯ શીનોરમાં સ્વર્ગગમન. તેમણે છ મહિના સુધી ચિંતામણિની આરાધના કરી હતી. તેમણે વિજયમાનસૂરિને પોતાની પાટે સ્થાપ્યા હતા.

૬૬. વિજયલક્ષ્મીસૂરિ—શિરોહીમાં પાસે પારડીમાં પોરવાલ શા. હેમરાજની પત્ની આનંદીબાઈએ સં૦ ૧૭૯૭ ચૈ૦ શુ ૫ ગુરુવારે શુભ-સ્વપ્નથી સૂચિત સુરચંદને જન્મ આપ્યો. તેને વિજયસૌભાગ્યસૂરિએ પોતાના ગુરુભાઈ પં૦ પ્રેમવિજય પાસે રાખી ભણાવ્યો. સં ૧૮૧૪ મ૦ શુ૦ ૫ રેવાકાંઠે શીનોરમાં દીક્ષા આપી સુવિધિવિજય નામ રાખ્યુ. વળી ચૈ૦ શુ૦ ૯ સૂરિપદ આપી ભટ્ટારક વિજયલક્ષ્મીસૂરિ નામ આપ્યું અને પોતાની ગાદી સોંપી. તેમણે ઘણા ગ્રંથો બનાવ્યા છે. "જ્ઞાનદર્શનચારિત્ર-

સંવાદ, વીરસ્તવન સં૦ ૧૮૨૭, છ અઠ્ઠાઇનું સ્તવન સં૦ ૧૮૩૪ ચૈ૦ શુ૦ ૧૫, ઉપદેશપ્રાસાદસ્તંભ સટીક સં૦ ૧૮૪૩ કા. શુ૦ ૫ ગુરુવાર, વીશસ્થાનક પૂજા, સં. ૧૮૪૫ આ૦ શુ૦ ૧૦ શંખેશ્વર તીર્થ, જ્ઞાનપંચમી દેવવંદન, ચોવીશી, રોહિણી, ભગવતી, 'મૃગાપુત્ર અને જ્ઞાનપંચમીની સજ્ઝાયો" વગેરે બનાવેલ છે. તમણે અનેક પ્રતિષ્ઠાઓ કરાવી છે. તેમના ગુણથી આકર્ષાઇ ભ૦ વિજયોદયસૂરિના પક્ષકારોએ પણ તેમને જ સં૦ ૧૮૪૯માં સ્વગુરુની પાટે સ્થાપિત કર્યા છે એટલે વિજયોદયસૂરિના પટ્ટધર તરીકે પણ તેઓ ઓળખાય છે. મતલબ કે, વિજયઋદ્ધિસૂરિથી બે પાટો ચાલી હતી તે અહીં મળી ગઇ હતી. તેમણે શિરોહીના રાવ વયરીશાલને પ્રતિબોધ્યો હતો. તેમનું સં. ૧૮૫૮માં મેરુતેરશે સુરતમાં સ્વર્ગગમન થયું હતું અને સંઘવી દુર્લભજી વેલજીએ શત્રુંજય ગિરિ પર તેમનાં પગલાંની પ્રતિષ્ઠા કરી હતી. શ્રીમંત સુબેદાર વડોદરાનરેશ દામાજી ગાયકવાડે તેમને ભટ્ટારકપદની સનંદ કરી આપી હતી.

૬૭. **વિજયદેવેન્દ્રસૂરિ.** તેઓ સુરતમાં શ્રીમાળી જ્ઞાતિમાં જન્મ્યા હતા. તેમનું આચાર્યપદ સં૦ ૧૮૫૭માં વડોદરામાં અને સ્વર્ગગમન સં૦ ૧૮૬૧માં અમદાવાદમાં થયેલ છે.

૬૮. **વિજયમહેન્દ્રસૂરિ.** ભિન્નમાલમાં ઓસવંશમાં જન્મ, સં૦ ૧૮૨૭ આમોદમાં દીક્ષા, સં૦ ૧૮૬૧માં અમદાવાદમાં ભટ્ટારક પદ, અને સં૦ ૧૮૬૫માં વીજાપુરમાં સ્વર્ગગમન.

૬૯. **વિજયસમુદ્રસૂરિ.** ગોઢાણના જવલાગામમાં હરનાથની પત્ની પુરાદેની કુક્ષિથી જન્મ, સં૦ ૧૮૬૫ માગશર પૂનામાં સૂરિપદ, તેઓ સં૦ ૧૮૭૭ સુધી વિદ્યમાન હતા.

**પૃષ્ઠ ૯૬, કડી ૩ અને પૃષ્ઠ ૯૭, કડી ૧૫:** તપાગચ્છ-સાગર-શાખા પરંપરાઃ

(૫૩) **આ૦ લક્ષ્મીસાગરસૂરિ.**

(૫૪) **ઉ. વિદ્યાસાગરગણિ.** તેમણે બાલવયમાં દીક્ષા લીધી હતી. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા, વૈરાગ્યવાન નિઃસ્પૃહ અને મહાતપસ્વી હતા. ઓછામાં ઓછુ છઠ્ઠનો તપ કરતા અને પારણે આયંબિલ કરતા હતા. તેમણે જેસલમેર તરફ વિહાર કરી લોંકાગચ્છવાળાએ દેરાસરમાં કાંટા ભરાવ્યા હતા તે દૂર કરાવી શુદ્ધ જૈનધર્મનો પ્રચાર કર્યો હતો. બીજાં પણ અનેક શાસનપ્રભાવનાનાં કાર્યો કર્યાં છે. જેસલમેરમાં ખરતરોને, મેવાડમાં વીજામતીઓને, વીરમગામમાં પાયચંદમતી અને, મોરબી આદિમાં લોંકાગચ્છીને પ્રતિબોધ આપી સન્માર્ગમાં સ્થાપ્યા હતા.

(૫૫) ઉ૦ ધર્મસાગરગણિ. તેમનો જન્મ લાડોલમાં ઓસવાલવંશમાં થયો હતો. તેમણે સં૦ ૧૫૯૫માં ૧૬ વર્ષની ઉમરે આ૦ વિજયદાનસૂરિના હાથે તપગચ્છમાં દીક્ષા લીધી. તેમણે આ૦ વિજયહીરસૂરિ સાથે દોલતાબાદમાં જઈ અભ્યાસ કર્યો હતો. તેઓ સંસ્કૃત બોલવામાં ચતુર, પ્રખર વાદી અને સમર્થ ગ્રંથકાર હતા. તેમણે 'જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ટીકા સં૦ ૧૬૩૯, તત્ત્વતરંગિણી સં૦ ૧૬૧૭, વર્ધમાનદ્વાત્રિંશિકા, કલ્પકિરણાવલી સં૦ ૧૬૨૮, કુમતિકુદ્દાલ પ્રવચનપરીક્ષા સં૦ ૧૬૨૯, તપાગચ્છ પટ્ટાવલીસૂત્ર, સવૃત્તિ નયચક્ર, ઈર્યાપથિકીષટ્ત્રિંશિકા–વૃત્તિ સં૦ ૧૬૨૯, ઔષ્ટ્રિકમતોત્સૂત્રદીપિકા સં૦ ૧૬૧૭, પર્યુષણાશતક સં૦ ૧૬૪૭, તેની ટીકા ૧૬૪૭, ગુરુતત્ત્વદીપક' વગેરે ગ્રંથ બનાવ્યા છે. સ્વ૦ સં૦ ૧૬૫૩ કા. શુ. ૯. ઉપા૦ શ્રીભાવવિજયગણિએ 'ષટ્ત્રિંશદ્જલ્પવિચાર'માં તેમને પં૦ જીવર્ષિગણિના શિષ્ય તરીકે ઉલ્લેખ્યા છે.

(૫૬) ઉ૦ લબ્ધિસાગર, ઉ૦ વિમલસાગરજી, ઉ૦ લબ્ધિસાગરના શિષ્ય ઉ૦ નેમિસાગર બહુ બુદ્ધિમાન હતા. તે અને તેના શિષ્ય મહો૦ મુક્તિસાગર ગૃહસ્થીપણાના ભાઈઓ હતા. તે બન્નેની કૃપાથી નગરશેઠ શાંતિદાસને અઢળક ધન મળ્યું હતું અને નગરશેઠે તેમને ઉપાધ્યાય બનાવવા પ્રયત્ન કર્યો પરંતુ આ૦ વિજયસેનસૂરિએ મના કરી. ઉ. નેમસાગરજી આ૦ વિજયદેવસૂરિ સાથે માંડવગઢ ગયા હતા. ત્યાં બાદશાહ જહાંગીરે આચાર્યશ્રીને "સવાઈ મહાતપા" અને ઉપાધ્યાયને "જગજીપક" નાં બિરુદ આપ્યાં હતાં. તેઓનું સં૦ ૧૬૭૪માં માંડવગઢમાં જ સ્વર્ગગમન થયું. અને તેમના શિષ્ય ઉ૦ મુક્તિસાગરજીને નગરશેઠ શાંતિદાસે સં૦ ૧૬૭૯માં આ૦ વિજયદેવસૂરિના વાસક્ષેપથી વાચકપદ અને સં૦ ૧૬૮૬માં આ૦ વિજયદેવસૂરિના વાસક્ષેપથી અમદાવાદમાં સૂરિપદ આપ્યું તેમનાથી "સાગરમત"ની પરંપરા ચાલી.

(૫૭) ઉ૦ પદ્મસાગરજી—તેઓ ઉ૦ વિમલસાગરજીના શિષ્ય હતા તેમણે સં૦ ૧૬૪૬માં બીજા ભ૦ શુ૦ ૧૧ માંડલમાં 'જગદ્ગુરુકાવ્ય' બનાવ્યું છે.

(૫૮) ઉ૦ કુશલસાગરજી (૫૯) પં૦ ઉત્તમસાગરજી સ્વ૦ સં ૧૭૫૮ (૬૦) પં૦ ન્યાયસાગરજી તેમણે સં૦ ૧૭૬૩માં ક્રિયોદ્ધાર કર્યો, અને સં૦ ૧૭૯૭માં અમદાવાદમાં લવારની પોળના ઉપાશ્રયમાં સ્વર્ગગમન કર્યું.

(૫૫) મહો૦ ધર્મસાગરગણિ (૫૬) ઉ૦ શ્રુતસાગર (૫૭) ઉ૦ શાંતિસાગર. તેમણે સં૦ ૧૭૦૭માં 'કલ્પકૌમુદી' રચી (ગ્રં૦ ૩૭૦૭).

(૫૮) આ૦ શ્રીવિજયહીરસૂરિ (૫૯) આ૦ શ્રીવિજયસેનસૂરિ, (૬૦) આ૦ રાજસાગરસૂરિ-તેઓ મહો૦ ધર્મસાગરગણિના શિષ્ય ઉ૦ લબ્ધિ-સાગરના શિષ્ય ઉ૦ નેમસાગરજીના નાના ભાઇ તથા શિષ્ય હતા. તેનો જન્મ સં૦ ૧૬૩૭માં શિપુરમાં, નામ મેઘજી, સં. માં દીક્ષા નામ મુક્તિ-સાગર, સં૦ ૧૬૬૫માં પંન્યાસપદ. તે ગુરુ શિષ્યની કૃપાથી નગરશેઠ શાંતિદાસ ધનવાળા તથા સુખી થયા હતા. તેથી નગરશેઠે ઉ૦ નેમસાગરજીના શિષ્ય મુક્તિસાગરજીને આ૦ વિજયદેવસૂરિના વાસક્ષેપથી સં૦ ૧૬૭૯માં વાચકપદ અને સં૦ ૧૬૮૬માં અમદાવાદના ભ૦ મહાવીરસ્વામીના દેરાસરમાં આચાર્ય-પદ આપ્યું અને આ૦ રાજસાગરસૂરિ નામ આપ્યું. તેઓ સં૦ ૧૭૨૧ ભા. શુ૦ ૬ અમદાવાદમાં સ્વર્ગે ગયા. તેના અગ્નિસંસ્કારના સ્થાને દેરી છે. આ સ્થાન ઘાંચી સોસાયટીથી આગળ ગૂજરાત વિદ્યાપીઠની નજીકમાં છે. ત્યાં કા૦ વ૦ ૪ દિને જૈનોનો મેળો ભરાય છે. આ આચાર્યથી સાગર-શાખાની સ્વતંત્ર પટ્ટાવલી ચાલી છે (૬૧) વૃદ્ધિસાગરસૂરિ સ્વ. સં૦ ૧૭૪૭ અમદાવાદ (૬૨) લક્ષ્મીસાગરસૂરિ સ્વ. સં૦ ૧૭૮૮ મુ. સુરત. (૬૩) કલ્યાણસાગરસૂરિ સ્વ૦ ૧૮૧૧ (૬૪) પુણ્યસાગરસૂરિ. સં૦ ૧૮૦૮ આ. શુ ગુરુવારે સૂરિપદ (૬૫) ઉદયસાગરસૂરિ (૬૬) આણંદસાગરસૂરિ. (૬૭) શાંતિસાગરસૂરિ. તેમણે સં૦ ૧૯૨૯-૩૦માં હેંડબીલો બહાર પાડી પૂનમ અમાસની વધઘટમાં તેરશની વધઘટ કરવી એ તપાગચ્છની મર્યાદાને સમ-ર્થન આપ્યું હતુ. (નગરશેઠ 'શાંતિદાસજીનો રાસ' વગેરેના આધારે)

સાગરપરંપરામાં—(૧) પં. ચારિત્રસાગર (૨) પં. વિનયસાગર (૩) પં. નરસાગર (૪) પં. ચારિત્રસાગર (૫) પ કલ્યાણસાગર (૬) પં સુજાન-સાગર (૭) શુભસાગર સં૦ ૧૭૪૨ સ્યાહજિહાંનાબાદ નગર.

(આગરાભંડાર ણ-૩૫ 'કલ્યાણમંદિર'પ્રતની પુષ્પિકા)

(૫) પં. કલ્યાણસાગર (૬) પં. યશઃસાગર (૭) પં. યશવંતસાગર (૮) પં. વિચારસાગર (૯) પં. યુક્તિસાગર (૧૦) પં. જગરૂપસાગર (૧૧) પં. ખુશાલસાગર (૧૨) પ. જોધસાગર, મેઘસાગર ઈતિ સાગરાંકી પટ્ટાવલી.

(આગરાભંડાર જ્ઞ. ૩૩ 'રામવિનોદસારણી'ને અંતે નોંધ)

(શત્રુંજય-જિનેન્દ્ર ટૂંકે પાદુકાલેખ, 'જૈનસત્યપ્રકાશ' ક૦ ૯૨)

(૫૮) આ૦ શ્રીહીરવિજયસૂરિ (૫૯) ઉ૦ સહજસાગર (૬૦) ઉ૦ જયસાગર (૬૧) ઉ૦ જિતસાગર (૬૨) પં૦ માનસાગર (૬૩) મયમલ-સાગર (૬૪) પદ્મસાગર સ્વ૦ સં૦ ૧૮૨૫ (૬૫) સુજ્ઞાનસાગર સ્વ૦ સં૦

૧૮૩૮ (૬૬) સ્વરૂપસાગર સ્વ૦ સં૦ ૧૮૬૬ (૬૭) નિધાનસાગર સ્વ૦ સં૦ ૧૮૮૭ (૬૮) મયમલસાગર (૬૯) ગૌતમસાગર (૭૦) ઝવેરસાગર (૭૧) આ૦ આનંદસાગરસૂરિ. આગમોનો ઉદ્ધાર કર્યો. શિલાપટ આગમ-મંદિર, તામ્રાગમ મંદિર બનાવ્યાં, સૈલાનાનરેશને પ્રતિબોધ કર્યો અને અનેક ગ્રંથો બનાવ્યા. તેઓ વિદ્યમાન છે (૭૨) આ૦ માણેકસાગરસૂરિ વિદ્યમાન છે.

(૬૮) મયગલસાગર (૬૯) નેમિસાગરજી (૭૦) રવિસાગરજી. તેઓ મહાન તપસ્વી અને વચનસિદ્ધ હતા (૭૧) સુખસાગરજી (૭૨) આ૦ બુદ્ધિસાગરસૂરિ તેમણે ૧૦૮ ગ્રંથો બનાવ્યા છે. સ્વ૦ સં૦ ૧૯૮૧ (૭૩) આ૦ અજિતસાગરસૂરિ સ્વ૦ સં૦ ૧૯ આ૦ ઋદ્ધિસાગરસૂરિ, આ૦ કીર્તિસાગરસૂરિ. હાલ વિદ્યમાન છે.

તપગચ્છ વિમલશાખા પટ્ટાવલી—

(૫૬) આ૦ આણંદવિમલસૂરિ (૫૭) આ૦ વિજયદાનસૂરિ (૫૮) આ૦ હીરવિજયસૂરિ (૫૯) આ૦ વિજયસેનસૂરિ (૬૦) આ૦ વિજયદેવસૂરિ (૬૧) આ૦ વિજયપ્રભસૂરિ સ્વ૦ સં૦ ૧૭૪૯ (૬૨) ક્રિયોદ્ધારક આ૦ જ્ઞાન-વિમલસૂરિ. તેમનો સં૦ ૧૬૯૪માં ભિન્નમાલના ઓસવાલ શેઠ વાસવ પત્ની કનકાવતીની કુક્ષિથી જન્મ, નામ નાથુમલ્લ, સં૦ ૧૭૦૨ માં આ૦ આનંદવિમલસૂરિ શિષ્ય પં૦ હર્ષવિમલ શિષ્ય પં૦ જયવિમલ શિષ્ય પં૦ કીર્તિવિમલ શિષ્ય પં૦ વિનયવિમલ શિષ્ય પં૦ ધીરવિમલગણિ પાસે દીક્ષા. નામ નયવિમલ સં૦ ૧૭૨૭ મ. શુ. ૧૦ ધાણેરાવમાં આ૦ વિજયપ્રભ-સૂરિના હાથે પંન્યાસપદ, સં૦ ૧૭૪૮માં ફા. શુ. ૫ આ૦ વિજયપ્રભસૂરિજીની આજ્ઞાથી આ૦ મહિમાસૂરિના હાથે સૂરિપદ, સં૦ ૧૭૪૯માં પાટણ પાસે સંડેર ગામમાં શ્રુતકેવલિકલ્પ મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજની આજ્ઞા પ્રમાણે ક્રિયોદ્ધાર કરી સંવેગીમાર્ગ સ્વીકાર. સં૦ ૧૭૮૨ આ. વ. ૪ ગુરુવારે ૮૯ વર્ષની વયે ખંભાતમાં સ્વર્ગગમન. (૬૩) આ૦ સૌભાગ્ય સાગરસૂરિ (૬૪) આ૦ સુમતિસાગરસૂરિ તેઓ મોટા તપસ્વી હતા. તેઓએ ઘી સિવાયની પાચે વિગઇનો જાવજ્જીવ ત્યાગ કર્યો હતો અને એકધારું વર્ધમાન તપ કરી ચૌદ વર્ષમાં પૂરું કર્યું હતું સ્વ૦ સં૦ ૧૭૮૮ અથવા ૧૭૯૮ વૈ. શુ. ૪ શંખેશ્વરમાં (૬૫) આ૦ વિબુધવિમલસૂરિ સીતાપુરના પોરવાડ મહેતા ગોકળ પત્ની રધયાની કૂંખે જન્મ, નામ લક્ષ્મીચંદ. તેણે પં૦ ઋદ્ધિવિમલગણિના શિષ્ય, પં૦ કીર્તિવિમલગણિ પાસે દીક્ષા લીધી. નામ લક્ષ્મીવિમલ આપવામાં આવ્યુ. તેમના દાદા ગુરુ પં૦ ઋદ્ધિવિમલગણિ મહાતપસ્વી હતા તેમણે ધાણધાર મધ્યે પાલણપુર પાસે ગોલા ગામમાં

ભ૦ શ્રીમહાવીરસ્વામીના દેરાસરમાં સં૦ ૧૭૧૦ માં મહોપાધ્યાય શ્રી-યશોવિજયજી મહારાજની સહાયથી ક્રિયોદ્ધાર કર્યો. તેમના શિષ્ય કીર્તિ-વિમલગણિ થયા. તેમણે અનેક ભવ્યોને પ્રતિબોધ કરી ઘણી દીક્ષા આપી છે. તેમના શિષ્ય લક્ષ્મીવિમલને આ૦ સુમતિસાગરજીએ સં૦ ૧૭૮૮ અથવા ૧૭૯૮ વૈ. શુ. ૩ દિને શંખેશ્વરજીમાં સૂરિપદ આપ્યું અને તેમનું નામ આ૦ વિબુધવિમલસૂરિ રાખ્યું. આ૦ વિબુધવિમલસૂરિ સારા જ્ઞાની હતા. તેમણે ગુજરાત, મેવાડ, માળવા, ખાનદેશ અને દક્ષિણમાં વિહાર કર્યો હતો, જ્યાં પોતાના જ્ઞાનની સુંદર છાપ પાડી હતી. તેઓએ છેલ્લા ચોમાસાઓ બાલાપુર, ઔરંગાબાદ અને ઔરંગાબાદમાં કરેલ છે. તેઓ વચમાં યાત્રા કરવા માટે ઇલોરા (વેરૂલ) પણ ગયા હતા.

આ સૂરિએ સં૦ ૧૮૧૩ ફા. શુ. ૫ દિને ઔરંગાબાદમાં મહિમા-વિમલજીને સૂરિપદ આપી પોતાની પાટે સ્થાપ્યા. ત્યાં તે જ વર્ષે જે. શુ. ૧૩ દિને 'સમ્યક્ત્વપરીક્ષા'ની રચના કરી, મુનિ ભાનુવિમલના આગ્રહથી તેનો બાલાવબોધ પણ કર્યો અને સં૦ ૧૮૧૪ના માગશર વદી ત્રીજને દિવસે સ્વર્ગગમન કર્યું. તેઓએ સં૦ ૧૭૮૦ આ. શુ. ૧૦ 'વીશી'ની રચના કરી છે.

(૬૬) આ૦ મહિમાવિમલસૂરિ, પં. ક્ષાંતિવિમલ, મુનિ ભાનુવિમલજી સં૦ ૧૮૨૦માં વિદ્યમાન હતા.

(૫૬) આનંદવિમલસૂરિ (૫૭) ઋદ્ધિવિમલજી (૫૮) કીર્તિવિમલજી (૫૯) વીરવિમલજી (૬૦) મહોદયવિમલજી (૬૧) પ્રમોદવિમલજી (૬૨) મણિ-વિમલજી (૬૩) ઉદ્યોતવિમલજી (૬૪) દાનવિમલજી (૬૫) પં૦ દયાવિમલજી (૬૬) પં૦ સૌભાગ્યવિમલજી (૬૭) પં૦ મુક્તિવિમલજી સ્વ૦ સં૦ ૧૯૭૪ ભા. શુ. ૪ (૬૮) આ૦ રંગવિમલસૂરિ સં૦ ૨૦૦૫માં આ૦ શ્રી વિજય-ન્યાયસૂરિના હાથે પાટણમાં આચાર્ય થયા. (૬૯) મુનિ કનકવિમલ

પૃષ્ઠ ૧૦૯, કડી ૨ અને પૃષ્ઠ ૧૧૮, કડી ૨ : દોયહજારને ચાર '૨૦૦૪' :

ભ૦ મહાવીરસ્વામીના નિર્વાણ પછી ૩ વર્ષ ૮II મહિના જતાં પાંચમા આરાની શરૂઆત થઈ છે, જે એકવીશ હજાર વર્ષ સુધી રહેશે. પછી છઠ્ઠો આરો શરૂ થશે.

ભ૦ મહાવીરસ્વામીના નિર્વાણ પછી જૈનધર્મનો દિનપ્રતિદિન હ્રાસ થવા લાગ્યો છે–થશે, પરંતુ તે કાળ દરમ્યાન સાંકળના અંકોડાની જેમ બરાબર એક પછી એક ૨૦૦૪ યુગપ્રધાન આચાર્યો થશે. જ્ઞાની, સંયમી, પ્રાભાવિક

અને અતિશયવાળા હશે, જેઓ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને સમજી ધર્મ-રક્ષામાં તત્પર રહેશે. તેમાં પણ અમુક અમુક વર્ષોને આંતરે ૨૩ યુગ-પ્રધાન આચાર્યો તો એવા પ્રાભાવિક થશે કે જેઓ જૈનધર્મના નબળા પડતા અંગોને સંસ્કાર આપીને જૈનધર્મને ઉન્નત દશામાં લઇ જશે અને તેની ખૂબ પ્રતિષ્ઠા વધારશે. એ રીતે પાંચમા આરામાં ૨૩ ઉદયકાળ મનાય છે અને ૨૦૦૪ યુગપ્રધાનો થશે એમ પણ મનાય છે.

કવિબહાદુર દીપવિજયજી લખે છે કે આજ સુધીમાં ૨ ઉદયકાળ વીતી ગયા છે. ત્રીજો ઉદયકાળ ચાલુ છે. પહેલા ઉદયકાળના ગણધર શ્રી-સુધર્માસ્વામી વગેરે ૨૦ યુગપ્રધાનો થઇ ગયા, બીજા ઉદયકાળના આ૦ વજ્રસેન વગેરે ૨૩ યુગપ્રધાનો થઇ ગયા, ત્રીજા ઉદયકાળના આ૦ પાડિ-વય વગેરે ૯૮ યુગપ્રધાનો થવાના છે તે પૈકીના ૧૦ યુગપ્રધાનો થઇ ગયા છે. ૧૧મા યુગપ્રધાન આજે વિદ્યમાન છે અને ૮૭ યુગપ્રધાન થવાના બાકી છે ત્યાર પછી ચોથો ઉદયકાળ ચાલુ થશે વગેરે. તેનાં નામો નીચે પ્રમાણે છેઃ

પહેલા ઉદયના યુગપ્રધાનો—૧ સુધર્માસ્વામી, ૨ જંબૂસ્વામી, ૩ પ્રભવસ્વામી, ૪ શય્યંભવસૂરિ, ૫ યશોભદ્ર, ૬ સંભૂતિવિજય, ૭ ભદ્રબાહુ, ૮ સ્થૂલભદ્ર, ૯ મહાગિરિ, ૧૦ સુહસ્તિ, ૧૧ ગુણસુન્દરસૂરિ, ૧૨ સ્યામા-ચાર્ય, ૧૩ સ્કંદિલ, ૧૪ રેવતીમિત્ર, ૧૫ ધર્મસૂરિ, ૧૬ ભદ્રગુપ્ત, ૧૭ શ્રીગુપ્ત, ૧૮ વજ્રસ્વામી, ૧૦ આર્યરક્ષિત, ૨૦ દુર્બલિકા પુષ્પમિત્ર. (વીર સં૦ ૧ થી ૬૧૭).

બીજા ઉદયના યુગપ્રધાનો—૧ વજ્રસેન, ૨ નાગહસ્તિ, ૩ રેવતી-મિત્ર, ૪ બ્રહ્મદીપિક સિંહસૂરિ, ૫ નાગાર્જુન, ૬ ભૂતદિન્ન, ૭ કાલિકા-ચાર્ય, ૮ સત્યમિત્ર, ૯ હારીલ, ૧૦ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ (વીર સં૦ ૧૧૧૫માં સ્વર્ગે ગયા), ૧૧ ઉમાસ્વાતિ, ૧૨ પુષ્પમિત્ર, ૧૩ સંભૂતિ, ૧૪ માઢર સંભૂતિ, ૧૫ ધર્મઋષિ, ૧૬ જેષ્ઠાંગગણિ, ૧૭ ફલ્ગુમિત્ર, ૧૮ ધર્મઘોષ (વીર સં૦ ૧૫૯૮ માં સ્વર્ગે ગયા), ૧૯ વિનયમિત્ર, ૨૦ શીલમિત્ર, ૨૧ રેવતીમિત્ર, ૨૨ સુમિત્રમિત્ર, ૨૩ હરિમિત્ર. (વીર સં૦ ૬૧૭ થી ૧૯૯૭).

(આ૦ ધર્મઘોષસૂરિકૃત 'દુસ્સમાકાલસમયસંઘ થયં' અવચૂરિ, મહો૦ શ્રીવિનયવિજયગણિકૃત 'લોકપ્રકાશ' સર્ગ ૩૪ મો 'પટ્ટાવલી-સમુચ્ચય' ભાગ ૧લો પૃ૦ ૧૫, તથા પૃ૦ ૧૪૩).

પૃષ્ઠ ૧૦૯, કડી ૬ અને પૃષ્ઠ ૧૧૮, કડી : ૬ પ્રભાવકચરિત્ર, રાજગચ્છ પટ્ટાવલીઃ

૧. આ૦ નન્નસૂરિ. તેલવાડાના રાજા હતા. વનવાસી ગચ્છના હતા પરંતુ રાજા હોવાથી તેમનો રાજગચ્છ કહેવાયો. ૨. અજિતયશોદેવસૂરિ, ૩. સર્વદેવસૂરિ, ૪. પ્રદ્યુમ્નસૂરિ. તેઓ છયે દર્શનના અભ્યાસી હતા, પ્રકાંડ વાદી હતા, ગ્વાલિયર, ત્રિભુવનગિરિ અને ચિત્તોડના રાજાઓ તેમને ગુરુ તરીકે માનતા હતા, તેમણે તલપાટકમાં અલ્લૂરાજાની સભામાં દિગમ્બરાચાર્યને જીતી પોતાનો શિષ્ય બનાવ્યો હતો, અને તે નિમિત્તે વિજયસ્તંભ ઊભો કરાવ્યો હતો, જે આજે પણ ચિત્તોડના કિલ્લામાં જૈનસ્તંભ તરીકે વિખ્યાત છે. અલ્લૂરાજ જૈનધર્મી બન્યો હતો. ૫ તર્કપંચાનન આ૦ અભયદેવસૂરિ. તેઓ રાજર્ષિ તરીકે વિખ્યાત છે તેમણે 'સમ્મતિતર્ક'ની ૨૫૦૦૦ શ્લોક પ્રમાણ 'તત્ત્વબોધવિધાયિની' ટીકા બનાવી છે. તે લબ્ધિસંપન્ન આચાર્ય હતા, ૬. ધનેશ્વરસૂરિ. તે ત્રિભુવનગિરિના રાજા હતા. તેમના શરીરમાં ઝેરી ફોલ્લા થઈ આવ્યા હતા, જે આ૦ અભયદેવસૂરિના ચરણપ્રક્ષાલન જળથી શમી ગયા એટલે તેમણે દીક્ષા લીધી અને અનુક્રમે આચાર્યપદ પ્રાપ્ત કર્યું. મુંજરાજા તેમને ગુરુ તરીકે માનતો હતો. તેમણે ચૈત્રપુરીમાં ૧૮૦૦૦ બ્રાહ્મણોને જૈન બનાવી ભ૦ મહાવીરનું દેરાસર બનાવી ચૈત્રવાલ ગચ્છ સ્થાપ્યો. તેમનાથી ૧૮ શાખાઓ નીકળી છે. ૭ અજિતસિંહસૂરિ, ૮. વર્ધમાનસૂરિ. તેમણે વનવાસીગચ્છના આ૦ વિમલચંદ્રસૂરિના શિષ્ય વીરમુનિને સૂરિપદ આપ્યું જેનાથી કમ્બોઈયા, અષ્ટાપદ વગેરે શાખાઓ નીકળી છે, ૯. શીલભદ્રસૂરિ. તેમણે ૧૨૫ વર્ષની ઉમરથી ૬ વિગઈઓનો ત્યાગ કર્યો હતો, તે સમર્થ ઉપદેશક હતા. તેમના પ્રથમ પટ્ટધર આ૦ ચંદ્રસૂરિ હતા, તેમની પરંપરાના આ૦ પ્રભાચંદ્રસૂરિએ વિ૦ સં૦ ૧૩૩૪માં 'પ્રભાવકચરિત્ર' બનાવ્યું. આ૦ મેરુતુંગસૂરિ આ૦ ચંદ્રપ્રભસૂરિના બીજા પટ્ટધર હતા. તેમણે વિ૦ સં૦ ૧૩૬૧ ફા૦ શુ૦ ૧૫ રવિવારે વઢવાણ શહેરમાં 'પ્રબંધચિંતામણિ' ગ્રંથ બનાવ્યો છે. તેમની પાટે આ૦ ગુણચંદ્ર થયા છે. ('પ્રબંધચિંતામણિ') ૧૦. ધર્મઘોષસૂરિ તેમને અંબિકાદેવી પ્રસન્ન હતી, તેમણે નાગોરના રાજા આલ્હણદેવ, શાકંભરીના રાજાઓ અજયરાજ, અર્ણોરાજ, અને વિગ્રહરાજ વગેરેને જૈનધર્મપ્રેમી બનાવ્યા હતા. રાજસભામાં અનેક વાદીઓને જીત્યા હતા, તેમના ઉપદેશથી વિગ્રહરાજે અજમેરમાં રાજવિહાર બનાવી તેમાં મોટા જિનબિંબની પ્રતિષ્ઠા કરી હતી અને અરિસિંહ તથા તથા માલવનરેશને સાથે રાખી પોતે જ કલશદંડ તથા ધ્વજા ચડાવ્યાં હતાં. તેમજ અગિયારશ વગેરેની અમારી પળાવી હતી. આચાર્યશ્રીના ઉપદેશથી બીજાં ઘણાં જિનાલયો બન્યાં હતાં. બ્રાહ્મણો વગેરે જૈન બન્યા હતા,

જેનાં ઓસવાલમાં સુરાણા વગેરે ૧૦૫ ગોત્રો અને શ્રીમાળીમાં ૩૫ ગોત્રો સ્થપાયાં છે. સં. ૧૧૮૧ લગભગમાં ફલોધિ પાર્શ્વનાથ પ્રકટ્યા તે ઉત્સવમાં આચાર્યશ્રી હાજર હતા. તેમણે "ધમ્મકપ્પદ્દુમો" ગ્રંથ બનાવ્યો છે. આ આચાર્યથી 'ધર્મઘોષશાખા' નીકળી છે અને તેમાંથી 'સુરાણાગચ્છ' શરૂ થયો છે. ધર્મઘોષશાખાના જૈનો આજે એક સામાચારી હોવાના કારણે તપગચ્છને માને છે. આ૦ ધર્મઘોષ તે બીજાયુગના ૧૮મા યુગપ્રધાન છે, જેમનો યુગપ્રધાનકાળ વીર સં૦ ૧૫૨૦ થી ૧૫૯૮ વિ૦ સં૦ ૧૧૧૦ થી ૧૧૮૮ છે.

૧૧ રત્નસિંહસૂરિ તેમના ગુરુ ભાઇ આ૦ યશોભદ્રે 'પ્રત્યક્ષાનુમાનાધિક પ્રકરણ' અને તેમના શિષ્ય આ૦ પૃથ્વીચંદ્રે 'કલ્પસૂત્રનું ટીપ્પન' રચ્યું. ૧૨ દેવેંદ્રસૂરિ. તેમની પરંપરાના આ૦ રત્નાકરસૂરિએ પ્રતિષ્ઠા કરેલ અને સાધુ પેથડે ભરાવેલ ભ૦ અભિનંદનસ્વામીની પ્રતિમા શત્રુંજય તીર્થમાં વિદ્યમાન છે. ૧૩ રત્નપ્રભસૂરિ, ૧૪ આણંદસૂરિ, ૧૫ અમરપ્રભસૂરિ, ૧૬ જ્ઞાનચંદ્રસૂરિ. તેમણે સં૦ ૧૩૭૮માં વિમલવસહીમાં જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠા કરાવ્યાં, ૧૭ મુનિશેખરસૂરિ, ૧૮ સાગરચંદ્રસૂરિ, તેમના ગુરુભ્રાતા આ૦ માણેકચંદ્રસૂરિએ 'કાવ્યપ્રકાશ-સંકેત, પાર્શ્વનાથચરિત્ર, નલાયન' વગેરે ગ્રંથો બનાવ્યાં. ૧૯ મલયચંદ્રસૂરિ, ૨૦ પદ્મશેખરસૂરિ, ૨૧ પદ્માનંદસૂરિ, ૨૨ નંદિવર્ધનસૂરિ, ૨૩ નયચંદ્રસૂરિ.

**પૃષ્ઠ ૧૦૯, પૃષ્ઠ ૧૧૮ : કડી ૬, ૭, ૮ : " ચાર ગ્રંથ "**

કવિરાજ કવિબહાદુર શ્રીદીપવિજયજીએ જ આ 'સોહમકુલ પટ્ટાવલી-રાસ' ૧ આ૦ મુનિસુંદરસૂરિની 'ગુર્વાવલી', ૨ ઉ૦ ધર્મસાગરજીગણિની' તપગચ્છ પટ્ટાવલી', ૩ આ૦ દેવેંદ્રસૂરિનો 'દુપ્પસહયંત્ર', ( દુસ્સમકાલસમણ-સંઘથય' સાવચૂરિક ) ૪ આ૦ પ્રભાચંદ્રસૂરિનું 'પ્રભાવકચરિત', અને ૫ આ૦ દેવર્ધિગણિ ક્ષમાશ્રમણની 'સ્થવિરાવલી' એમ પાંચ ગ્રંથોના આધારે બનાવ્યો છે છતાં તેમણે " ચાર ગ્રંથ અનુસારે કીધો " એમ લખ્યું છે તેથી 'દુપ્પસહયંત્ર'ને માત્ર યંત્રરૂપે લેખી તેનો આંક છોડી બાકીના ચારને "ગ્રંથ" તરીકે ઓળખાવ્યા હોય એમ અનુમાન થાય છે.

ઉપરના પાંચે પૂજ્ય આચાર્યો અને ઉપાધ્યાયોનો પરિચય અનુક્રમે આ ગ્રંથમાં મુદ્રિત પૃષ્ઠ ૮૧, પૃષ્ઠ ૨૬૯ પૃષ્ઠ ૭૩, પૃષ્ઠ ૨૭૪ અને પૃષ્ઠ ૨૬ માં આવી ગયો છે.

---

## — સુધારો - વધારો —

**પૃષ્ઠ ૧૨૬ ની નોંધમાં નીચે પ્રમાણે વધારો.**

" કછોલીના દેરાસરમાં મૂળનાયક ભગવાન શ્રીપાર્શ્વનાથની ગાદીમાં સં૦ ૧૩૪૩ નો લેખ છે, જેમાં કછુલિકા ગામ અને કછોલી ગોત્રગુરુનો ઉલ્લેખ છે.

શિરોહીમાં ભગવાન શ્રીઅજિતનાથની દેવકુલિકા પર સં૦ ૧૫૨૧થી સં૦ ૧૫૪૦ના શિલાલેખો છે, જેમાં પૂર્ણિમાપક્ષે, કછુવાલગચ્છે, ભદ્રેશ્વરસૂરિ સંતાને, ભ૦ સર્વાનંદસૂરિ, ભ૦ ગુણસાગરસૂરિ, તથા યતિ ઉદયવર્ધન ઇત્યાદિ ઉલ્લેખ છે.

તપાગચ્છે આ૦ વિજયદેવસૂરિ સંઘના ભ૦ વિજયધર્મસૂરિને સં૦ ૧૮૦૯ માં કછોલીમાં ભટ્ટારક પદ મળ્યું છે."

**પૃષ્ઠ ૧૬૨માં, આ૦ રત્નાકરસૂરિ પછી.**

" વિ૦ સં૦ ૧૪૯૪ માં થયા છે" એમ છપાયું છે, તેને બદલે જૈન ગુ૦ કવિઓ, પૃ૦ ૧૪૯૪" વાંચવું.

**પૃષ્ઠ ૨૧૦ પેરા ત્રીજાની શરૂની ત્રણ લીટીઓને નીચે મુજબ સુધારો.**

" ૧. મિત્ર અને સુભગાદેવી, ૨. મહારાજા શિલાદિત્ય ગુપ્ત સં૦ ૧થી ૬૦, ૩. ગુહિલ, ગુહસેન, ગુહદત્ત, ગ્રહાદિત્ય, તે ઇડરનો રાજા બન્યો, તેના વંશજો ગિહલોત તથા ગોહિલ કહેવાયા. ૪. ભોજ, ૫. મહેંદ્ર.